# અમે અને તમે

લેખક

ચિનુભાઈ ભોગીલાલ પટવા




પ્રકાશક
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
પુસ્તક-પ્રકાશક અને વિક્રેતા • ગાંધી માર્ગ અમદાવાદ

# 'અમે અને તમે' અંગે

હળવા લેખોનો મારો આ ચોથો સંગ્રહ છે: એ અગાઉના 'પાન-
ોપારી', 'ફિલસૂફિયાણી' અને 'ચાલો, સજોડે સુખી થઈએ!'. આ
ંગ્રહમાં આકાશવાણી-વાર્તાલાપો, 'કુમાર' ૪૦૦મો અંક, દીપોત્સવી અંકો.
મજ અન્ય સામયિકોમાંથી કેટલાક લેખો લીધા છે. જોકે મહદંશે તો
ુજરાત સમાચાર' દૈનિકમાં સત્તરેક વર્ષથી 'ફિલસૂફ'ને ઉપનામે પ્રસિદ્ધ
ી 'પાનસોપારી' નામની મારી કટારેમાંના જ લેખોનો સમાવેશ થયો છે.

ચાલુ બનાવો તેમજ રાજકારણ અંગેના મારા લોકપ્રિય કટાક્ષ-
મોને મેં નીતિની દૃષ્ટિએ આ સંગ્રહમાં સ્થાન આપ્યું નથી. વળી તેવાં
ખાણોની કિંમત ઘણુંખરું તે ચોક્કસ સમય પૂરતી જ મર્યાદિત હોય છે.

દરેક શનિવાર માટે એક લેખ ફરજિયાત લખાતો હોવાથી સંખ્યાની
એ ઘણો મોટો ફાલ ઊતર્યો છે. આથી ગ્રંથસ્થ કરવા માટેની પસંદગી
। મારી પરિસ્થિતિ ટોપલીમાંથી રમકડું પસંદ કરનાર બાળક સમી
જાય છે. પરંતુ મારા શુભ નસીબે 'પાનસોપારી'ના નિયમિત
કવર્ગમાં એક મુરબ્બી શ્રી બચુભાઈ રાવત પણ છે. તેઓ વારવાર
છે કે 'ફાઇલ માટે કાપલી કાપવી ચૂકી ગયા હો તો મારી પાસેથી
ી લેશો.' પરિણામે સંગ્રહ વેળા એમનું વાત્સલ્યભર્યું માર્ગદર્શન મારી
ી હળવી બનાવી દે છે.

નામકરણની વાત: આ દુનિયામાં નવાં બાળકો કે પુસ્તકોનો પ્રવેશ
ા એ તેમનાં નામ પાડવા જેટલું તો કઠિન નથી જ! મારા ચારે
જોતાં લાગશે કે વિષયની પસંદગી માટે મેં કોઈ મર્યાદા બાંધી નથી.
મા લેખો દ્વારા વાચકને એટલે કે 'તમને' જે કંઈ કહેવાનું છે તે
, પણ 'અમે' કહીએ છીએ! આમ જેમાં આખી સમષ્ટિ સમાઈ
। તેવું "અમે અને તમે" નામ આ સંગ્રહની પસંદગી પામ્યું છે.

કોઇ પણ કારણે લાંબા સમય માટે નાછૂટકે પથારીને વશ થનાર વર્ગને કંઈક આશ્વાસન અને રાહત મળે એ દૃષ્ટિએ, મારા પેલા ડૉક્ટર મિત્રોની સૂચનાથી 'પથારીમાં પંચોતેર દિવસ'વાળી લેખશ્રેણીનો પણ અત્રે સમાવેશ કર્યો છે.

આમ તો હું 'વણસાળી' છું, પરંતુ પત્ની શ્રી કંચનબહેને એવું મઝાનું વિશાળ બહેનપણી-ટોળું જમાવ્યું છે કે મને ક્યારેય સાળીની ખોટ સાલી નથી! એ ટોળામાંથી એક ઝૂમખાને આ સંગ્રહ અર્પણ કરી કંઈક ઋણમુક્તિ અનુભવું છું.

અંતે, દર અઠવાડિયે નિયમિત રીતે આવા લેખો લખવાનો મારો શોખ આટલાં બધાં વર્ષો લગી ટકાવી રાખવામાં, પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે પ્રોત્સાહન આપનાર 'પાનસોપારી'ના વાચકવર્ગનો આભાર માની વિરમું છું.

ચિનુભાઈ ભોગીલાલ પટવા

૨૦મી જુલાઈ ૧૯૬૦

૭૮ પ્રીતમનગર અમદાવાદ-૬

# ચિનુભાઇ પટવાની કૃતિઓ

**નવોઢા**
(વાર્તાઓ)

卐

**પાનસોપારી**
(સચિત્ર હળવાં પ્રસંગચિત્રો)

卐

**ફિલસૂફિયાણી**
(સચિત્ર નિબંધિકાઓનો બીજો સંગ્રહ)

卐

**શકુન્તલાનું ભૂત**
(એકાંકી નાટકો)

卐

**ચાલો, સજોડે સુખી થઇએ**
(દાંપત્ય તેમજ સાંસારિક જીવનના હળવા નિબંધો)

卐

**અમે અને તમે**
(હળવા નિબંધો અને કટાક્ષિકાઓ)

# અનુક્રમ

# ૧ : આકાશવાણી પ્રથમ પ્રવચન

કેટલાક "વક્તા"ઓને અમસ્તું બોલવું ફાવતું નથી, પરંતુ પ્રેક્ષકગણ જોતાં જીભમાં એવો સળવળાટ થાય છે કે બોલ્યા વગર રહી શકતા નથી. અમે એ પ્રકારના વક્તા છીએ કે જેઓને ભાષણ કરવાનો ઘણો શોખ હોવા છતાં પ્રેક્ષકોની હાજરીમાં જ બોલતા નથી: શ્રોતા-જનોનો અમને ક્ષોભ છે, તો વગર પ્રેક્ષકે ભાષણ કરવાનો અમારો આ વિચિત્ર શોખ તે કેવી રીતે પોષાય? અલબત્ત ન છૂટકે કલમ વડે અમે અમારા ભાષણના શોખને સંતોષવાના પ્રયત્ન કર્યા કરીએ છીએ, પરંતુ પ્રેક્ષકગણને અમારો અવાજ પહોંચાડવાની તક તો ન જ મળે ને!

પણ ઈશ્વરની ઈચ્છા હતી, તો છેવટે-પુરુષ પ્રયત્ન ફળ્યો. ખરો વગર પ્રેક્ષકે ભાષણો કરવાનો મનસૂબો અમને આકાશવાણીએ પૂરો પાડ્યો અને તે માટે અમે તેના તેમજ વિજ્ઞાનના ઋણી છીએ!

પ્રેક્ષકોની હાજરીમાં ભાષણ આપવાનું જોખમ એ છે કે તમારાથી પ્રેક્ષકોના મતની વિરુદ્ધનું કોઈ મંતવ્ય, દેહની સલામતીની શંકા વગર, આ લોકશાહીના જમાનામાં રજૂ કરી શકાતું નથી! જ્યારે રેડિયો પર તમે સંપૂર્ણ સલામત છો. આપણું આકાશવાણી પરનું મંતવ્ય પ્રેક્ષકને અનુકૂળ ના આવે, તો તે પોતાનો રેડિયો બંધ કરી દે અને તામસી પ્રકૃતિનો પ્રેક્ષક હોય, તો બહુ બહુ તો પોતાના એ રેડિયો સેટને કે હાથને હાનિ પહોંચાડે!

આમ આકાશવાણી પરથી વાર્તાલાપ–ભાષણ આપવાનો મુખ્ય લાભ એ છે કે–આપણે આપણા શ્રોતાજનોને, તેમની વિરુદ્ધનું મંતવ્ય રજૂ કરવા છતાં, હિંસાત્મક ઉશ્કેરણીથી બચાવી લીધાનો સંતોષ મેળવી શકીએ છીએ!

આકાશવાણી મારફત વાર્તાલાપો આપવાના ઘણા અવસરોથી અમે ટેવાઈ ગયા હોઈ એવા પ્રસંગે હવે અમને સ્વાભાવિક રીતેજ હર્ષ થાય છે. વળી બહાર ચાલુ ભાષણો આપીએ છીએ, ત્યારે આપણા શબ્દની કશી કિંમત હોતી નથી, જ્યારે આકાશવાણીવાળા ભાષણમાં તો શબ્દે શબ્દની નૈતિક ઉપરાંત આર્થિક કિંમત પણ અંકાય છે. અમેરિકામાં ભાષણકર્તાના શબ્દોની કિંમત આંકવામાં આવે છે, કારણ કે ત્યાં ટિકિટ વગરનાં ભાષણો હોતાં નથી. આથી જેને ખરો રસ હોય, તેવા પ્રેક્ષકો જ સભામાં આવે અને દેખીતી રીતે જ તેના ભાષણમાંથી એ પૈસા સભા–ગોઠવનારને પણ મળે એવા વક્તાઓની જ પસંદગી થાય. આમ અમેરિકામાં ભાષણ કરનારની ગણત્રી સંગીતકાર કે નૃત્યકારની જેમ એક કલાકાર તરીકે થાય છે. એજ રીતે જેની પૈસામાં કિંમત નથી, તેવા શબ્દો માટે પ્રાણવાયુ વેડફી નાખવાનું અમને પણ પસંદ નથી. આકાશવાણી પર ભાષણ આપવાનુ દેખીતી રીતે જ એટલા માટે ગમે છે કે ત્યાંથી બોલેલા શબ્દની કદર થાય છે. કરાર (અને તે ય શ્રી રાષ્ટ્રપતિ સાથેના!) પ્રમાણે હવે તો દસ મિનિટમાં હજારેક શબ્દનું ભાષણ કરવાના પચીસ રૂપિયા આવતા હોવાથી તમારા એક શબ્દની કિંમત અઢી નયા પૈસા થઈ અને અમને મળેલી માહિતી પ્રમાણે રેડિયોનો જે શ્રોતાવર્ગ આવાં ભાષણો સાંભળે છે, તે દર મિનિટે અઢી રૂપિયાનું જ્ઞાન કે રંજન મેળવે છે તેમ સમજીને, અન્ય ભાષણો કરતાં આવાં ભાષણો વધુ રસથી સાંભળે છે! કર ભરનાર પ્રજાજન તરીકે અમે ઇચ્છીએ છીએ કે સરકારના દરેક પ્રધાનને ઉદ્‌ઘાટન વગેરે પ્રસંગોએ પ્રવચન કરવા બદલ ઓછામાં ઓછું આમ અમારી જેમ એક મિનિટના અઢી રૂપિયા લેખે સરકારે ફી–ભથ્થું આપવું જોઈએ.

રેડિયોવાર્તાલાપ આપવામાં મઝા તો આવે છે, છતાં એક વસવસો રહી જાય છે અને તે એ કે વિષયની પસંદગી આપણે કરવાની હોતી નથી. એટલું જ નહિ પણ તમારો "યાદગાર દિવસ" અથવા તો "પહેલો પ્રસંગ" એવા વિષય સોંપાય છે, ત્યારે પણ "અમારો પહેલો રેડિયોવાર્તાલાપ" જેવા રેડિયો અંગેના વિશિષ્ટ અનુભવો પણ રજૂ કરવા દેવામાં આવતા નથી. આ પ્રકારનાં નિયમનો અને મર્યાદાઓ દેખીતી રીતે જ આકાશવાણી માટે નીતિની દૃષ્ટિએ આવશ્યક ગણાતા હશે. બાકી કલમ દ્વારા વાર્તાલાપ આપવાનો કોઈ પ્રતિબંધ નથી તો અત્રે અમારે એનાં સ્મરણો ઉકેલવાં છે.

અમે ઘણા રેડિયોવાર્તાલાપ આપ્યા, છતાં દસેક વર્ષ પર આપેલા અમારા પહેલા રેડિયોવાર્તાલાપના અનુભવ ભૂલી શકતા નથી.

જો કે હવે તો અમે પણ રેડિયોભાષણનું લખાણ જેને 'સ્ક્રીપ્ટ' કહેવામાં આવે છે તે, છેક છેલ્લા દિવસ લગી પણ તૈયાર નહિ કરીને "પ્રતિષ્ઠિત" વાર્તાલાપકારોની હરોળમાં ક્વચિત બેસી જઈએ છીએ! પરંતુ પેલા પ્રથમ વાર્તાલાપની "સ્ક્રીપ્ટ" તો અમે ખાસ્સા વીસ દિવસ અગાઉ સેન્સર કરાવવા મોકલી દીધી હતી!

બાદ વાર્તાલાપના આગળના દિવસે અવાજની ચકાસણી માટે અમને બોલાવવામાં આવેલા, ત્યારે સાથે સાથે પંદર મિનિટના એ વાર્તાલાપની આગળ પાછળ જાહેરાત માટે અડધી અડધી મિનિટ મળે તે દૃષ્ટિએ ચૌદ મિનિટમાં ભાષણ પૂરું કરવાનું એલાન અમને મળેલું. આથી અમે પહેલીવાર અમારું ભાષણ વાંચી ગયા ત્યારે "તેર મિનિટ સત્તર સેકંડ" થઈ હતી. અને બીજી વાર જરા ધીમેથી વાંચવા કહ્યું, ત્યારે પંદર મિનિટ અને ત્રણ સેકંડ થઈ હતી. આથી અમે ગભરાઈ ના જઈએ માટે અમને સૂચના આપનાર પેલા વિનમ્ર રેડિયો અધિકારીએ કહ્યું: "જુઓ, હું તમારી પાસે બેસીશ અને છેલ્લી પાંચ મિનિટ બાકી રહે, ત્યારે આમ સંજ્ઞા આપીશ: હાથ ઊંચાનીચા કરું, તો બોલવાની ઝડપ ઘટાડજો અને હાથ નીચાઊંચા કરું, તો ઝડપ વધારજો."

આમ ત્રીજીવાર રિહર્સલ આપતાં છેલ્લી પાંચ મિનિટ વખતે અમે સૂચના અનુસાર ઝડપ ઘટાડી, તો જાણે અમારો વાર્તાલાપ ચાવી ઊતરી ગયેલા ગ્રામોફોન પરની રેકર્ડ જેવો લાગેલો! અને છતાં યે સમયનોંધ તેર મિનિટ ઓગણત્રીસ સેકંડ થયેલી. ફરીવાર સંજ્ઞાની મદદથી રિહર્સલ કરી, ત્યારે ચૌદ મિનિટ પર સોળ સેકંડ થયેલી. આમ છતાં અમને પાસ કરવામાં આવેલા. અને બીજે દિવસે બ્રોડકાસ્ટના સમય કરતાં પા કલાક અગાઉ આવવાની સૂચના સાથે વિદાય અપાયેલી.

ઘેર આવી વિચાર કરતાં અમે બે વસ્તુની નોંધ લીધી. એક તો એ કે ઓલ ઇન્ડિયા રેડિયો વતી સમાચાર આપનાર જેમ દર પાંચ મિનિટે શ્રોતાજનોને યાદ દેવડાવે છે કે "ઓલ ઈન્ડિયા રેડિયો તરફથી આ સમાચાર આપવામાં આવે છે" (અન્ય કોઈ તરફથી નહિ) અને તે જ ક્ષણે તેઓ ઘૂંટડો પાણી પી લેતા લાગે છે! તેમ અમારે પણ દર પાંચ મિનિટે શ્રોતાજનને ચાર સેકંડનો વિરામ આપી, ખાસ ઉપયોગ માટે જ પાસે મૂકવામાં આવેલ પાણીનો ઘૂંટડો અવાજ રહિત પી, સામેની ઘડિયાળ તરફ નજર ફેંકી જવી. બીજી એ વાતનો અમને ખ્યાલ આવ્યો કે મદદ કરનાર પેલા વિનમ્ર અધિકારીની સૂચનામાં હાથ "ઊંચા નીચા" અને "નીચા ઊંચા"નો ભેદ અમે સમજી શક્યા ન હતા. અને એટલે જ અમે રિહર્સલ વેળા ગોટાળે ચઢ્યા હતા. તો કાલે વહેલા જઈને તેમની પાસેથી હાથ "ઊંચા નીચા" અને "નીચા ઊંચા" નો ભેદ બરાબર સમજી લેવો.

બીજે દિવસ અને તેની સાંજ પણ થઈ ગઈ. વાર્તાલાપ સવા આઠે હતો અને અમે "સેન્ટર સેકંડહેન્ડ" વાળી એક મિત્રની માગી લાવેલી ઘડિયાળની મદદથી, છેક આઠમાં પાંચ લગી રિહર્સલ કરતા હતા. રેડિયોઘર અમારા ઘરની નજીક હોવાથી બરાબર આઠ વાગ્યે અમે જાણે યુનિવર્સિટીની પરીક્ષાના હોલમાં દાખલ થયા!

વચમાં એક વાત તો કહેવાની રહી ગઈ કે આગલે દિવસે અમને

વાર્તાલાપ રેકર્ડ કરાવી લેવાની તક આપવામાં આવી હતી, પરંતુ થોડી રેકર્ડ લઈ અમને સંભળાવવામાં આવી, ત્યારે તે અવાજ અમને જરા યે અમારો પોતાનો નહિ લાગ્યો હોવાથી અમે જાતે જ બોલવાનું નક્કી કર્યું હતું. તે પ્રસંગ પછીથી અન્ય પ્રસંગો ઉપસ્થિત થતાં અમને અનુભવ થયો કે કોઈ પણ વ્યક્તિ પોતાના અવાજને શરૂમાં ઓળખી શકતી નથી એટલે અમે નાપાસ કરેલો અમારો રેકોર્ડ અવાજ, ત્યાં ઊભેલા એક અન્ય મિત્રે કહ્યું હતું તેમ, ખરેખર કુદરતી જ હતો. અમારા પોતાના અવાજને ઓળખાવવાનો યશ પણ આમ આકાશવાણીને ફાળે જાય છે. આથી તે દિવસે અમે અમારા વાર્તાલાપને રેકર્ડ કરાવરાવી લેવાની તક જતી કરી એનો પસ્તાવો થયેલો!

મૂળ વાતનું અનુસંધાન કરીએ, તો પાંચ મિનિટ બાકી હતી ત્યારે અમને વાર્તાલાપ માટેના સ્ટુડિયોમાં લઈ જઈને માઈક્રોફોન પાસેની સુંદર મખમલની ખુરશીમાં બેસાડી દેવામાં આવ્યા. પેલાં રેડિયો અધિકારીને અમે પૂછ્યું: "સૌથી પ્રથમ તમે હાથ 'ઊંચાનીચા' કે 'નીચા-ઊંચા'નો ભેદ સમજાવો." ત્યારે તેમણે કહ્યું: "જુઓ, સમય ઓછો છે એટલે એકસાથે સૂચનાઓ સાંભળી જાઓ. એક તો પેલી ઘડિયાળમાં આઠ ને પંદર થાય એટલે બોલવા માંડશો નહિ..."

"ત્યારે?" અમારાથી બોલી જવાયું.

"તમે જરા સાંભળી લો. આઠ ને પંદરે આ વાર્તાલાપની જાહેરાત થશે જે તમારા માથા પરના લાઉડસ્પીકર મારફતે સંભળાશે. (અમે માથે હાથ ફેરવ્યો, પણ લાઉડસ્પીકર જણાયું નહિ; એ તો છતમાં સંતાયેલું હતું!) પછી લાલબત્તી થાય ત્યારે બોલવાનું શરૂ કરજો. હવે જુઓ, વાર્તાલાપના આ દસે કાગળો હું રમવાનાં પાનાં જેમ ગોઠવી આપું છું. કાગળનો જરા પણ અવાજ ના થાય તેમ એક પછી એક કાગળ બાજુ પર ખસેડજો. અને સ્વાભાવિકપણે બોલજો—વાંચો છો એવું લાગવા દેશો નહિ. પાણીનો જગ અને ગ્લાસ તમારા માટે છે, તો

પીવું હોય તેટલું પાણી અત્યારથી પી લેશો. વચમાં અવાજ થાય એટલે ફાવે નહિ. અને છેલ્લે તમે પૂછ્યું તેનો જવાબ બન્ને હથેળીઓ ઊંધી હોય, ત્યારે હાથ 'ઊંચા નીચા' કરું છું એમ ગણીને ધીમા પડવું અને હથેળીઓ આકાશ તરફ રાખું તો "નીચા ઊંચા" સમજીને ઉતાવળ કરજો. હું જરા મિનિટમાં આવું છુ હોં!"

એમ કહી તેઓ સ્ટુડિયોની બહાર ગયાં. અને અમે કોણ જાણે કેમ અકળાવા લાગ્યા. ત્યાં તો તુરત જ યાદ આવ્યું કે હજી આકાશ-વાણીના આ સ્ટેશનમાં એરકન્ડિશનીંગ પ્લાન્ટ ચાલુ થઈ શક્યો નથી. પેલાં અધિકારીએ આગલે દિવસે કહેલું જ કે "આ તો સરકારી ખાતું-બાપનું પેન્સન છોકરાને મળે તો યે ધનભાગ્ય એવી તુમારી અત્રે થાય છે. એર કન્ડિશન પ્લાંટ નાખે ત્રણ મહિના થયા, પણ ઉદ્‌ઘાટન લાયક કોઈ શુભહસ્તની તંગીને કારણે તે ચાલુ થવાનાં કોઈ લક્ષણ આ ઉનાળામાં તો દેખાતાં નથી."

વળી પંખાની સગવડ નહિ અને તીરાડમાંથી પણ તાજી હવા આવે, એવી કોઇ શક્યતાયે નહિ. આથી અમે તો તુરત પરસેવે રેબઝેબ થઇ ગયા. કલકત્તાની પેલી 'અંધારી ઓરડી'ની વાત ખોટી હોવાનું કહેવાય છે, પરંતુ અમે રેડિયોની જે "અજવાળી ઓરડી" માં પુરાયા છીએ એ વાત તો અનુભવ સિદ્ધ છે. અમારો શ્વાસ રૂંધાવા લાગ્યો અને હવે પા કલાક સળંગ અહીં કેમ ગાળી શકાશે, તેની અમને શંકા થવા લાગી. અમને જાણે દરેક શ્વાસ છેલ્લો શ્વાસ લાગવા માંડ્યો અને તેથી ઊભા થઇ અમે સ્ટુડિયોનું બારણું ખોલી બહાર નીકળ્યા. ત્યાં તો પેલાં અફસર આવી પહોંચ્યાં. અને કહે: "ક્યાં ચાલ્યા, હવે તો ત્રણ જ મિનિટ બાકી છે."

"જુઓ, હું તો બફાઈ ગયો. આવા સુંદર સ્ટુડિયોમાં આટલી બધી અકળામણ થશે એવી તો કલ્પના જ મને ન હતી."

"ત્યારે રોજ અમારા બધાંનું શું થતું હશે? જુઓ હવે અઢી

મિનિટ રહી. લો તમારી સ્ક્રીપ્ટનાં દરેક પાનાં જુદાં જુદાં પૂંઠાં પર ક્લિપ કરી આપું, એટલે કાગળનો અવાજ ન થાય."

"આભાર. પણ મારાથી તો ઘડી યે અહીં રહેવાય તેવું નથી. શ્વાસ લેવો પણ ફાવતું નથી. તો વાત કહું, મને જવા દો અને વાર્તાલાપ તમે જ વાંચજો ને. તમે કહેતા હતા ને કે વાર્તાલાપ જાતે ના વાંચો, તો માત્ર પાંચ રૂપિયા ઓછા મળે."

"ખરી વાત છે, પણ લેખક પોતે વાંચે એમાં 'પર્સનલ ટચ'— વ્યક્તિત્વ આવે ને તેની શ્રોતાજનોને ઊંડી છાપ પડેને!"

"હોય? આજે બુધવાર છે તો શ્રોતાજનો બિનાકા ગીતમાલા સાંભળશે કે મારો લવારો? વળી વિષય પણ "ગુંદરિયો" છે, હું પોતે જ એવો નહિ લાગું?"

"એવું નથી. આવા હળવા વાર્તાલાપો સાંભળનાર એક ખાસ વર્ગ છે. તો ચાલો, તાપ તો લાગે, જરા સહન કરી લો અને સહેજ પાણી પી લો. જુઓ હવે દોઢ મિનિટ બાકી રહી."

અમારા સ્ટુડિયોનાં બારણાં સ્વચ્છ કાચનાં હતાં. તેમાંથી સ્ટુડિયો જોવા આવેલું કોઈ મહેમાન કુટુંબ દેખાયું. સાધારણ રીતે રેડિયો સ્ટેશન રાત્રે બતાવવામાં આવતું નથી, પણ આ લોકો કોઈ કળાકારો સાથે ખાસ આવી ચડ્યાં હશે. તે ટોળું કાચમાંથી અમારી સામે ટગર ટગર જોતું હતું. જો કે તેમની કશી જ વાત સંભળાતી ન હતી, પરંતુ તેમના હોઠનો ફફડાટ જોઈ અમે સમજી ગયા. તેઓ જાણે જેલ કે પ્રાણીસંગ્રહાલય જોવા આવ્યાં હતાં! અને કેમ જાણે આ "અજવાળી કોટડી" કે પાંજરામાં પુરાયેલા અમે, વાઘ કે વાનર ના હોઈએ એવી કુતૂહલભરી દૃષ્ટિથી તે રેડિયો મહેમાનો અમારી સામે જોતાં હતાં! અગાઉ પણ અમે એક રેડિયો નાટકમાં ભાગ લઈ રહ્યા હતા, ત્યારે બહારના મહેમાનોને, અમારા સ્ટુડિયોની સ્ટીમર જેવી કાચની ગોળ

બારીમાંથી અમને સૌ કલાકારોને એવી રીતે બતાવવામાં આવતા કે કે જાણે સિનેમા સ્ટુડિયોમાં શુટીંગ ચાલતું હોય અને નટનટીઓનું વૃંદ એકાદ દશ્ય રજૂ કરતું હોય !

ત્યાં તો : " જુઓ અડધી મિનિટ બાકી રહી, હવે કંઈ બોલશો નહિ. વાર્તાલાપ વેળા ખોંખારો કે ઉધરસ ખવાય નહિ. "

" એવું જે કંઈ ખાવું હોય, તે અત્યારથી ખાઈ લઉં ને ? "

" હા. "

તુરત અમે થોડા ખોખારા ખાઈ ગળું સાફ કર્યું અને પરસેવાથી અમે લગભગ સ્નાન કરી લીધું ! ચાલુ એરકંડિશનીંગ મઝાનું લાગે છે, પરંતુ તેનો પ્લાન્ટ ચાલુ ના હોય કે અટકે ત્યારે તો જાણે ખરેખર વિજ્ઞાન વેર લેતું હોય તેવું લાગે છે ! ત્યાં તો માથા પરથી એકાએક સંભળાવા માંડ્યું :

" આ આકાશવાણી અમદાવાદ–વડોદરા છે....( જેમ બોલનાર અમદાવાદ કે વડોદરાથી બોલે છે એ રેડિયો સંસ્થાનું મહામૂલું રહસ્ય છે અને શ્રોતાવર્ગ માટે જાણવું તે તેઓના હીતમાં નથી, એવી જ રીતે આ વાર્તાલાપમાં અમને સહાય કરી રહેલાં રેડિયો અધિકારીએ ભાઈ છે કે બહેન તે રહસ્ય ઉકેલવાનું પણ ચતુર શ્રોતાવર્ગ પર અમારે છોડવું પડે છે. )

......હવે ' અકળાયા તો હશો જ ' એ શ્રેણીમાં ફિલસૂફભાઈ 'ગુંદરીઓ' પર વાર્તાલાપ આપશે. ફિલસૂફભાઈ. "

તુરત લાલ બત્તી થઈ અને અમે આઠ દસ રિહર્સલવાળું પેલું ભાષણ એકમાત્ર પ્રેક્ષક ( પેલાં અધિકારી સ્તો ) આગળ શરૂ કર્યું. શરૂઆત સારી થઈ હતી. પેલાં અધિકારીએ ધીમે ધીમે એક પછી એક પાનાં સિફતથી, જરા પણ અવાજ ના થાય, તેમ, બાજુ પર ખેંચી લેવામાં સારી મદદ આપી હતી. પરસેવો લૂછવા વારંવાર, અવાજ ન

થાય એ બીકે, અમે રૂમાલ મોં પર ધસવાને બદલે દબાવતા હતા. વચમાં એક છૂપી નજર અમે ઘડિયાળ પર ફેંકી, તો આઠ મિનિટ બાકી હતી. ફરી પાછી ગૂંગળામણ અને રૂંધામણ અકળાવવા લાગી. ગળું સુકાવા લાગ્યું. અમે અગિયારમી મિનિટે એક દબાયેલો ખોંખારો ખાધો. મદદગાર યજમાન અધિકારીએ ભ્રમર ચઢાવીને મોઢું બગાડ્યું. પણ થાય શું? પછી સારું ચાલ્યું અને છેલ્લા કાગળનો છેડો ક્યારે આવ્યો તેની જાણે ખબર જ ના પડી. !

આ બંધિયાર ઓરડાથી અકળાયેલા અમે તુરત ઊઠીને બહાર જતા હતા, પણ પેલાંએ અમને લાલ બત્તી તરફ આંગળી ચીંધી શાન્ત રહેવાનું સૂચવીને રોક્યા.

માથા પરથી સંભળાયું: "...આ વાર્તાલાપ દિલસુખભાઈ આપી રહ્યા હતા."

અમને થયું કે કોણ સાંભળવા નવરું છે! જો કે ઘરનાં માણસોએ તો અમારો આ પ્રથમ વાર્તાલાપ સાંભળ્યો હશે એટલો દિલાસો હતો.

લાલબત્તી બંધ થઈ કે તુરત અમે સ્ટુડિયોનું બારણું ખોલી બહાર નીકળ્યા. અધિકારીએ કહ્યું: "આમ તો તમારો પ્રથમ વાર્તાલાપ સરસ ગયો, પરંતુ તમે વચમાં ખોંખારો ના ખાધો હોત, તો સારું, બહુ કર્કશ લાગે છે."

"મારે મન, જેમ વાર્તાલાપ લખનાર જ વાંચે એ તમારા મંતવ્યે કુદરતી લાગતું હતું તેમ, સળંગ બોલતી વેળા વચમાં એકાદ ખોંખારો શ્રોતાઓને કુદરતી લાગશે!"

"એ બાબતમાં અમારો ઘણો અનુભવ છે." તેઓ કટાક્ષમાં મલકાયા.

અમે: "ભલે ફરી ખયાલ રાખીશ, પણ મારા વાર્તાલાપ પછી નવા કાર્યક્રમને બદલે વાદ્યવૃંદની રેકર્ડ કેમ વાગે છે?"

અધિકારી: "અરે હા, એ તો તમને કહેવું રહી ગયું. જુઓ

છેલ્લી બે મિનિટ બાકી હતી અને મેં હથેળીઓ જમીન તરફ રાખી હાથ ઊંચાનીચા કર્યાં, પણ તમે તો કાગળમાંથી ઊંચું જોયું જ નહિ. પરિણામે તમે વાર્તાલાપ પોણી મિનિટ વહેલો પૂરો કર્યો, એટલે "અમારે આ રેકર્ડ મૂકવી પડી છે. હશે પણ મોડા કરતાં વહેલું સારું. એકંદરે અભિનંદનીય."

જો કે હવે તો અમે આવા રેડિયો–વાર્તાલાપોથી એવા ટેવાઈ ગયા છીએ કે કોઈ અધિકારીની હાજરી કે મદદ વગર, વચમાં વારંવાર ઘડિયાળ તરફ નજરો નાખી કાંટોકાંટ પતાવીએ છીએ. વળી સ્વસ્થતા પણ એવી હોય છે કે તે દિવસે જ્યારે એકવાર સ્ક્રીપ્ટનું એક પાનું બીજા સાથે આબાદ ચોંટી ગયેલું તે સમયે અમે મોઢેથી પણ શાંત ચિત્તે ફટકારે રાખેલું અને દરમિયાન સ્વસ્થતાથી પાનું છૂટું કરી વાર્તાલાપ સાંધી લીધેલો. આમ છતાં હજી પણ આવા દરેક પ્રસંગે રેડિયોના માઈક સામે બેસતા અમારા આ પ્રથમ રેડિયો વાર્તાલાપના અનુભવો હંમેશાં સ્મરણ પટ પર ખડા થઇ જાય છે!

## ૨ : વર્ષા ડગલો

વરસાદથી રક્ષણ મેળવવા માટે મોટરગાડીવાળા માટે છત્રી ઉપયોગી નથી. આમ છતાં એક મિત્રે એકવાર જ્યારે અમે મોટરગાડી હાંકતા હતા, ત્યારે પાછળની બેઠક પર બેસીને છત્રી ઉઘાડી બન્નેને રક્ષણ આપેલું. ત્યારે ઘડીભર જાણે અસલી વરરાજાને છત્તર ઢાંકતા હોય, તેવો હર્ષ પણ અનુભવ્યો. પણ ત્યાં તો એલિસબ્રીજ પૂલ આવી લાગ્યો અને છત્રી કાગડો બની ગઈ! પાછળ બેઠેલા મિત્ર કહે: "સારું થયું કે છત્રી કાગડો બની ગઈ નહિ, તો હું ખુદ ઊડીને ભોંય જ પડત."

આમે આગલા વર્ષા ડગલાની ઉમ્મર થઈ હોવાથી નવો રેઈનકોટ લેવાનો તો હતો જ. ત્યાં વળી પેલા મિત્રની છત્રી કાગડો થઈ એટલે એક દુકાને ગાડી ઊભી રાખી કહ્યું:

"ભાઈ, પાણી સરી પડે એવી બતકની પીઠ જેવો, રેઈનકોટ આપો."

"શું કહ્યું? હું સમજ્યો નહિ, શેઠ!"

"મેં એમ કહ્યું કે ખોવાઈ ના જાય તેવો રેઈનકોટ આપો"

"પણ એ તો શેઠ આપની યાદશક્તિ પર આધાર છે ને!"

"એવું કંઈ નહિ. એક બહેન, પૂરતા પ્રમાણમાં ફિલ્મી રેકર્ડ નહિ આવવાથી રેડિયો બદલી આપવા દુકાનદારને કહેતાં હતાં, બીજાં એક બહેન બટન બદલી આપવાનું કહેતાં સમજાવતાં હતાં કે: 'વારંવાર

3757

તૂટી જતાં હોવાથી ફરી ફરીને એના એ બટન ટાંકતાં હું થાકી જાઉં છું, માટે નવાં બટન આપો."

"ભલે શેઠ, તો હું ભૂલી ના જવાય એવો કોટ આપું!"

કોણ જાણે કેમ પણ આ નવો રેઈનકોટ લીધો, ત્યારથી અઠવાડિયા લગી ટીપુંયે વરસાદ પડ્યો નહિ. દરમિયાન અમે એક સમારંભમાં એ કોટ ભૂલીને ઘેર આવી પહોંચ્યા. એક મહાપુરુષની વર્ષગાંઠ નિમિત્તેનું છેલ્લું ભાષણ અધૂરું મૂકી અમે ઊઠેલા એટલે પાંચ મિનિટમાં તો સભાનું વિસર્જન થયું જ હોય! આમ છતાં અમે અડધા કલાક પછી સભાગૃહે ગયા તો વક્તાએ મંચ છોડ્યું ન હતું અને રેઈનકોટ સલામત હતો! લાંબા ભાષણોના અનેક ગેરલાભ હશે, પણ અમારે માટે તો આ ભાષણકર્તા આશીર્વાદ સમાન બનેલા ગણાય.

બીજીવાર અમે ઉતાવળમાં એક કાપડિયાને ત્યાંથી ચા પીધા વગર ઊઠેલા. કોટ યાદ આવ્યો, દુકાને ગયા, કોટ ત્યાં નહોતો. પહેલાં ચા મંગાવીને પીધી. પછી પૂછ્યું: "ભાઈ કોટ જોયો?" "તમારો હતો? લો આ કબાટમાં મૂક્યો છે." (બોધ: ચા પીવાની ના પાડવી નહિ.)

તો યે વરસાદ પડતો નહોતો. અમને એટલી તો ખાત્રી હતી કે જે દિવસે અમે રેઈનકોટ વગર નીકળીશું, તે દિવસે તડકો હશે તો યે સંતાયેલાં વાદળાં બહાર નીકળશે અને તૂટી પડશે. એટલે અમે પણ નિર્ણય કર્યો કે ચૂકે તે બીજા. પણ અલબત્ત વસવસો એટલો જ હતો કે એક વાર વરસાદ પડે અને કોટ સહેજ પણ ભીંજાય, પછી ભલે ખોવાય! સાવ કોરો ખોવાઈ જાય એ કેમ સહન થાય!

સાતમો દિવસ આવ્યો. ટીપુંયે પડ્યું ન હતું. તે દિવસે અમે બારોબાર સિનેમા જોવા ગયેલા: અમે ઓફીસેથી અને તેઓ રસોડેથી! ફિલ્મ શરૂ થઈ ગઈ હતી એટલે અંદર ગયાં અને અંધારે અથડાતાં બેઠક પર ગોઠવાયાં. ફિલ્મમાં વરસાદનું દૃશ્ય આવતાં 'અમારાં' હિરોઈને અમને પૂછ્યું: "તમારો રેઈનકોટ લાવ્યા છો?"

"અરે હા, હું તો મોટર સાયકલની બેગમાં ભૂલી ગયો."

"તો બેસો. હવે ઇન્ટરવલમાં લઈ આવજો."

"હોય—કોરો જ છે એટલે જરૂર ખોવાશે, કોઈ લઈ ગયું હશે. હું આ આવ્યો."

સદ્‌ભાગ્યે કોટ સલામત હતો. પછી સિનેમામાં જ ભૂલી ના જવાય માટે અમે તેની ગાદી બનાવીને જ તે પર બેઠા! ખેલ પૂરો થયો પછી ખેલની વાતો કરતા બહાર નીકળ્યાં અને જોતજોતામાં પહોંચી પવનપાવડી નદી પાર. ત્યાં પાછળથી ધાંટો સંભળાયો: "હાય, હાય, તમારો કોટ!"

તેમને ઉતારી બાકીનું અંતર ચાલી નાંખવા કહી અમે આવ્યા છેક સિનેમા પર, બીજો ખેલ ચાલુ થઈ ગયો હતો. દ્વારપાળે કહ્યું, "કોટ તો સાહેબ છે, મેનેજરને મળો." મેનેજર સાહેબે કોટ અને ટિકિટ લેતાં ઉતાવળમાં ચૂકી જવાયેલા પરચુરણનાં ૭ આના પણ પાછા આપ્યા. ગમે તેમ પણ કોટ ભૂલી ના ગયા હોત, તો પેલા ૭ આના કંઈ પાછા મળત?

અને ૭ આના લઈ બહાર નીકળતાં જાણે અમારા રસ્તા પર કેમ જાણે બંબા વડે આગ હોલવતાં હોય એટલા જોરથી મેઘરાજા તૂટી પડયા! આખરે રેઈનકોટ પલળ્યાનો જે હર્ષ અમને થયો, તે તો અનુભવી જ જાણે.

રેઈનકોટ અને છત્રીમાં જો કંઈ પણ સામ્ય હોય, તો તે એક જ કે બન્નેને ચોકસાઈની ખુમારી રાખનારા પણ ગમે ત્યાં સરળતાથી ભૂલી શકે છે! બાકી છત્રીની જેમ રેઈનકોટના વિશિષ્ટ ઉપયોગો અનેક છે: એક તો વર્ષાથી અમારું રક્ષણ કરે છે, તેટલું જ અમારી ગેરહાજરીમાં અમારા વાહનનું પણ કરે છે. ચોમાસામાં અસ્વચ્છ બાંકડા પર, અરે જમીન સુદ્ધાં પર તે સુંદર જાજમનું કામ આપે છે. છત્રી જે નથી કરી શકતી, તે કામ પવન અને ઠંડીથી રક્ષણ આપે છે. અને ખાસ

કરીને તો વરસાદથી ગંદા થયેલાં કપડાંને ઢાંકી આખરૂ સાચવી રાખવામાં વિશેષ ઉપયોગી બને છે. એક મિત્ર તો ભારે વરસાદમાં અમારા ઘેર આવી રેઈનકોટ પહેરીને જ વાતચીત કરતા હતા. પા કલાક બાદ અમે કહ્યું કે કોટ કાઢોને, કેમ ટાઢ વાય છે? ત્યારે તેમણે કોટ કાઢી અમને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા. કહે, “જુઓ માત્ર ગંજીફરાક જ છે. પહેરણ પલળી ગયું હતું એટલે તે ગાડીમાં મૂક્યું છે.” આમ ખરેખર વસ્ત્રોની અવેજીમાં રેઈનકોટ વિશિષ્ટ સેવા આપે છે. ગયા શિયાળામાં અત્રેની એક કોલેજની હોસ્ટેલમાં સુપ્રીન્ટેન્ડેન્ટ દરેકની રૂમ તપાસવા આવ્યા, ત્યારે એક વિદ્યાર્થીના રૂમમાં ખીંટીએ લટકાવેલો લાંબો ભોંય અડકતો રેઈનકોટ જોઈ તેઓ બોલ્યા:

“હવે તો શિયાળો આવ્યો અને હજી રેઈનકોટ કેમ વાપરો છો?”

વિદ્યાર્થી કહે: “સાહેબ ઠંડીમાં રાત્રે બહાર નીકળવું પડે, ત્યારે તે ઠીક પડે છે.”

“લાવો હું જોઉં તો—કેટલાનો છે તે?”

“સાહેબ ચાલીસનો છે. હું કાલે આપની પાસે લેતો આવીશ. સાહેબ હાલ ઠંડી હશે પંચાવન ડીગ્રી?”

“હા પણ કાલે જરૂર કોટ લાવજો હોં!”

સાહેબ ગયા પછી એક મિત્રે કહ્યું: “જૂઠા, આ રેઈનકોટ તો આપણે સાથે લીધેલો અઢારનો છે તે જ ને આ?” એમ કહેતા તેણે ખીંટીએથી કોટ ઉતાર્યો કે પાછળથી છુપાયેલી એક કોલેજકન્યા નીકળી!

આમ રેઈનકોટના કેટલા બધા વિશિષ્ટ ઉપયોગ છે!

# ૩ : આદર્શ મુનીમજી

જો કોઈ આદર અને કદરપાત્ર વ્યક્તિ આપણી ખૂબ જ નજીક હોય, તો એવી કદરદાનીની ફરજ બજાવતા જે સંકોચ થાય છે, તેવું અમારા મુનીમજીને અંગે બન્યું છે. પરંતુ હવે અમારા ધંધાના રાષ્ટ્રીય-કરણ સાથે એમની નોકરીનું પણ રાષ્ટ્રીયકરણ થયું હોવાથી આજે અમે એ વ્યક્તિ વિશેષને અમારી રીતે અંજલિ આપવાની તક લઈએ છીએ.

એમનો સંપર્ક પણ કેવી અનોખી રીતે થયેલો ! સોળેક વર્ષ પહેલાં નવા ધંધાની શરૂઆતમાં ઓફીસનું બધું જ કામ કરે એવા મુનીમની શોધમાં અમે હતા. અને એક વકીલની ભલામણથી અમે એમને ચિઠ્ઠી લખી બોલાવ્યા. માંદગીને કારણે બે વર્ષથી તેઓ ઘેર હતા, છતાં તેમણે નોકરી મળ્યાનો ખાસ હર્ષ બતાવ્યો નહિ તેનું કારણ-ખુલાસો પૂછતાં પોતાના જ્યોતિષના અભ્યાસની શ્રદ્ધાથી તેઓએ કહ્યું : "મને તો ખબર જ હતી કે મને ઘેર બેઠા જ નોકરી માટે કોઈ બોલાવવા આવશે." અમે કહ્યું : "હવે અત્યારથી જ કામ પર ચઢી જાઓ." તો તેઓ પંચાંગ જોઈ કહે : "ચાર દિવસ પછી શનિવાર સારો દિવસ છે, ત્યારથી આવીશ. વળી સવારે મારે સેવાપૂજામાં મોડું થાય છે, તો બારથી વહેલા નહિ અવાય. પણ રાતના નવ વાગ્યા લગી બેસી કામ પૂરું કરીશ." પરિણામે

અન્યની ઓફિસો જ્યારે સાડા દસે શરૂ થતી, ત્યારે અમારી ઓફિસનો સમય બારનો થયો ને આ સોળે વર્ષ એમણે એ રીતે ઓફિસ ચલાવી આપી.

પોતાની વિદ્વતાથી અને પ્રમાણિકતાથી ટકી રહેતા અને ટ્યુશનોને ધિક્કારતાં તથા હજારો વિદ્યાર્થીઓને આંખને ઈશારે કાબૂમાં રાખી શકતાં એવા ગુરુ-શિક્ષકોને જેમ આપણે આદરપૂર્વક "અસલી" માસ્તર તરીકે ઓળખી આજે પણ રસ્તામાં મળે માન આપીએ છીએ, તેવા જ આ અમારા આ મુનીમજી પણ "અસલી" શ્રેણીના છે. એમને પણ શેઠ નોકરીઆતોના હૃદયની લાગણીના સંબંધોમાં હસ્તક્ષેપ કરતા ગુમાસ્તાધારા જેવા કાયદાઓ અને કામદારોના મહાજનોની પ્રવૃત્તિ સામે ભારે અણગમો છે. એમના મત પ્રમાણે અસલની જેમ બાર મહિનાનો પગાર માંડીને ગુમાસ્તાનાં છોકરાંના શિક્ષણ તેમજ લગ્નની પણ જવાબદારી સંભાળતા શેઠજ આદર્શ ગણાય. ઓવરટાઈમ તો એમની સમજમાં આજ પણ બેસતો નથી!

એક તો તેઓ ઉંમરે મોટા અને વળી અમારા જેલ નિવાસો દરમિયાન ઘણો વખત ઓફીસનું સંચાલન સંપૂર્ણ રીતે જાતે જ સંભાળેલું હોવાથી ઓફિસ પોતાની જ છે એવું માનતા હોવાથી, અમે ઓફિસના સંપૂર્ણ માલિક નથી, એનું ભાન વારંવાર અમને કરાવતા! જેમકે કોઈવાર શ્રીમતીજીની ઈચ્છાનુસાર અમે સવા પાંચની ફિલ્મમાં જવા નક્કી કર્યું હોય અને પાંચ વાગે અમે મુનીમજીની રજા માંગતા પૂછીએ કે: "ઘેરથી સાથે સિનેમા જોવા જવાનું નક્કી કર્યું છે, તો જાઉં છું" તો તેઓ કહે: "આજે પેલો હેડ ઓફિસનો અગત્યનો ડ્રાફ્ટ પતાવી દઈએ તો! ફિલ્મનો છેલ્લો દિવસ તો નથી ને! લાવો છાપું-લો હજી તો પાંચ દિવસ બાકી છે" અમે કાંઈ જવાબ ન આપીએ એટલે છેવટે તેઓ કચવાતે મને રજા આપે. આ અસલી મુનીમોને આથી જ શેઠાણી ઓફિસમાં આવે તે ગમતું હોતું નથી. રખેને કામ

અધૂરું મુકાવી શેઠને કંઈ ખરીદી કરવા કે નાટકમાં ઉપાડી જાય. આમ ઘણીવાર અમારી સ્થિતિ ઓફિસના બોસ અને ઘરના બોસ વડે બનેલી સૂડી વચ્ચેની સોપારી જેવી થતી રાષ્ટ્રીયકરણે અમને એમાંથી ઉગારી લીધાનો દિલાસો છે!

ઓફિસ ઉપરાંત ઘર સંચાલનમાં જરૂરી એવી ઘણી ચીજોની ખરીદીમાં મુનીમજીની અમૂલ્ય સેવાઓ સ્વાભાવિક રીતે જ મળતી, પરંતુ આપણું હિત પણ તેઓ તેમની રીતે જ સંભાળવાના. એકવાર અથાણા માટે તેમની પાસે અમે ગૂંદાં મંગાવ્યાં, ત્યારે ખાસ સૂચના આપેલી કે આ વખતે ગયા વર્ષ જેવાં નાનાં નહિ, પણ મોટાં ગૂંદાં જ મોકલજો. અમારે કમનસીબે ગૂંદાં તો નાનાં જ આવ્યાં અને ઘેરથી અમને યોગ્ય સૂચના યાદ નહિ રાખવા માટે ઠપકો પણ મળી ગયો. તે દિવસે રજા હોઈ બીજે દિવસે અમે ઓફિસે જઈ રિવાજ મુજબ ડરતા ડરતા ખુલાસો પૂછ્યો, તો તેઓએ જવાબ આપ્યો:

"મોટાં ગૂંદાંનો ભાવ ઘણો વધારે હતો. એવાં નાણાં મફતનાં નથી આવ્યાં."

"પણ ભાવની ચિંતા કર્યા વગર તમને મોટાં જ મોકલવાનું મેં કહ્યું હતું ને!"

"હા, પણ મારાથી એવા મફતના પૈસા લુંટાવી ના દેવાય. આમે ગૂંદાં આખાં તો ઓછાં ગળી જવાય છે? ટૂકડા તો કરવાજ પડે ને! અને નાનાં સ્વાદમાં પણ સારાં હોય છે. મારે મારી બુદ્ધિ પણ ચલાવવાની કે નહિ? મારી પાસે માલ મંગાવવો હોય તો આજ પ્રમાણે થશે. તમારું અહિત સહન થાય નહિ–નહિ તો પછી બીજા કોઈ પાસે જ બધું મંગાવજો." સૂડી વચ્ચે સોપારીની જેમ હંમેશ રહેવા ટેવાયેલા અમે એટલું જ કહી શકયા, "તમે કર્યું તે સારું કર્યું."

એમના હૃદયની લાગણી, પ્રમાણિકતા અને ચોકસાઈના ગુણો ઘણીવાર અમને અમારા સ્વ. પૂ. પિતાશ્રીનું વારંવાર સ્મરણ કરાવતાં એમને

વડીલ ગણ્યા છે, તો વડીલ ભાવે ઉગ્રપણે અમને લઢી નાંખે પણ ખરા. પછી સાંજ પડે પસ્તાઈને કહે: " માફ કરશો પણ તમારા હિતમાં તેથી કહેવાઈ ગયું" આમે અમારું હિસાબી જ્ઞાન તો ધોબીને આપવાના કપડાંમાં સરવાળામાં છોકરાંઓ સાથે મતભેદ ઉપસ્થિત કરનારું રહ્યું. એટલે સોળે વર્ષથી કદી અમે ચોપડા પર નજર નાંખી નથી. જો કે પોતાના સંતોષ ખાતર મુનીમજી ઘણીવાર અમને સમજાવવા પ્રયત્ન કરતા. બાકી તેમની સ્મરણ શક્તિ અજબની અમારા પેલા પંડ્યા સાહેબ જેવી. અમે જેમને હંમેશા મળતા હોઈએ અને સાહેબની એકવાર મુલાકાત કરાવી હોય તેવાને અંગે મહિના પછી વાતવાતમાં " પેલા કલ્યાણભાઈ......" બોલીએ તો પંડ્યા સાહેબ તુરત સુધારે, " હું ભૂલતો ના હોઉં તો કૈલાસભાઈ " એમને લાગે છે કે અમે જ્યારે સિગારેટનો શોખ શરૂ કરીશું, ત્યારે જ અમારી સ્મરણશકિત પણ એવી સતેજ થશે ! બાકી હાલ તો પેલા ભાઇને મળતા ખૂબ જ શ્રદ્ધાથી અમે " આવો પંચોળી " બોલ્યા અને આવનારે " પંચાલ " કહી સુધાર્યું, એવી સ્થિતિ આજે પણ છે.

અમારા મુનીમજીને વાતવાતમાં કહ્યું હોય કે આવતા મંગળવારે ચાર વાગે એક મિત્રની ખબર કાઢવા હોસ્પીટલે જવા વિચાર છે. તો પાંચ દિવસ પછી એજ મંગળવારે સાડા ત્રણ વાગે તેઓ અમને યાદ કરાવે :" તમારે હોસ્પીટલમાં કોઈ મિત્રની ખબર કાઢવા જવાનું હતું ને ! "

ઉપરાંત " તમારા નાના બાબાની વર્ષગાંઠ કાલે છે નહિ!... આજે બાપાજીનું શ્રાધ્ધ યાદ છે ને ! " એવા અગત્યના દિવસોની યાદીની ચિન્તા તો એમને શીરે જ હોય!

કોઇ અગત્યની વાટાઘાટ માટે મુંબઇ જવાની ટિકિટ મંગળવારની મંગાવી હોય, તો સારો દિવસ ના હોય તો મુનીમજી ગુરુની જ રિઝર્વ કરાવે!

અમારા બધા મિત્ર સંબંધીઓને તેઓ ઓળખે અને અમારી ગેરહાજરીમાં દરેકનું યોગ્ય સ્વાગત પણ કરવાના જ. વળી કોણ કયા કામ માટે આવે છે, તેનો પણ તેમને પૂરો ખ્યાલ હોય. એકવાર ઓફિસમાં દાખલ થતાં જ તેમણે અમને કહ્યું : "પેલા ભાઇ આવ્યા હતા તે મેં કહ્યું છે કે આજ તો તમે ઓફીસે આવવાના જ નથી. "પણ હું આવવાનો જ હતો ને!"

"તમે તો સાવ ભોળા રહ્યા. અરે તે ભાઇને પાંચસો–હજારની જરૂર છે, તેની મને ખબર છે. આ તમને કહ્યું કે હાલને હાલ બહાર જતા રહો અને ત્રણ પહેલાં પાછા આવશો નહિ." આમ ઘણીવાર અમારે બહાર હવા ખાવા જવું પડતું. વળી કોઇને એવું ધીરાણ કર્યા વગર છૂટકો જ ના હોય અને હજારનો ચેક લખવા કહીએ, તો પોતે થોડા બહેરા છે તેનો લાભ લઈને અમને કહે, "તમે જાણો છો ને હમણાંથી મને બિલકુલ સંભળાતું નથી, તો જે કામ હોય તે લખીને કહો"

અમે લખીએ કે "હજારનો બેરર ચેક લખી આપો", તો તુરત તેઓ તાડુકે "ખાતામાં આઠસો રાખવા ને હજારના ચેક ફાડવા, તો પછી તમે જ ચોપડા લખો ને!" અને એમ કહીને પાંચસોનો ચેક લખી આપે. પેલા ભાઈ વિદાય થાય, પછી પા કલાકના ભાષણ દ્વારા અમારા ભોળપણનો ચિતાર રજૂ કરે. એટલા માટે જ ચાર બેંકમાં ખાતાં રખાવે અને કોઇનું આવું કામ કરી આપવાનું હોય, ત્યારે સૌથી ઓછી રકમ હોય તે બેંકની પાસબૂક ધરી દે. આમ અમારું હિત તેમની અનોખી રીતથી સંભાળ્યા કરે.

કોઇ એજંટ બીજી વીમા કંપનીમાં જોડાઇ જવાની ધમકીથી વધુ કમીશન માંગે અને અમે જરા નમતું જોખીએ, તો મુનીમજી વચમાં પડે અને ટેવ મુજબ કહેવતનો ઉપયોગ કરતા કહે : "એને નમવાની જરૂર નથી—આતો કાગડા પર ચકલી ચઢી બેસે એવું થાય. તેલ જુઓ

તેલની ધાર જુઓ. થોડા ધીરીશું, પણ કમીશન વધારીને અન્ય એજંટો પર ઊંધો શિરસ્તો બેસાડવો નથી.”

એક જૂના એજંટના કામ ઉપર ખુશ થઇ અમે થોડું કમીશન વધારે આપ્યું, તો મુનીમજી વચમાં પડીને કહે: “એ માંગતો નથી તો શા માટે વચમાં પડો છો? તાવને શું કામ કહીએ કે તું ચઢ! સારું કામ ન કરે, તો જ્યારે આશા ન રાખતો હોય ત્યારે, વર્ષ આખરે કદર કરજો ને!”

એકંદરે બધા જ એજંટની લેવડદેવડ મુનીમજી સાથે જ કરવાની હોય એટલે થોડું વધારે માંગવું હોય તો એમની મારફત જ થાય. એમને નાખુશ કરવાનું કોઇ એજંટને પોષાય નહિ. આમ છતાં એક એજંટ અમને સીધો રૂબરૂ મળીને થોડા વધુ ટકાનું વચન લઇ ગયો. પછી અમારી કેબીનની બહાર જઈને મુનીમજીને કહે: “શેઠે પોતે આટલું વધારે આપવા કહ્યું છે, તો તે મુજબ હિસાબ આપો.”

અમે અમારી કેબીનમાં સ્પષ્ટ સાંભળી શકીએ એવા મોટે ઘાંટે તાડુક્યા!

“શેઠ તો ભોળા છે તે સમજાવી આવ્યા, મને સમજાવોને! શું મોટું કામ કરી નાંખ્યું છે! જાઓ શેઠ પાસે પૈસા લેવા, મારી પાસે હવે કદી આવશો જ નહિ. શેઠને તો બે ત્રણ કલાક ઓફીસમાં આવવું. તેમને શી ખબર કે ઓફીસ કેમ ચાલે છે? ઓફીસ તો જેટલી એમની છે, તેથી વધુ મારી છે, હું અહીં રાતના દસ લગી બેસું છું, સમજ્યાને...” અને હવે તો તેમની બહેરાશ એટલી પ્રગતિ પામી છે કે તેઓ ભાગ્યે જ કંઈ સાંભળી શકે છે એટલે એકમાર્ગી રસ્તા જેમ સામાવાળાને માત્ર સાંભળવાનું જ રહ્યું! અમારી સંમતિ વગર મુનીમજી પાસે એજંટો કંઇક કામ કઢાવી જાય. કંઈક પ્રિમીયમો ખાતે ભરાવી જાય એટલે એજંટે ચિબતરી ઉપર લખી આપ્યું:

"માફ કરો નંદુકાકા—તમારી સંમતિ વગર મારે ટકાએ વધારે નથી લેવો. મારી ભૂલ થઇ ?"

આમ રાવલકાકાની મહેર વગરના અમારા વચનની કિંમત શી છે, તે એજંટો જાણતા હોય છે.

હંમેશાં આપણું હિત તેમના હૈયે વસતું રહેતું. ઘેર કોઇ માંદુ હોય તો તેને રોજ ખબર પૂછે. ઘરગથ્થુ દવાઓ બતાવે. ઘેર જતી વખતે ફળ કે દવા લઈ જવાનું યાદ કરાવવાનું તો કદી ના ચૂકે.

એમના જેવા જ સુખી તો કંઈક હશે, પણ એમના જેવા સંતોષી ગૃહસ્થ તો અમારા અનુભવમાં આવ્યા નથી. બન્ને છોકરા કમાતા થઇ ગયા એટલે, પોતે હજી માંડ વનમાં પેઠા છે છતાં; "નોકરી નથી કરવી" એમ કહેતા હતા. અમે સમજાવ્યું કે અર્ધ સરકારી નોકરી પણ ખોટી નથી. તો કચવાતે મને જોડાયા પણ તેમના પરગજુ સ્વભાવ અને જ્યોતિષશાસ્ત્રના શોખને લીધે અનુકૂળ મિત્રમંડળ મળી રહેતાં હવે ખુશમાં રહે છે.

તેઓ સારી રમુજવૃત્તિ ધરાવે છે. કોઇ પૂછે કે "કાકા તમારી કોરપોરેશન કેમ ચાલે છે ?" તો કહેશે "એ તો સાસરે વળાવેલી નવી કન્યા જેવી છે. વહુ સારી છે. કામનો ઉત્સાહ ઘણો છે. પણ નવી વહુને ઓછું એકદમ ઘરકામ સોંપાય છે! થોડા દિવસ તો મીઠાઈ ખવડાવી અને બેસાડી રાખવાની, નહિ તો કંટાળીને પીયર નાસી જાયને ? ધીમે ધીમે માટલી ગાળવી, વાસીદું વાળવું, શરૂમાં માત્ર રોટલી વણવી એમ કામ સોંપીશું. અમારી કોરપોરેશન હજી નમણી નવોઢા છે, દુનિયા આખીમાં પહેલો પ્રયોગ છે ને ! ધીમે ધીમે ગાડી પાટા ઉપર ચડતી જાય છે."

આ ભાવભીની અંજલિ આપતાં. ઇચ્છીએ કે મુનીમજી શતં જીવ શરદ.

# ૪ : ફોલ્ડિંગ ફર્નિચર

"તમારા ઘર બંધાવ્યાના અનુભવ પરથી સીમેન્ટના મારા ભાવિ મકાનમાં તમે ખાસ કોઈ સુધારો સૂચવો છો?" પોતાના મકાનનો બ્લુપ્રિન્ટ ધરતા એક મિત્રે પૂછ્યું.

"હા ભાઈ, એક મોટો ફેરફાર સૂચવવાનો એ છે કે સીમેન્ટ કંપનીના સલાહકારને કહો કે દિવાલો માટે એવો ઈલેસ્ટિક રબ્બર જેવો સીમેન્ટ આપે કે જેથી ઘરમાં સામાન ભરતાં દીવાલો જરા દબાય."

પછી અમે અમારા અનુભવની વાત કરતાં જણાવ્યું કે જેમ જેમ ચીજો વસાવતા જઈએ છીએ, તેમ તેમ ઘર ઘણું નાનું લાગતું જાય છે. એટલે તમે માત્ર થાંભલા જ સીમેન્ટના બનાવો અને દિવાલો રબ્બરના શીટની બનાવી કાઢો. કોઈવાર બે પલંગ પછી એક કબાટ ગોઠવતાં બે પૂર્ણાંક સાત દશાંશ ઈંચ જગા ખૂટશે, ત્યારે રબ્બરની દિવાલ હશે તો વાંધો આવશે નહિ.

અમે ઘર બનાવ્યું ત્યારે રેલ્વેના ખાલી ડબ્બા જેવું પૂરતું લાગતું હતું. વળી રેલ્વેના ડબ્બામાં જેમ દસની જગામાં વીસ બેઠા હોય, છતાં ઉપડવાની સીટી વાગે છે અને બીજા પાંચ સમાઈ જાય છે તેવી દશા અમારા ઘરની પણ થઈ છે. છતાં ઘણી જરૂરી વસ્તુઓ જગાને અભાવે વેચનારની દુકાને ધૂળ ખાય છે! દાખલા તરીકે જમવાના ઓરડામાં છે તેવા જ બીજા ટેબલની પણ જરૂર છે. પરંતુ તે જ ડાઈનીંગરૂમને સવારે

લોન્ડ્રીરૂમ (અસ્ત્રી ઘર) બપોરે ટેઈલરીંગરૂમ (સિલાઈ ઘર) અને સાંજે ગ્રોસરીરૂમ (અનાજ સાફસૂફી ઘર) બનાવવાનો હોવાથી નવું ટેબલ લાવવું હોય, તો ફોલ્ડિંગ લાવવું એવો નિર્ણય લેવાયો. સિદ્ધાંતથી જ અમે ફોલ્ડિંગના વિરોધી છીએ. વળી કોઈ પણ જાતની ખરીદી કરવાના નિર્ણયને અમલમાં મૂકવાની ઉતાવળ અમે કરી શકતા નથી.

આજે બપોરે એક મિત્રની સાથે તેમના એક ઓળખીતાને ત્યાં ચા પીવાનો પ્રસંગ સાંપડ્યો. તે યજમાન ફોલ્ડિંગ ફર્નિચરના ભારે શોખીન હતા. લગભગ ખાલી દેખાતા તેમના દીવાનખાનાને નોકરે જોતજોતામાં ફોલ્ડિંગ ખુરશીઓ અને ફોલ્ડિંગ ડાઈનીંગ ટેબલથી ભરી દીધું. શ્રીમતીએ અમને ઈશારાથી સમજાવ્યું કે આવું ટેબલ જોઈએ. પેલા યજમાને વાતચીતમાં સમાજાવ્યું કે જગાની તંગીના જમાનામાં જનતાને માટે સસ્તું, વજનમાં હલકું અને ઓછામાં ઓછી જગા રોકે તથા સંકેલી શકાય તેવું જ ફર્નિચર જોઈએ. પછી તેમણે તેમના ફોલ્ડિંગના શોખને અનુરૂપ એવાં ફોલ્ડિંગ હિંચકા, પલંગ, તીપાઈ, આરામ ખુરશી વગેરે બતાવ્યાં. તેમનાં ઘરનાં કેટલાંક બારણાં પણ ફોલ્ડિંગ હતાં. ચા અને નાસ્તાને ન્યાય આપવા અમે સૌ ખુરશીઓ પર ગોઠવાયાં. ફોલ્ડિંગની કરામત જોવા તેમની ટેવ પ્રમાણે અમારા પેલા મિત્ર ટેબલ નીચે હાથ ફેરવતા હતા, ત્યાં એકાએક આખું ટેબલ જાણે પત્તાંના મહેલની જેમ ભોંય બેસી ગયું! થોડી ક્રોકરી ફૂટી અને કંઈકનાં કપડાં બગડ્યાં, પણ સદ્‌ભાગ્યે કોઈને ઈજા થઈ ન હતી. યજમાને સમજાવ્યું કે ટેબલ નીચેની નાની કેસી એવી છે કે જરા ફરી જાય તો મુશ્કેલી થાય. આખો પ્રસંગ ખડખડાટ હસવામાં ઉડાવી બધાએ વરંડા પર જઈને ભોંય પર શેતરંજી પાથરીને ફરી ચા–નાસ્તો કર્યો.

એક ભાઈને ત્યાં અમે રાતના જઈ ચડ્યા ત્યારે તેમણે તેમનો મલ્ટીપરપઝ પલંગ બતાવી અમને સૌને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધેલા. ત્રણ કકડે વાળેલો ખાટલો ખોલ્યો અને કડા સાંકળે બાંધ્યો કે હીંચકો

બની ગયો. પછી પાયા ખોલ્યા એટલે બેસવાની પાટ બની ગઈ. પાછળથી મજાગરે બાંધેલો ટેકો ઊંચો કરી આંકડી લગાવી કે બાંકડો બની ગયો. બાદ પાયા નીચે ત્રણ ત્રણ ઈંચના ખાડાવાળા લાકડાનાં ચોસલાં ગોઠવી દીધાં, એટલે ખાસો ઊંચો પલંગ બની ગયો. આમ છતાં અમે બાજુની ખુરશીમાં બેઠા એટલે પેલા યજમાનભાઈ તે પલંગ પર કુદ્યા અને તેની મજબૂતીની સાબિતી આપી. અમને શ્રદ્ધા આવી અને હસતા હસતા અમે પણ તેના એક ખૂણા પર બેઠા. ત્યાં તો કંઈ કર્યું નારાયણે અને તે બાજુના બન્ને પાયાના મજાગરા અંદરની બાજુ વળી ગયા અને અમે ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતનો ભોગ બની બેઠા!

અમારે ત્યાં આવેલા પેલા વકીલ મહાશયને પોતાની ટૂંકી આંગળીની ખબર પૂછતાં તેમણે જણાવ્યું: "મહિના પર એક સાંજે પેલી મારી પ્રિય આરામ ખુરશી પર જેવો હું બેઠો કે કપડું ખસ્યું અને હું ને ખુરશી બન્ને ફોલ્ડ થઈ ગયા. કમનસીબે જે હાથ વડે મેં ખુરશીનું લાકડું પકડેલું તે હાથની વચલી આંગળી ખુરશીના ઉપર નીચેના લાકડાના ફોલ્ડમાં સૂડી વચ્ચે સોપારી જેમ ભરાઈ ગઈ અને મારા જ વજનથી પીડા વધતી ચાલી. મેં મદદ માટે બૂમો પાડી પણ શરૂમાં તો મશ્કરી સમજી કોઈએ દાદ ન આપી, સૌ પાસે આવ્યાં, તો તેઓ બધાંનું હસવું માય નહિ. આંગળી છૂટી કરવા મને ને ખુરશી બન્નેને ઉચકવા પડેલાં અને કચરાઈ ગયેલી આ આંગળીનું હોસ્પીટલમાં ઓપરેશન કરાવવું પડેલું. જાણી જોઈને કોઈએ મશ્કરી નહોતી કરી, પણ બાબો પેલી લાકડી કપડામાંથી ખેંચી-ગીલ્લી દંડા રમવા લઈ ગયેલો."

થોડા દિવસ પર એક જણાના બાગમાં નવી દેડકા જેવી ખુરશીમાં બેસવાનો પ્રસંગ સાંપડેલો. પાયા લોખંડના સળિયાના હોઈ અમને ડર નહોતો, પરંતુ યજમાન પોતે જ બેસતી વેળા જાણે પાંજરામાં પકડાઈ ગયા. કારણ પછીથી સમજાયું કે બેસવાના કપડાને ચારે બાજુ ખીસાં જેવાં ખાનાં બનાવીને સળિયામાં ખોસવામાં આવે છે. ઘરની વાનર-સેનામાંથી કોઈએ નવી કાતરનો એ ખીસા પર પ્રયોગ કર્યો હશે!

અને આખરે જે કારણે ઘરમાં પણ ફોલ્ડિંગ ફર્નિચર અંગે સૌ અમારા મતને મળતા થયા તે પ્રસંગ આ હતો. એક મિત્રને ત્યાં તેમનું નવું ઘર જોતાં હતાં. એક મોટા ઓરડામાં સુંદર ઊંચું પાર્ટીશન હતું. તેમણે સમજાવ્યું કે પાર્ટીશન કોઈ જગાએ જડેલું નથી પોતાની મેળે જ ઊભું છે. તે બતાવીને યજમાન જેવા પાછા ફરતા હતા, ત્યાં એકાએક તેમના ધોતિયાનો છેડો પાર્ટીશનમાં ભરાયો અને આખું પાર્ટીશન ઢગલો થઈને પડ્યું. ત્યારે પાછળ સ્તબ્ધ થઈ ઊભેલાં તેમનાં પત્નીશ્રી દેખાયાં. સદ્‌ભાગ્યે તેમણે લગભગ કપડાં બદલી લીધેલાં હતાં, નહિ તો પેલી 'રણદ્વીપની વાત' જેવું થાત.

ના સાંભળી હોય તો, લડાઈ સમયની એ વાત આવી છે : લશ્કરના સ્ત્રી વિભાગ–વેક્સની એક ટુકડીએ બપોરે રણપ્રદેશમાં પડાવ નાખ્યો હતો. જે મકાનમાં આ સ્ત્રીઓ ઉતરી હતી તેની ચારે બાજુએ માઈલો લગી રેતી સિવાય કંઈ નજરે પડતું ન હતું. પરંતુ એક બાજુ થોડે દૂર એક નાના રણદ્વીપ જેવું જોઈને એક યુવતી તે બાજુ ગઈ. ત્યાં આજુ-બાજુ નાનાં ઝાડવાં વચ્ચે એક નાની તળાવડી હતી. કોઈ આવી ચઢે તોયે એ માઈલથી દેખાય એવું હોવાથી ચારે બાજુ નજર ફેરવ્યા પછી આ યુવતીએ બધાં કપડાં બાજુ પર મૂકી મનભરીને અડધો કલાક લગી સ્નાન કર્યું. બાદ દૂરથી મોટર સાઈકલ પર એક અમલદાર આવતો હતો એટલે તેણે કપડાં પહેરવા માંડ્યાં અને અમલદાર તે રણદ્વીપની પાસે આવી પહોંચ્યો, ત્યારે તે યુવતી છેલ્લું બટન નાંખી તૈયાર થઈ ગઈ હતી. અમલદારે હુકમ આપ્યો "કેમુફ્લેજડ પ્લેટન, માર્ચ !" ને તુરત પેલી તળાવડીને મૂકીને આજુબાજુનાં ઝાડવાં ઊભાં થઈ ચાલવા માંડ્યાં !

# ૫ : ભાતભાતના ઝાંપા.

રીતસરની રજા જાહેર કરવા છતાં અમદાવાદનું વિખ્યાત કાપડ મારકેટ 'મસ્કતી મારકીટ' એક ઝાંપો માત્ર બંધ કરીને, "ઝાંપા પાકી" વડે ધંધો રાબેતા મુજબ ચાલુ રાખનારા કાપડિયાઓની વહેવાર કુશળતાને આ સ્થાને અંજલિ અપાઇ ગઇ છે. આજે તો સોસાઇટીઓના બંગલાઓના વિવિધ ઝાંપાને યાદ કરીએ છીએ.

વાત એમ છે કે અમારે ઝાંપાના નમૂનાની ગરજ પડી એટલે અમે એલિસબ્રિજમાં ભાતભાતના ઝાંપાઓ જોવા નીકળી પડ્યા. એક ઝાંપા આગળ જઈ ઉઘાડવાનો પ્રયત્ન કર્યો પણ અંદરથી તાળું હતું એટલે ઊઘડે શી રીતે! પછી માલિકે સમજાવ્યું : "મોટરને હિસાબે મોટો વજનદાર ઝાંપો કરાવેલો હતો પણ આજે પંદર વર્ષ થયા હજી મોટરનું નસીબ નથી!" સરવાળે ખૂણામાંના નાનકડા ઝાંપેથી દાખલ થવું પડ્યું.

બીજે એક ઝાંપો ઉઘાડી અમે દાખલ થયા તો પાછળથી કોઇએ ધોલ મારી–અમે પડતા બચ્યા. ધોલ મારનાર એ ઝાંપો જ હતો! આ ઝાંપાની વિશિષ્ટતા એ હતી કે ઉઘાડીને કોઈ પકડી રાખનાર જોઈએ, નહિ તો ગાયની માફક ઉઘાડનારને જ પાછળથી ગોથું મારે!

ત્રીજે એક ઝાંપો એવી ખૂબી વાળો હતો કે ઊંચો કરીને જ ઉઘાડાય, અને પછી વચમાં ત્યાં ખાસ રાખેલી ઈંટમાં ગોઠવીએ તો ચગડોળની માફક એક છેડે થી બીજા છેડા લગી હીલોળા ખાયા કરે!

ચોથો ઝાંપો એવો નીકળ્યો કે જમ્યા વગર આવ્યા હોઈએ, તો એકલા હાથે ઊઘડે નહિ. એને અમે 'મર્દાના ઝાંપા' કહીએ છીએ, કારણ કે કોઇ બહેન એને ઉઘાડી શકે નહિ. સિવાય અલબત્ત તે બહેને કાંદીવલીમાંથી પી. ટી. નો ડીપ્લોમા મેળવ્યો હોય !

પાંચમો ઝાંપો પેલા કામઠિયાના 'ઝાંપા પાકી' વાળા ઝાંપાની જેમ હાથીના દાંત જેવો શોભાનો હતો. એને તો વર્ષમાં એકાદ વખત જ ઉઘાડવાનો અને ત્યારે એ લુહારો કામે લગાડવાના. કહે છે કે ભીખારુઓના ત્રાસથી બચવા માટે આને બંધ રાખીને પાછલે બારણે નવો ઝાંપો કરાવ્યો છે. આ ગંજાવર ઝાંપાનો ઘાટ એવો છે કે અંદર ઉભેલાઓને જોતાં વડોદરાના કમાટીબાગનાં વાઘસિંહનાં પાંજરાંનો ખ્યાલ આવે ! છઠ્ઠો ઝાંપો તો આબરૂ લે તેવો નીકળ્યો, હાથ લગાડતા સાવ ભોંય જ પડી ગયો. અમે તોડી નાંખ્યો હશે એવા વહેમમાંથી માલિકને ઉગારવા માટે અમે તે ઝાંપાનો એક ભાગ ઊભો કરીને ટેકવતા હતા, ત્યાં તો માલિક આવી પહોંચ્યા અને કહે 'રહેવા દો તમને નહિ ફાવે. આજ લગીમાં તેણે ત્રણ મહેમાનો ઉપર પડીને ઘાયલ કર્યા છે. તમને વાગ્યું તો નથી ને?'

"ના જી પણ ઝાંપાને જરા વાગ્યું છે ખરું !"

સાતમો ઝાંપો પાળેલો લાગ્યો. એના દરવાજા એવી ખૂબીથી ગોઠવેલા કે તમે ગમે તેટલી મહેનત કરો, પણ હળદરાવાસી શકાય જ નહિ. પછી માલિકે અમને શિખવ્યું કે બન્ને ઝાંપા એકબીજાને વચમાં અડકાડીને એક સાથે દબાવીને વાસવા. અમે હળદરવાસી શક્યા તો ખરા પણ પાછી બહાર નીકળતી વખતે એજ પંચાત. ઝાંપો ઊઘડે જ નહિ ! માલિકે શિખવ્યું કે હળદરાને ઝટકા મારવા, ઊંચે નીચે ફેરવવી નહિ !

પછી છેલ્લે અમે રાતના પરવારીને એક મિત્રની મોટરમાં મનુભાઈનો ઝાંપો જોવા ગયા. તેમનો ઝાંપો ગરગડીવાળો છે અને તેમના મોભા-

જેવોજ વજનદાર છે. વળી એમણે ઝાંપાનું ખર્ચ્યું રાખ્યું નથી, એટલે હંમેશા એ "ચંગીઝખાન" ઝાંપો જ વાપરવો પડે. એમણે શિખવાડેલું કે નીચા નમીને ગરગડી આગળથી ધક્કો મારશો, તો ગુલાબની પાંદડી જેવો હલકો લાગશે. અમે ઝાંપાના એકેએક અંગ પર કળા કરી, પણ કસરત સિવાય કશું મળ્યું નહિ. પછી એક મોટરવાળા મિત્ર અમારી સાથે ધક્કા મારવામાં જોડાયા, પણ ઝાંપાએ મચક આપી નહિ. પછી તો મોટરમાં બેઠેલી શેઠાણીઓને અમે કહ્યું કે "તમે બધા આ જીદ્દી ઝાંપાને બગડેલી મોટર સમજીને ધક્કો મારો" અને બધાએ તેમ કર્યું કે તુરત વાવડી ચસ્કી! અમે સૌએ તાળીઓ પાડી ને મનુભાઈ બહાર આવ્યા. અમે વાત કરી તો તેઓ કહે "આમાં બળનું કામ નથી, કળનું કામ છે. જુઓ હું બંધ કરી આપું" કહેતા તેઓ નીચે બેઠા અને જોરથી ઝાંપાને ધક્કો મારવા લાગ્યા. કંઇક અવાજ થયો, પણ તે ઝાંપો ચસકયાનો ન હતો. મિનિટેક બાદ થાકીને તેઓ બોલ્યા: "ગરગડીમાં તેલ નાંખવું જોઈએ, વરસાદથી બધું કટાઈ ગયું છે, તો ચાલો તેલ પૂરીએ."

"એના કરતા ચાલો ચા પીએ!" અમે કહ્યું. પછી મનુભાઇએ અમારી ઝાંપાકથની સાંભળી અને બોલ્યા "ત્યારે તમારા અનુભવે તો હજી કોઈ ઇજનેરે સંતોષકારક ઝાંપાની શોધ જ કરી નથી એમને!"

"હાજી, ઝાંપા બાબતમાં ઇજનેરી વિજ્ઞાન હજી બાળપણમાં છે"

"તો પછી તમને એકે ઝાંપાનો નમૂનો પસંદ આવ્યો નહિ હોય!"

"મનુભાઇ, બધે અપવાદ તો હોય ને! મને પેલો લટકતો ઝાંપો પસંદ પડયો છે." દૂર આંગળીથી બતાવતાં અમે કહ્યું:

"પેલો રેલવે ફાટકનો?"

"હા જી, એ આટલો બધો મોટો છે છતાં એની બનાવટ એવી છે કે દિવસમાં વીસ વાર ઉઘાડ બંધ થવા છતાં કશી મુસીબત ઊભી કરતો નથી."

મનુભાઈ કાનની બૂટ પકડતાં બોલ્યા: "તમે ખરું શોધી કાઢ્યું આખરે!"

# ૬ : બાને શ્રદ્ધાંજલિ

ઉમળકા ભર્યું વાત્સલ્ય, કુટુંબીજનો માટેનો સગર્વ સ્નેહ સ્વભાવ-જન્ય શાન્તિ અને જીવનના સંપૂર્ણ સંતોષથી સોળ જણાનું ભર્યાં ભાદર્યાં ઘરને, સ્ત્રીસહજ વ્યવહારુ કુશળતાથી ચલાવનારી કોઇ પણ બા જેવી જ અમારી બા હતી. એટલે અત્રે તેને યાદ કરતાં સૌ કોઇનાં બાને શ્રદ્ધાંજલિ અર્પું છું. આશ્વાસન આપતાં મુરબ્બી શ્રી વિદ્યાબહેન લખે છે તેમ સંસારમાં માની ખોટ કદી પુરાતી નથી, તેનો અનુભવ નવમીએ બાએ વિદાય લઇને કરાવ્યો.

જાતમહેનતથી આજીવિકા મેળવીને સ્વતંત્ર જીવન ગાળવાનું સુશિક્ષિત બહેનો માટે હમણાંથી વધુ પ્રચલિત બનતું જાય છે. જોકે અમારા અંગત મત પ્રમાણે માતૃપદ પ્રાપ્ત કર્યાં વિના સંપૂર્ણ સ્ત્રીત્વ પ્રાપ્ત થઈ શકે નહિ! માતૃત્વની ભાવના, લાગણીઓ, બલિદાન આપવાની કળા, સહનશીલતા, ઋજુતા, ધીરજ, કુટુંબ પ્રેમ, પડોશીસેવા વગેરે ગુણો સ્ત્રીમાં મા બન્યા સિવાય ભાગ્યે જ સંપૂર્ણપણે વિકાસ પામે! આ બધાં માટે માતૃત્વના અનુભવની આવશ્યકતા છે. આપણા સમાજમાં સર્વસામાન્ય રીતે ઘેર ઘેર જોવામાં આવે છે એવી અમારી બામાં અન્ય બાની જેમજ, જાહેર વ્યક્તિ તરીકેની જેટલી વિશેષતાઓ ઓછી હતી તેથી અનેકગણી વિશેષતાઓ "બા" તરીકેની હતી.

બાની મહેચ્છા ઘરના ઘરની હતી. તે પૂરી તો થઇ પણ ઘર સોસાયટીમાં થયું હોવાથી જેઠાણીઓ, દેરાણીઓ અને એટલે ડાયરો

જમાવતી પોળની પડોશણો વગેરેથી ત્રણ માઈલ દૂર ગયાનો તેને ભારે વસવસો હતો. શરૂઆતના ત્રણ ચાર મહિના આ કારણે રડીને કાઢેલાં, છતાં ઘરનું ઘર ભાડે આપી ફરી શહેરમાં રહેવા જવા તે કદી સંમત થઈ ન હતી.

પિતાજીના નાનકડા પગારને ધ્યાનમાં રાખીને શાળામાં નથી શિખવાતું તે બધું બાએ અમને પોળમાંથી શિખવી તૈયાર કરેલાં. પેલાં ત્રણ ભાઈ અને બે બહેનો સહિત બધાં જ હયાત હોત તો અમારી ક્રિકેટની અગિયારની ટીમ હોત! તેમાંની છેલ્લી બેન તો રગરગાવીને ઘણી મોડી આવેલી. એટલે બાએ ઘઉં વીણતાં, લોટ દળાવતાં, પાપડ ઝૂડતાં, આંબલી ફોલતાં, કપડાં ધોતાં વગેરેની અમને પાંચ પાંડવો (અમે પોતે ભીમ) ને પૂરતી તાલીમ આપેલી. સૌથી વહેલા જન્મેલા શાન્તિભાઈ ને તો રસોઈના પાઠ પણ સારી રીતે પઢાવેલા. આમ અમારા આજના ખડતલપણામાં બાનો ફાળો પિતાશ્રી જેટલો જ છે.

છોકરાં ઉછેરવાનાં સ્મરણો પૂછતાં બા કહેતી : "તું છ મહિનાનો હતો ત્યારે લોનાવલામાં હવા ખાવા ગયેલા ત્યારે એક દિવસે તારા ઘોડિયા ઉપર સાપ લટકતો હતો. તારા કાકાએ સ્વસ્થતા અને સમય સૂચકતાથી તને ખોયામાંથી જો ના ઉંચકી લીધો હોત તો ?......ત્યારથી હું નાગપંચમી કરતી."

પિતાશ્રીની નોકરીની શરૂઆત મુંબઈથી થયેલી. ચાલીસ વર્ષ અગાઉ "મોઢું હસતું" રખાવીને બધું સંભાળી લેનાર પેલા તારા પોળવાળાએ પાડેલી અમારા ચાર જણની છબીમાં બા તો આબાદ અપટુડેઈટ પારસણ લાગે છે. "તું બા ત્યારે કેવી રૂપાળી લાગતી હઈશ?" એના જવાબમાં એકવાર તેણે કહ્યું : "પોળના રિવાજની મને ખબર નહિ, એટલે પહેલી વાર મુંબઈથી હું સાડીપીન અને બુટ સાથે પોળમાં આવેલી ત્યારે બધાં મને જોવા એટલે આવી ઊભેલાં." પછી જ્યારે હંમેશનું અમદાવાદ રહેવાનું થયું, ત્યારથી પોળનો મર્યાદિત ગણવેશ તેણે અપનાવી

દીધેલો. એટલું જ નહિ પણ "એતો બે ઘડીનું નાટક એમાં મારું શું જાય છે" કહીને વર્ષો સુધી પોળની અન્ય સ્ત્રીઓ જેમ, વર્ષો લગી પોતાની નાની ઉંમરના સાસુજીને પણ લાજ કાઢી માન આપતી!

"સૌથી વધુ દુ:ખ તેં કયું વેઠેલું" એમ પૂછતાં તે કહેતી: "મારી નાની બહેન દેખાવડી અને ચાલાક હતી, છતાં ગમે તે કારણે બનેવીને ગમેલી નહિ. આથી સાસરિયાંએ બિચારીને ભૂત આવે છે એમ ઠોકી બેસાડી, વારંવાર ચાલતી હુસડતી છેક દરિયાખાનના ઘુમટે લઈ ધુણાવતા અને એમ કરીને આખરે તેને ગાંડી બનાવી દીધેલી. મહાપરાણે હું તેને ઘેર લઈ આવી અને કંઈક ઠેકાણું પડયું. ત્યાં તો સાસરિયાં તેને ફરીથી ઉઠાવી ગયાં, ફરી પાછો એજ ત્રાસ આપ્યો અને તેની હયાતીમાં જ બનેવીએ બીજો વિવાહ પણ કર્યો. સારા નસીબે બિચારી ચંપા મરીને છૂટી." આ વાતને અંતે તેની આંખો ભીની થઈ જતી.

અંગત પોતાના દુ:ખની વાત તો તે હસીને કહેતી. "ત્યારે હું ઓગણીશ વર્ષની હઈશ. તારા મોટાભાઈ (પિતા) ની નોકરીની બદલી થયેલી અને હું માંદી પડેલી. બા તો મારી હતી જ નહિ, એટલે મારાં કાકી મને પીયર તેડી ગયાં. તેમને લાગ્યું કે મને ભૂત વળગ્યું છે એટલે ભૂવાને બોલાવી મને ધુણાવવા કહ્યું. મેં ના માન્યું એટલે બીજે દિવસે સવારે ૭ વાગે ભૂવાને બોલાવી વાળ છૂટા કરાવીને સગડીમાં મરચાંની ધૂણી કરીને મને પરાણે તે પર ધુણાવી. હું તો ચીસો પાડું પણ ભૂતને કોણ સાંભળે? હું ગૂંગળાઈને બેભાન થઈ ગઈ. સિનેમામાં બને છે તેમ તે-જ વખતે મુંબઈથી મારા બાપા બિસ્તરા પેટી સાથે આવી પહોંચ્યા. ભૂવાને મારીને કાઢી મૂક્યો અને બીજાં બૈરાંઓ તો નાસી છૂટયાં. ડોકટરની દવા છતાં પણ હું દોઢેક મહિનો બિલકુલ આંધળી રહી. પછી બધું સારું થઈ ગયું. પણ ત્યારથી મારી આંખો હંમેશ માટે નબળી પડી ગઈ."

"પણ તે વખતે લોકો એટલા બધા વહેમી?"

" વહેમી નહિ એવા રિવાજ. જોને મેં પોતે જ જાણીજોઈને મારા દાંત લાલ રંગાવેલા. રંગનાં પોતાં મૂકતાં પેઢાં ફૂલી સૂજી જાય અને ખૂબ જ દુઃખે. હજીએ રંગ ક્યાં જાય છે? વળી એવું જ દુઃખ વેઠીને આ બધાં છૂંદણાં પણ દેખા-દેખી છુંદાવેલાં. ત્યારે એ ફેશન ગણાતી."

આમ તો બા સિત્તેરનાં હતાં અને કોઈ અશુભ જોવાનો પ્રસંગ બને તે પહેલાં તેમના શબ્દોમાં "આવુંને આવું મૂકીને" રિબાયા વગરની ટૂંકી માંદગીથી વિદાય થયાં, એવું ભાગ્યશાળી મૃત્યુ હતું. છતાં એમને સરખી ઉંમરનાં દોસ્ત ગયાં જેવું લાગવાથી વિદાય જરા વસમી લાગી. કોણ આવ્યું કોણ ગયું કે કોણ ક્યાં ક્યારે જાય છે તેવી ઘરનાં સહજ કોઈ જ પંચાતથી બા વિમુક્ત હતાં આવનારે તેમની હાજરી પુરાવવી જોઈએ એવું પણ નહિ.

ઉલટું "તમે સરખાં સરખાં સાથે બેસો" એમ મિત્ર વર્ગને તુરત જ કહી તેઓ પોતાના ઓરડામાં ચાલ્યાં જાય. તેમની સ્વસ્થતા ગજબની હતી. બાર વર્ષ અગાઉ પિતાશ્રી મૃત્યુને બિછાને પડયા, ત્યારે બધામાં માત્ર બા જ બારે હિંમત બતાવતાં. પિતાશ્રીને છેવટના ઇન્જેકશન આપતા ડોકટરને બાએ રોકેલા. તેઓ કહે: "ભગવાનથી નથી થયું તે આપણાથી થવાનું છે? શા માટે હવે એ દેહને દુઃખ દો છો?" પણ જ્યારે બા પોતે માંદાં હતાં, ત્યારે અમે તો છેલ્લી ઘડી લગી તેના દેહને ઇન્જેકશનની સોયો ખોસાવેલી. એનો વસવસો હજી અમને રહ્યો છે.

સામાન્ય રીતે મોટી ઉંમરનાને સુલભ નહિ એવું ખડખડાટ મુક્ત હાસ્ય બા કરતાં, ત્યારે તે ઘણાં નાનાં લાગતાં. તેમના અડધા દાંત ગયેલા એટલે અમે એકવાર સારું ચોકઠું કરાવવા પૂછ્યું, ત્યારે તે કહે: "ના પચે એવી વાનગીઓ ના લઈ શકાય અને જરૂર કરતાં વધારે જમી ન જવાય એટલા માટે તો ભગવાન ઘડપણમાં દાંત લઈ લે છે! માત્ર ચોકઠું પહેરવાથી જ આખા દેહની જુવાની ઓછી પાછી આવવાની છે.

લોકોને નાનકડા અચંબા સરપ્રાઈઝ આપવાની અમને ટેવ છે. તે

મુજબ બાને પણ એવો એક શુભ અર્ઘ્ય આપવો હતો. પણ કેટલીકવાર સરપ્રાઇઝ આપનાર સરપ્રાઈઝ લઇ આવે છે! તેવામાંથી અમે ઉગરી ગયેલા. થોડા દિવસમાં પ્રસિદ્ધ થનાર મારો એકાંકી સંગ્રહ વાત્સલ્ય મૂર્તિઓ સાસુવહુની જોડી–માતુશ્રી અને ભાભી–ને અર્પણ કર્યો છે. તે અંગે ઘરમાં જ એક નાનકડો મેળાવડો કરવા એ નકલો લાવી રાખેલી. ત્યાં અચાનક બા મૃત્યુશૈયા પર પડ્યાં ને મને ફાળ પડી કે બા આટલું જાણ્યા વગર જતી રહેશે.! શુભ નસીબે હૃદયનો હુમલો બીજા દિવસે નરમ પડ્યો અને બા એ આ શુભ સમાચાર જાણ્યા, હું એટલો ભાગ્યશાળી.

બાએ ઘરને જ દેવસ્થાન માનેલું એટલે કથામંદિરની ખટખટ મૂળથી જ રાખેલી નહિ. તબીયત તો હૃદયના હુમલાના સમય લગી એવી ઉત્તમ કે શોખથી જાતે રસોઈ કરેલી. એક વાર મેં પૃચ્છ્યું, "બા પાંચ છોકરાં વધુ પડતાં ના ગણાય?" ત્યારે તેઓ કહે ?" ઓછામાં ઓછું એક દુણી ઝાલનાર અને ચાર ઉચકનાર તો જોઈએ જ ને" કહી મુક્ત હાસ્ય વેરેલું. ત્યારે ખયાલ નહિ કે થોડા સમય બાદ પાંચે ભાઈઓ બાની શબ્દશઃ ઇચ્છા મુજબ વિદાય આપશે!

બાકી બાની વિદાયથી કોણે શું ગુમાવ્યું એમ વિચારીએ તો સૌથી પ્રથમ તો પાંચ ભાઈઓની પાંચ વહુઓ ગણતાં (જે બે હજી કુંવારા છે તે હિસાબે) બે ભાવિ વહુઓએ એક આદર્શ સાસુ જરૂર ગુમાવી.

દેખીતી રીતે જ બાની નજીક રહેતી નાની બ્હેન અને નાના ભાઇને તેની સવિશેષ ખોટ સાલે.

બાકી અમે જાણીએ છીએ કે બાસઠ–પાંસઠ વર્ષનાં વાનપ્રસ્થ જીવન ગાળતાં બાનાં પેલા ત્રણ બુઝર્ગ દિયેરિયા હિંમતભાઇ, હીરાભાઇ અને ચંદુભાઇની ત્રિપુટીને મંગુભાભીની જે ખોટ સાલી રહી છે, તે તો અમે સૌ કુટુંબીજનોથી પણ ખરેખર વિશેષ છે.

અંતે સૌની બા ઇચ્છે તેવું સુંદર મૃત્યુ અમારાં બાને આપવા બદલ ઈશ્વરનો આભાર માની વિરમું!

# ૭ : પ્રવેશ પ્રયાસ ( પ્રાઈવેટ ) લિમિટેડ

સુધારાવાળાઓના પ્રવાહમાં તણાઈને અમે પણ નાત જાતના વાડા તોડવા દીધા! આમ અમે કદાચ વાણિયા તરીકે ભૂંસાઈ જઈશું, પણ કુદરતી રીતે મળેલી વણિકબુદ્ધિ ઓછી કોઈથી ખૂંચવી લેવાશે ? એ બુદ્ધિથી કમાણી ક્ષેત્રે એક નવો નુસખો સૂઝયો છે.

અગાઉનો અંગત અનુભવ એવો હતો કે કોલેજમાં દાખલ થવું સહેલ છે, પણ ભણવાનું મુશ્કેલ છે; હમણાં અનુભવ એવો થયો, ભણવું સહેલ છે, દાખલ થવાનું મુશ્કેલ છે. પેંડા ખવડાવવાના માર્કે ઘરનોજ વિદ્યાર્થી વિજ્ઞાનના વચગાળાના વર્ગમાં ઉત્તીર્ણ થયો એ હર્ષનો લાગતો પ્રસંગ, અમારી એક ઊંઘ ઊડી અને શોકનો બની ગયો.

અત્રે ઇજનેરીમાં દોઢસોને બદલે ત્રણસો બેઠકો થઈ અને એક બુઝર્ગ અનુભવીની સલાહ મળી કે તમારા ચિરંજીવીના માર્ક વડે જરૂર અત્રે દાખલ થવાશે. પરિણામે અમે સવામણની તળાઈમાં આળોટતા હતા, ત્યાંતો મોટા મહોંકાણના સમાચાર આવ્યા કે સ્થાનિક દાતાએ લાખોની કોલેજ કરી પણ અડધાથી વધુ જગાઓ મુંબઈ પૂનાના વિદ્યાર્થીઓથી ભરાશે! જય-દ્વિભાષી ! તળાઈમાંથી અમે ઊઠયા અને વિદ્યાર્થીને પરીક્ષામાં કરવી પડેલી તેથી અનેક ગણી મહેનત, ફિલસૂફને ફાળે આવી. એ અંગેની મુલાકાતો અને મુસાફરી મારફત જે અધૂરી સફળતા અને પૂરું જ્ઞાન પ્રાપ્ત થયું તે પરથી કમાણી માટેનો એક

નવા નુસખાને અવકાશ મળ્યો. આ મુજબ જનતાને લાભાર્થે "પ્રવેશ પ્રયાસ (પ્રાઇવેટ) લિમિટેડ" નામની પેઢી ખોલવામાં આવશે. આ પરગજુ પેઢીનો હેતુ જે વિદ્યાર્થીને કૉલેજમાં પ્રવેશ મેળવવામાં મુશ્કેલી પડતી હોય છે, તેઓના વાલીઓને મદદ કરીને પ્રમાણિક પણે બે પૈસા કમાઈ એક પૈસો શેર હોલ્ડરોને વહેંચવાનો છે. પેઢીની માહિતી નીચે પ્રમાણે છે.

**પ્રવેશ પ્રયાસ (પ્રાઇવેટ) લિમિટેડ.** ( આ પ્રોસ્પેક્ટસ નથી, પણ માત્ર માહિતી છે. )

કંપનીના હેતુઓ.–

કૉલેજમાં પ્રવેશ અપાવવામાં વિદ્યાર્થીઓના વાલીઓને મદદ કરવી એ આદર્શથી આ પેઢી શરૂ થાય છે. મદદ વિદ્યાર્થીઓને નહિ, પણ વાલીઓને કરવી એવું એટલા માટે નક્કી કરવામાં આવ્યું છે કે દાખલ કરવા અંગેનો પ્રાથમિક ખર્ચ અને એડવાન્સ નાણાં વિદ્યાર્થીઓ પાસેથી મેળવવાનું શક્ય હોતું નથી, વળી તેવા પ્રયોગથી પેઢીની સદ્ધરતાને ધોકો લાગે. હાલ તરત આપણી પેઢી પોતાનું ક્ષેત્ર તબીબી અને ઇજનેરી કૉલેજોમાંજ અને તેય ફક્ત ઈન્ટર સાયંસમાં બીજા વર્ગથી વધુ માર્ક મેળવેલા વિદ્યાર્થીઓને દાખલ કરાવવા પૂરતુ મર્યાદિત રાખશે. પેઢી પ્રગતિ પામે તે પ્રમાણે આર્ટ્સ, સાયન્સ વગેરે કૉલેજોમાં દાખલ કરાવવાનું કામ પણ હાથમાં લેશે. પેઢીની પ્રગતિનો આધાર દેખીતી રીતે જ તેના ડિરેક્ટરોની લાગવગ પર આધાર રાખે છે. સ્ટાફના કર્મચારીઓની પસંદગી કરતી વેળા પણ વ્યક્તિના અભ્યાસ કરતાં તેની લાગવગ પર દેખીતી રીતેજ વધુ ભાર મૂકવામાં આવશે.

શેર કેપીટલ:– "પ્રવેશ પ્રયાસ (પ્રાઇવેટ) લિમિટેડ" હાલ તુરત માત્ર થોડાજ ભાગીદારોથી શરૂ કરવાની છે ને હાલ પાંચ હજારનો એક એવા વીસ પૂરા ભરપાઇ કરાયેલા શેરથી એક લાખની મૂડીથી શરૂ કરવાની છે; અને અમને ખાનગીમાં વચનો મળી ગયાં હોઇ જાહેર

# ૭ : પ્રવેશ પ્રયાસ ( પ્રાઈવેટ ) લિમિટેડ

સુધારાવાળાઓના પ્રવાહમાં તણાઇને અમે પણ નાત જાતના વાડા તોડવા દીધા ! આમ અમે કદાચ વાણિયા તરીકે ભૂંસાઈ જઇશું, પણ કુદરતી રીતે મળેલી વણિકબુદ્ધિ ઓછી કોઈથી ખૂંચવી લેવાશે ? એ બુદ્ધિથી કમાણી ક્ષેત્રે એક નવો નુસખો સૂઝયો છે.

અગાઉનો અંગત અનુભવ એવો હતો કે કોલેજમાં દાખલ થવું સહેલ છે, પણ ભણવાનું મુસ્કેલ છે; હમણાં અનુભવ એવો થયો, ભણવું સહેલ છે, દાખલ થવાનું મુસ્કેલ છે. પેંડા ખવડાવવાના માર્કે ઘરનો જ વિદ્યાર્થી વિજ્ઞાનના વચગાળાના વર્ગમાં ઉત્તીર્ણ થયો એ હર્ષનો લાગતો પ્રસંગ, અમારી એક ઊંઘ ઊડી અને શોકનો બની ગયો.

અત્રે ઇજનેરીમાં દોઢસોને બદલે ત્રણસો બેઠકો થઈ અને એક બુઝર્ગ અનુભવીની સલાહ મળી કે તમારા ચિરંજીવીના માર્ક વડે જરૂર અત્રે દાખલ થવાશે. પરિણામે અમે સવામણની તળાઈમાં આળોટતા હતા, ત્યાં તો મોટા મહોકાણના સમાચાર આવ્યા કે સ્થાનિક દાતાએ લાખોની કોલેજ કરી પણ અડધાથી વધુ જગાઓ મુંબઇ પૂનાના વિદ્યાર્થીઓથી ભરાશે ! જય-દ્વિભાષી ! તળાઈમાંથી અમે ઊઠયા અને વિદ્યાર્થીને પરીક્ષામાં કરવી પડેલી તેથી અનેક ગણી મહેનત ફિલસૂફને ફાળે આવી. એ અંગેની મુલાકાતો અને મુસાફરી મારફત જે અધૂરી સફળતા અને પૂરું જ્ઞાન પ્રાપ્ત થયું તે પરથી કમાણી માટેના એક

નવા નુસખાને અવકાશ મળ્યો. આ મુજબ જનતાને લાભાર્થે "પ્રવેશ પ્રયાસ (પ્રાઇવેટ) લિમિટેડ" નામની પેઢી ખોલવામાં આવશે. આ પરગજુ પેઢીનો હેતુ જે વિદ્યાર્થીને કૉલેજમાં પ્રવેશ મેળવવામાં મુશ્કેલી પડતી હોય છે, તેઓના વાલીઓને મદદ કરીને પ્રમાણિક પણે બે પૈસા કમાઈ એક પૈસો શેર હોલ્ડરોને વહેંચવાનો છે. પેઢીની માહિતી નીચે પ્રમાણે છે.

**પ્રવેશ પ્રયાસ (પ્રાઇવેટ) લિમિટેડ.** ( આ પ્રોસ્પેક્ટસ નથી, પણ માત્ર માહિતી છે. )

કંપનીના હેતુઓ:—

કૉલેજમાં પ્રવેશ અપાવવામાં વિદ્યાર્થીઓના વાલીઓને મદદ કરવી એ આદર્શથી આ પેઢી શરૂ થાય છે. મદદ વિદ્યાર્થીઓને નહિ, પણ વાલીઓને કરવી એવું એટલા માટે નક્કી કરવામાં આવ્યું છે કે દાખલ કરવા અંગેનો પ્રાથમિક ખર્ચ અને એડવાન્સ નાણાં વિદ્યાર્થીઓ પાસેથી મેળવવાનું શક્ય હોતું નથી, વળી તેવા પ્રયોગથી પેઢીની સદ્ધરતાને ધોકો લાગે. હાલ તરત આપણી પેઢી પોતાનું ક્ષેત્ર તબીબી અને ઈજનેરી કૉલેજોમાંજ અને તેય ફક્ત ઈન્ટર સાયંસમાં બીજા વર્ગથી વધુ માર્ક મેળવેલા વિદ્યાર્થીઓને દાખલ કરાવવા પૂરતુ મર્યાદિત રાખશે.
પેઢી પ્રગતિ પામે તે પ્રમાણે આર્ટ્સ, સાયન્સ વગેરે કૉલેજોમાં દાખલ કરાવવાનું કામ પણ હાથમાં લેશે. પેઢીની પ્રગતિનો આધાર દેખીતી રીતે જ તેના ડિરેક્ટરોની લાગવગ પર આધાર રાખે છે. સ્ટાફના કર્મચારીઓની પસંદગી કરતી વેળા પણ વ્યક્તિના અભ્યાસ કરતાં તેની લાગવગ પર દેખીતી રીતેજ વધુ ભાર મૂકવામાં આવશે.

શેર કેપીટલ:— "પ્રવેશ પ્રયાસ (પ્રાઇવેટ) લિમિટેડ" હાલ તુરત માત્ર થોડાજ ભાગીદારોથી શરૂ કરવાની છે ને હાલ પાંચ હજારનો એક એવા વીસ પૂરા ભરપાઈ કરાયેલા શેરથી એક લાખની મૂડીથી શરૂ કરવાની છે; અને અમને ખાનગીમાં વચનો મળી ગયાં હોઇ જાહેર

જનતાને હાલ શેર આપવાનું શક્ય નથી, પરંતુ આવતી પરીક્ષા અગાઉ એટલે કે ફેબ્રુઆરીમાં નવી કેપીટલ ઇસ્યુ કરવામાં આવશે, ત્યારે જનતાને માત્ર પંદરના પ્રિમિયમથી સો સો ના શેર આપવામાં આવશે. બાદ આ શેરો વાયદાના બજારમાં મૂકવાની ગોઠવણ પણ થઈ હોવાથી તેનો ભાવ ધારેલા ડીવીડંડ પ્રમાણે લગભગ ૧૩૧ થી ૧૫૩ ની આજુબાજુ રહેશે. આવી પેઢીને નાણાંની શી જરૂર છે તેવો કુવિચાર કરનારને સમજાવવાનું કે કોલેજોમાં દાખલ કરાવવા થોડી હક્કની બેઠકો મેળવવા માટે ઘણી સંસ્થાઓમાં નાનાં મોટાં દાન કરી દાતા બનવું પડે છે. વળી કેટલીક સંસ્થાઓમાં તો આજે દાન કરો, પછી ચાર ચાર વર્ષે દાખલ થવાની તક મળે છે. આપણી પેઢીને આવાં સભ્યપદ મેળવવા માટે અમુક ઇજનેરી તેમજ તબીબી સંસ્થાઓને પાંચસોથી પાંચ હજારના દાનો કરવાં પડશે. હાલ છેક દક્ષિણના ઉડિપીથી માંડી ઈંદોરથી દિલ્હી લગી વિદ્યાર્થીઓ માટે આવાં દાનની સમયસર ગોઠવણ કરવી પડે છે. આમ પોતાની મૂડી વધારવા માટે પેઢીને નજીકના ભવિષ્યમાં જાહેર સંસ્થા બનાવ્યા વગર છૂટકો તો નથી જ.

વિકાસની તકઃ—અમે કોલેજોમાં દાખલ દખલ નિવારણ અંગે જે કંઇ શ્રમ કર્યો, તે પરથી ખાતરી થઇ છે કે મોભાવાળા ડિરેક્ટર્સ કામ કરશે તો પેઢીને જરૂર સફળતા મળશે. સામાન્ય વિદ્યાર્થી આવા કામે મળવા કે માહિતી મેળવવા જાય છે, તો તેને કોઈ દાદ દઇ શકતું નથી, કારણકે તેનો કોઈ મોભો નથી. કેટલાક પ્રોફેસરો અને અધિકારીઓ આ "દાખલ દખલ" બોજાથી વ્યગ્ર હોઈ સ્વભાવની ઉગ્રતા પર કાબૂ રાખી શકતા નથી. જ્યારે કેટલાક પ્રોફેસરો ખરેખર ખૂબ વિનય અને નમ્રતાથી માર્ગદર્શન આપે છે. અમને વડોદરા તેમજ અમદાવાદમાં સંતોષકારક અનુભવ થયો છે. દાખલા તરીકે અત્રે દાંડીગરાની પોળમાં વહેલી સવારે પેલા પ્રોફેસર ગૃહસ્થની સલાહ લેવા અમદંપતી ગયાં, ત્યારે અમને બીક હતી કે "દાખલ દખલ સપ્તાહથી" દેખીતી રીતે જ ત્રાસી ગયેલા તે ભાઇ અમને ઓટલો ચઢવા દેશે નહિ, પણ અમારી શંકા

ખોટી પડી. એક બાજુ અમારે તેઓનો કંઇ જ પરિચય ન હતો અને બીજી બાજુ તે જ સવારે યજમાન પત્નીને વીંછી કરડયો હતો, છતાં પણ તે દંપતીએ અમારું ભાવભીનું તેમજ "ચા ભીનું" સ્વાગત કર્યું અને પ્રોફેસરે ઉપયોગી સલાહ આપી. આ ઉપરથી ખાત્રી થશે કે પેઢીના સંચાલકોને પોતાના હેતુ પાર પાડવા એકંદરે સારો સહકાર મળશે. આ પેઢીના ડિરેક્ટરોના નામ પેઢીની સલામતીના કારણોએ બહાર પાડવામાં આવતા નથી. એટલું જ કહેવું પૂરતું છે કે તેઓ એવી વગ ધરાવે છે કે તેમની એકાદ ચિઠ્ઠીની કિંમત આજે સેંકડોની ગણાય છે.

કમાણી કેવી થશે? :– આ પેઢીની કમાણી અમારી થયેલી ગણત્રી પ્રમાણે ત્રણ વર્ષમાં ભરપાઈ થયેલી મૂડી જેટલી થશે. આવકનાં મુખ્ય સાધનો, સેવાની ફી તેમજ વાલીઓની ખુશાલીની બક્ષીસ પર રહેશે. એન્જીનિયરીંગમાં વિદ્યાર્થીને પાંચ જાતનાં પ્રમાણપત્રો મેળવી, ટાઇપ કરી, ફોર્મ ભરાવી જુદી જુદી કાલેજોમાં રવાના કરવાની ફી થી ઘણી આવક થશે. દાખલ કરવા માટે ડિરેક્ટરોની પોતાની તેમજ બીજાઓ પાસેથી તેઓએ મેળવી આપેલી ચિટ્ઠીઓની ફી ચિઠ્ઠીની અગત્ય પ્રમાણે લઇ શકાશે. ચિઠ્ઠી ફળે તો ચારગણાં નાણાં લેવાની શરત રાખવામાં આવશે. ઉપરાંત મોરબી, આણંદ, વડોદરા, મુંબઇ, પૂના, ઇન્દોર, દિલ્હી, ઉડિપી (દક્ષિણ હિન્દ) વગેરે જગાએ સંસ્થા તરફથી ચાલતી ઓફીસો, ઉતારા અને રસોડા મારફત પણ સારી એવી આવક થવાનો સંભવ છે. વળી પેઢી તરફથી ટપાલ, તાર અને ટેલિફોનનો જે ખર્ચ થાય, તેટલી ફી પેઢી લેશે. પેઢીની જાહેરાત માટે દરેક કાલેજોમાં દાખલ થવાના ફોર્મ વગેરે મફત પૂરા પાડવામાં આવશે તથા ગરીબ વાલીઓને અડધી ફીએ કામ કરી આપવામાં આવશે. ફીનું ધોરણ દેખીતી રીતે જ વિદ્યાર્થીના માર્ક પર આધાર રાખશે. જેમ કે માર્કના ટકા ઓછા તેમ ફીની રકમ દરેક અડધા ટકે રૂપિયા ૧૦૦ પ્રમાણે વધતી જશે. ઉપરાંત પેઢીની મદદથી દાખલ થયેલા વિદ્યાર્થીઓ જ્યારે ડોક્ટર કે ઇજનેર થઇ બહાર પડશે, ત્યારે પણ બક્ષીસ તરીકે સારી રકમ લેવાની જોગવાઇ મદદ લેવાના

કરારપત્રમાં રાખવામાં આવી છે. અનુભવ છે કે ઘણી વિદ્યાર્થિનીઓ સાધારણ રીતે યુનિવર્સિટીની ઉપાધિને બદલે, ચાલુ અભ્યાસ તજી, પત્ની પદની ઉપાધિ પસંદ કરતી હોવાથી આપણી પેઢીના પ્રતિનિધિઓ એવી કેટલીક વિદ્યાર્થિનીઓને અમુક આકર્ષક રકમની ફી આપી શરૂથી જ તબીબી લાઇનમાં નહિ પ્રવેશવાનું સમજાવી તેવી ખાલી જગાઓ છોકરાઓને યોગ્ય ફાળો લઇને અપાવશે. એ રીતે પણ સારી આવક થશે. વળી કોલેજો ખુલ્યા પછી બે મહિના લગી પ્રયત્નો ચાલુ રાખી અમુક ગ્રાહકોને દાખલ કરવાના પ્રયત્નોથી પણ મોટી આવકનો સંભવ છે. દરેક શહેરમાં પેઈંગગેસ્ટની સગવડો પણ પેઢી કરી આપશે.

આમ પેઢી પ્રમાણિક કમાણી સાથે વિદ્યાર્થીઓ, વાલીઓ, કેળવણીની પ્રવૃત્તિનું તેમજ શેરહોલ્ડરોનું એકી સાથે કલ્યાણ કરશે.

આશા છે કે જનતાના નીચલા, ઉપલા તેમજ વચલા વર્ગના વડીલો આ પેઢીના રાહ જોવા જેવા શેરો ખરીદવા યોગ્ય સમયે ઉત્સુક રહેશે.

# ૮ : ભગવાં કપડાં અને કમંડળ

બબ્બે વાર કહ્યું કે "જરા બારણાં બંધ કરતાં જજો" પણ સાંભળે છે જ કોણ? અને ત્યાં તો જેની કોઇ પણ પળે આશા રાખીએ તે સદ્‌ગૃહસ્થ પ્રવેશ્યા. એ ભાઇ બધું જ ગંભીરતા પૂર્વક સાંભળે અને માને એટલે વાતો કરવાની ઓર મુસીબત. મને ભગવાં કફનીલુંગીમાં જોઇ તેમણે સ્વાભાવિક આશ્ચર્યથી પૂછ્યું : "અરે આ શું? તમે ભગવાં ચઢાવ્યાં?"

"હું નહોતો કહેતો કે કોઇવાર ખરેખર સાધુ થઈ જઇશ. જુઓ કમંડળ અને માળા પણ આ રહ્યાં."

"દુનિયાને ભગવાં પહેરાવીનેય ન પહેરો એવા તમે સાધુ બનો એ મને બેસતું નથી."

"તમે ના માનો એવું જ ઇચ્છું છું, પણ જરા ધીમે વાત કરો. આ પંદરમી તારીખ પહેલાં કોઇને ખબર પડવા દેવી નથી–સીરિયસલી."

"એટલે સ્વાતંત્ર્યદિન તમે ભગવાં પહેરી ઉજવવા માગો છો? તમે તો ભારે ધડાકો કરવાના!"

"હાસ્તો, સંસારમાંથી સ્વતંત્રતા એ જ ખરી સ્વતંત્રતા ને!"

"હું માનત નહિ, પણ તમે આ માથું તોલું ચકચકાટ કરાવ્યું છે, એટલે કંઇક શ્રદ્ધા બેસે છે, પણ ધાર્યું છે શું તમે?"

" કંઈ ગભરાવાનું કારણ નથી. બધું યોજના અનુસાર છે. આ તો વરસ દહાડો પ્રયોગ કરી જોઉં. તમારા ભાભીની સંમતિ છે. નહિ ફાવે તો પાછા સંસારમાં !"

" પણ ભાઈ, સાધુ જીવન તો ભારે કપરું, ભારે દુઃખી ! " તેમનો અવાજ જરા નરમ અને ગળગળો થવા લાગ્યો.

" જુઓ, તમે ચિન્તા ના કરો, હું તમને યોજના સમજાવું. તે એક ચિત્તે સાંભળો અને મને ખાતરી છે કે અંતે તમે મને મુબારકબાદી આપશો."

" પણ સાધુ થવામાં તમારું ધ્યેય શું છે ? "

" બધું કહું છું, તમે બોલ્યા વિના હળવે મને સાંભળો. જુઓ મારું ધ્યેય 'વધુ સુખ ઓછામાં ઓછી મુસીબતે.' આ અનાજ, વસ્તુઓ અને પૈસાની તંગીથી મારું વ્યકિતગત ભલું લગભગ કંઈજ થતું નથી, એટલે હું કોઈ ધનવાનને ત્યાં આશ્રય મેળવવાનો છું. હું આબુ કે હિમાલયની કોઈ ગુફામાં રહેવા નથી જવાનો; આઠ લાખથી ઓછી વસ્તીવાળા શહેરમાં મારો વાસ નહિ. હું તો બિલકુલ અર્વાચીન સાધુ થવા માગું છું. આજે સારા ભણેલા સાધુઓની માંગ છે—અછત છે?"

" અને તેમાંયે ડીગ્રીવાળાની તો ખેંચાખેંચ. " મિત્રને રસ પડયો.

" હા, એ લાભ પણ મારી ધ્યાન બહાર નથી. વળી નંબર વગરનાં અપટુડેઇટ રીમલેસ ચશ્માં પણ બનાવવા આપ્યા છે. મને તો શ્રદ્ધા છે કે આડકતરી રીતે આ સમાચાર બહાર પડતાં કદાચ પંદરમી પહેલાં જ મને કોઇ બોટી લેશે. આતો કંપેનિયન જેવું કામ અને જોખમદારી કંઇ નહિ. ના ફાવે, ત્યારે બીજા શેઠ."

" શેઠ ? "

" એટલે, શ્રીમંત સિવાય સંબંધ બાંધવા હોત, તો તો છીએ તે શું ખોટા છીએ—ભગવાંની મહોકાણ શા માટે પછી ? મારી ફત્તેહની

ચાવી એ સિદ્ધાંતમાં સમાયેલી છે કે કોઈ કે કોઇ ધનવાન–ખરેખર શ્રીમંત–એવો નહિ જડે કે જેને ત્યાં કોઇ ભગવાં કપડાંવાળા સદ્‌ગૃહસ્થનો અવરજવર–આદમીન દોરવણી–સલાહ ના મળતી હોય!"

"એ વાત સાચી, પણ એવા 'સંતો' વિદ્વાન હોય છે ને?"

"ભલા માણસ, નેવું ટકા વિદ્વતા ભગવાં કપડાં અને અપટુડેઇટ ચશ્મા સાથે આવે છે. બીજી કોઈ ભાષા કરતાં અંગ્રેજી પર પ્રભુત્વ વધુ રાખવું. સંસ્કૃતવાળા બીજે નંબરે. મારાં ભગવાં એ સિદ્ધાંતે કામ આપશે કે ધન અને શાંતિ સાથે રહી શકતાં નથી. દુનિયા ભરમાં અતિશય ધનવાળો ગૃહસ્થ અશાંતિથી પીડાય છે, અને મન તથા આત્માની શાંતિ ખાતર લાખો રૂપિયા ખર્ચવા તૈયાર હોય છે. શું ધારો છો? આ અધાર, પોંડિચેરી વગેરે અનેક આશ્રમોની જબરદસ્ત જાગીરો અને ખર્ચો શેનાં પર નભતાં હશે? અલબત્ત શ્રીમંતોની અશાંતિ પર. એટલે કે હું ભગવાં પહેરું છું, તે કોઈ વૈરાગ્યથી નહિ, પરંતુ માનોને એક પ્રોફેશન તરીકે. જુઓને આબુ, માથેરાન, મહાબળેશ્વર જોયાં, પણ કાશ્મીર, દાર્જીલીંગ, સ્વીટ્ઝરલેન્ડ, અમેરિકા વગેરે દેશો તો મારા થનાર શ્રીમંતચેલાઓ સાથે જોવાની અભિલાષા છે."

"પણ કથા વાર્તાનું શું?"

"એ જરા કઠિન છે, પણ હું અર્વાચીન સાધુ થવાનો છું, એટલે અમુક વર્ગમાં વાર્તાલાપ કરવાનો. જાહેર પ્રવચનો વગેરે કંઈ નહિ. જોકે ટોળું હોય, તો પછી થોડી અર્વાચીન કથાવાર્તા ગોઠવી કાઢી છે. તેમાં તો એક 'સીરીઅલ સ્ટોરી' જેવું ચલાવીશ અને સમાજવાદ, ગાંધીવાદ રમણમહર્ષિ અને રાધાકૃષ્ણ, બધાની પ્રસાદી થોડા રમુજી ટુચકા ભેગી પીરસાયા કરશે. આજના શ્રોતાજનોને હવે પુરાણોની વાતો નથી ગમતી. તેઓને હવે યુરોપ ને અમેરિકાના રીતરિવાજો અને ફિલસૂફી વધુ ગમે છે."

"અને આમેય તમને ફિલસૂફી કરવાની આદતો છે જ ને?"

" કંઈ ગભરાવાનું કારણ નથી. બધું યોજના અનુસાર છે. આ તો વરસ દહાડો પ્રયોગ કરી જોઉં. તમારા ભાભીની સંમતિ છે. નહિ ફાવે તો પાછા સંસારમાં !"

" પણ ભાઈ, સાધુ જીવન તો ભારે કપરું, ભારે દુઃખી ! " તેમનો અવાજ જરા નરમ અને ગળગળો થવા લાગ્યો.

" જુઓ, તમે ચિન્તા ના કરો, હું તમને યોજના સમજાવું. તે એક ચિત્તે સાંભળો અને મને ખાતરી છે કે અંતે તમે મને મુબારકબાદી આપશો."

" પણ સાધુ થવામાં તમારું ધ્યેય શું છે ? "

" બધું કહું છું, તમે બોલ્યા વિના હળવે મને સાંભળો. જુઓ મારું ધ્યેય 'વધુ સુખ ઓછામાં ઓછી મુસીબતે.' આ અનાજ, વસ્તુઓ અને પૈસાની તંગીથી મારું વ્યક્તિગત ભલું લગભગ કંઈજ થતું નથી, એટલે હું કોઈ ધનવાનને ત્યાં આશ્રય મેળવવાનો છું. હું આબુ કે હિમાલયની કોઈ ગુફામાં રહેવા નથી જવાનો; આઠ લાખથી ઓછી વસ્તીવાળા શહેરમાં મારો વાસ નહિ. હું તો બિલકુલ અર્વાચીન સાધુ થવા માગું છું. આજે સારા ભણેલા સાધુઓની માંગ છે—અછત છે!"

" અને તેમાંયે ડીગ્રી વાળાની તો ખેંચાખેંચ." મિત્રને રસ પડચો.

" હા, એ લાભ પણ મારી ધ્યાન બહાર નથી. વળી નંબર વગરનાં અપટુડેઇટ રીમલેસ ચશ્માં પણ બનાવવા આપ્યા છે. મને તો શ્રદ્ધા છે કે આડકતરી રીતે આ સમાચાર બહાર પડતાં કદાચ પંદરમી પહેલાં જ મને કોઇ બોટી લેશે. આતો કંપેનિયન જેવું કામ અને જોખમદારી કંઇ નહિ. ના ફાવે, ત્યારે બીજા શેઠ."

" શેઠ ? "

" એટલે, શ્રીમંત સિવાય સંબંધ બાંધવા હોત, તો તો છીએ તે શું ખોટા છીએ—ભગવાંની મહોકાણ શા માટે પછી? મારી ફત્તેહની

આવી એ સિદ્ધાંતમાં સમાયેલી છે કે કોઈ કે કોઇ ધનવાન—ખરેખર શ્રીમંત—એવો નહિ જડે કે જેને ત્યાં કોઇ ભગવાં કપડાંવાળા સદ્‌ગૃહસ્થની અવરજવર—આઇમીન દોરવણી—સલાહ ના મળતી હોય !"

"એ વાત સાચી, પણ એવા 'સંતો' વિદ્વાન હોય છે ને ?"

"ભલા માણસ, નેવું ટકા વિદ્વતા ભગવાં કપડાં અને અપટુડેઇટ ચશ્મા સાથે આવે છે. બીજી કોઈ ભાષા કરતાં અંગ્રેજી પર પ્રભુત્વ વધુ રાખવું. સંસ્કૃતવાળા બીજે નંબરે. મારાં ભગવાં એ સિદ્ધાંતે કામ આપશે કે ધન અને શાંતિ સાથે રહી શકતાં નથી. દુનિયા ભરમાં અતિશય ધનવાળો ગૃહસ્થ અશાંતિથી પીડાય છે, અને મન તથા આત્માની શાંતિ ખાતર લાખો રૂપિયા ખર્ચવા તૈયાર હોય છે. શું ધારો છો ? આ અધાર, પોંડિચેરી વગેરે અનેક આશ્રમોની જબરદસ્ત જાગીરો અને ખર્ચા શેનાં પર નભતાં હશે ? અલબત્ત શ્રીમંતોની અશાંતિ પર. એટલે કે હું ભગવાં પહેરું છું, તે કોઈ વૈરાગ્યથી નહિ, પરંતુ માનોને એક પ્રોફેશન તરીકે. જુઓને આબુ, માથેરાન, મહાબલેશ્વર જોયાં, પણ કાશ્મીર, દાર્જીલીંગ, સ્વીટઝરલેન્ડ, અમેરિકા વગેરે દેશો તો મારા થનાર શ્રીમંતચેલાઓ સાથે જોવાની અભિલાષા છે."

"પણ કથા વાર્તાનું શું ?"

"એ જરા કઠિન છે, પણ હું અર્વાચીન સાધુ થવાનો છું, એટલે અમુક વર્ગમાં વાર્તાલાપ કરવાનો. જાહેર પ્રવચનો વગેરે કંઈ નહિ. જોકે ટોળું હોય, તો પછી થોડી અર્વાચીન કથાવાર્તા ગોઠવી કાઢી છે. તેમાં તો એક 'સીરીઅલ સ્ટોરી' જેવું ચલાવીશ અને સમાજવાદ, ગાંધીવાદ રમણમહર્ષિ અને રાધાકૃષ્ણ, બધાની પ્રસાદી થોડા રમુજી ટુચકા ભેગી પીરસાયા કરશે. આજના શ્રોતાજનોને હવે પુરાણોની વાતો નથી ગમતી. તેઓને હવે યુરોપ ને અમેરિકાના રીતરિવાજો અને ફિલસૂફી વધુ ગમે છે."

"અને આમેય તમને ફિલસૂફી કરવાની આદતો છે જ ને ?"

"હવે તો તમારા આશીર્વાદ આપો. જરા આપણો પ્રચાર—પ્રોપેગન્ડા કરવો પડશે. એ ફ્રેન્ડ ઇન નીડ..."

"તો તો તમારે એકાદ મધર—માતાજી પણ તમારા ચેલામંડળમાં જોઈશે ને!"

"અલબત્ત એ વગર તો સંપૂર્ણ સંત બનાય કેમ ? પણ હમણાં શ્રીમતીજી એ માટે વાંધો લે છે."

"કદાચ તેઓ પોતે જ 'માતાજી' તરીકે આવી જાય!"

"તો તો સોનામાં સુગંધ!"

"વારુ, તમે નામ શું રાખ્યું ? ફિલસૂફાનંદજી ?"

"નહીં, નામ ખાસું આપણું ધ્યેય સ્પષ્ટ દર્શાવે એવું—બંગલાનંદ, પેકાર્ડાનંદ, ફિલ્માનંદ, શ્રીખંડાનંદ એવું કંઇક રાખીશ. અરે પણ આ પાછું બારણું કોણ ઠોકે છે?"

ત્યાં તો વ્હા સાથે મહારાજ અને વરુણ પણ દાખલ થઇ ગયા. વરુણ તરફ આંખો મીચકારી, પણ તે તો સમજે જ શેનો ?

"આ બધું તમે કેમ પહેર્યું છે? કાઢો, કાઢો જલ્દી; હમણાં જ રીહર્સલમાં જોઇએ છે!"...વરુણે કહ્યું.

તુરત જ મારે ભગવાં, માળા અને કમંડળ, તેને વધુ બોલતા અટકાવવા કાઢી આપવાં પડ્યાં અને તે બધું લઇ ચાલ્યો ગયો. આમ છતાં મારું ચકચકતું બોડકું માથું મિત્રનો ભ્રમ ભાગતું ન હતું. ત્યાં તો એકાએક વરુણ પાછો આવ્યો અને બોલ્યો! "શું તમેય યાર મોડું કરાવો છો નકામું" કહેતો મારા માથાને તોલિયું બનાવતી વિગ પણ ખેંચી કહાડી ચાલતો થયો. પણ એ દશ્ય જોતાં મિત્રની વ્હા મોં અને નાકમાંથી એક સાથે બહાર આવવા લાગી!

# ૯ : વ્યક્તિવિશેષ ‘ મોટાભાઈ ’

**અમારાં** માતુશ્રીના કોઈ જાદુભર્યા પ્રભાવથી પિતાશ્રીની ખોટ એવી અદ્‌ભુતરીતે પુરાએલી રહી કે ત્રણ મહિના પર જ્યારે બાએ વિદાય લીધી, ત્યારે જ અમને ખ્યાલ આવ્યો કે પિતાશ્રી યે આ લોકમાં નથી. આમ, બાના સ્વર્ગવાસે, બાર વર્ષ અગાઉ સ્વર્ગવાસી થએલા ‘ મોટાભાઈ ’નાં સ્મરણો એકાએક તાજાં કર્યાં.

એ જમાનો યાદ કરવો પડશે કે જ્યારે યુવાન પિતા આમન્યા ખાતર મોટેરાંઓની હાજરીમાં પોતાના પડી ગએલા બાળકને ‘ ફર્સ્ટ એઈડ ’ પ્રાથમિક સારવાર તો શું પણ ભોંયથી ઊંચકી પણ ન શકે ! અને નવોઢા ? રાતના સૌ સૂઈ જાય પછી, એટલે કે રાતના અગિયારથી કૂકડો બોલે ત્યાં લગી માત્ર પાંચ છ કલાક જ પતિદેવ સાથે ગાળી શકતી. દિવસના તો નવદંપતી-જાણે એકબીજાને ઓળખતાં પણ ન હતાં ! અને એ જ મર્યાદા સાચવવાની પ્રણાલિકાને અધીન, જેના દાદા હયાત હોય તેવા અમે, પિતાશ્રીને ‘ બાપા ’ જેવા લાડીલા શબ્દથી સંબોધી શકતા નહિ ! આથી અમે પિતાશ્રીને ‘ મોટાભાઈ ’ કહેતા; અને પછી તો સગાંવહાલાંની સેવા તેમ જ પોતાના અનોખા વ્યક્તિત્વને કારણે વયોવૃદ્ધ કાકા–કાકીઓ સુદ્ધાં પિતાશ્રીને ‘ મોટાભાઈ ’ના હુલામણા નામે સંબોધતાં. આજે પણ બહોળાં એવા અમારા પટવા–કુટુમ્બમાં અમુક બાબતોમાં તો ‘ મોટાભાઈ ’ની ખોટ પૂરી શકાતી નથી. દાખલા તરીકે વિવાહનાં કામમાં ખગોળ, પ્રાર્થનાસમાજ, રેલવે ટાઈમટેબલ કે

બર્નાર્ડ શૉના નાટક પર સાહિત્યસભામાં પ્રવચન આપવા જેવા વિવિધ શોખ ધરાવનાર ‘ મોટાભાઈ’ નો શોખ, અમારી જ્ઞાતિની કન્યાઓ અને મુરતિયાઓની, ઉમર દેખાવ અને અભ્યાસની નોંધ સાથેની માહિતીવાળી વિસ્તૃત યાદી રાખવાનો પણ હતો ! કોઈ પરન્યાતમાં પરણે તેનો તેમને વાંધો ન હતો–બલ્કે એવા સુધારાને તેઓ સક્રિય ઉત્તેજન આપતા. પરંતુ સામાન્ય જનતાને લગ્ન બાબતમાં જ્ઞાતિના સહકારની જરૂર હોય છે જ તેવું સ્વીકારી, તેવાઓને મદદ કરવાના હેતુથી પોતાની આ ‘ લગ્નડાયરી ’ ની સેવા તેઓ સૌ કોઈને આપતા. આથી કુટુમ્બમાંથી પોતાની કન્યા માટે કોઈ, મુરતિયો શોધવાની વાત સવારના કરે તે સાંજ લગીમાં ત્રણચાર નામ, કરાર કરવાના અધિકાર સાથે, મોટાભાઈ લાવી આપતા. વળી જ્ઞાતિમાં મોટાભાઈની પ્રતિષ્ઠા એવી કે સામો પક્ષ તેમની સલાહ લે. એટલે વિવાહનું તરત જ ઊકલી જતું. એથી જ કુટુમ્બમાં સૌ કોઈને હવે વિવાહના કામમાં મોટાભાઈની ખોટ અત્યંત સાલે છે.

કુટુમ્બમાં નવો જન્મ થતાં, મ્યુનિસિપાલિટી પહેલાં તેની નોંધણી મોટાભાઈની પેલી નોંધપોથીના છેલ્લા પાના પર થઈ જાય ! મેટ્રિકથી ગ્રેજ્યુએટ થએલાં જ્ઞાતિનાં યુવકયુવતીઓની યાદી પણ આ નોંધપોથીમાં પોતાને પાને ચડી જવાની ! કુટુંબના કોઈ સભ્યની જન્મતારીખની જરૂર પડે છે, ત્યારે મોટાભાઈનો આ વહીવંચાનો વારસો અમને આજે પણ ખપમાં લાગે છે.

સાઠેક વર્ષની ઉંમરે મગજમાં લોહી વહેવાને કારણે એકાએક સ્વર્ગવાસી થયા ત્યાં લગી, પડછંદ, ઊંચી, ‘ હેડમાસ્તર ’ને શોભે તેવી પ્રભાવશાળી કાયા ધરાવતા મોટાભાઈ વીસથી પચીસ માઈલ ચાલવાની શક્તિ ને શોખ ધરાવતા. આબુ પર દેલવાડાથી પાછા ઘેર આવતાં અમે કોઈ વાર બસમાં બેસી જઈએ છીએ; જ્યારે મોટાભાઈ ખરેડીથી એટલે કે અઢાર માઈલ ચાલીને આબુ પહાડ ચડેલા ! આબુનું એક

સ્મરણ તેમના જ શબ્દોમાં સાંભળીએ: "એક વાર હું ગુરુશિખર જતો હતો, ત્યારે રસ્તો ઘણો ખરાબ હતો એટલે એક પથ્થર કૂદતાં હું પછડાયો ને ઘૂંટણ પર બે ઈંચનો ઘા પડ્યો. પાસેની ઝૂંપડીમાંથી ત્રણ ભરવાડો આવી પહોંચ્યા, અને એક જણ રૂ સળગાવી ઘા પર લગાવવા આવ્યો. ત્યાં એકાએક બીજો ભરવાડ કહે: 'અલ્યા, રૂ હોલવીને રાખ લગાવ. જોજે એકદમ આપણી જેમ ચાંપી દેતો. આ તો શે'રના વાણિયા છે.' મેં કહ્યું: 'લાવો રૂ, હું જ તમને બતાવું કે હું કેવો વાણિયો છું.' કહી મેં નવું રૂ સળગાવ્યું, ને એ ભડકે બળતું રૂ મારે હાથે જ મારા ઘા પર દબાવી દીધું." 'લ્યા, આ વાણિયા નોય!' કહેતાં પેલા ભરવાડે કાનબૂટ પકડી. એવી જ રીતે એક વાર ક્લૉરોફૉર્મ કે ઈથરના સ્પ્રે કે ઇન્જેક્શન વગર પોતાના હાથ પર થએલી ગાંઠ તેમના મિત્ર સ્વ. ડૉ. મજૂર પાસે ઑપરેશનથી કઢાવીને અમને સૌને તેમની સહનશક્તિનો પરચો કરાવેલો. સાથેસાથે તેમનુ માનસિક સ્વસ્થતાનું બળ પણ એવું કે કોઈ આકસ્મિક મૃત્યુના કે ઘરને આગ લાગ્યા જેવા આઘાતજનક સમાચાર છાપું વાંચતા મોટાભાઈને આપો તો 'એમ?' એટલું બોલી એક વાર છાપાનું વાક્ય કે પૅરો પૂરો કરીને પછી જ પૂરી વાત સાંભળે!

આધ્યાત્મિક અને શારીરિક બંને પ્રકારના બળને અનુરૂપ મિજાજ પણ મોટાભાઈને તેમના દાદાના વારસામાં મળેલો! તેમની વાત ભાગ્યે જ ગેરવાજબી હોય. છતાં આખું કુટુંબ મોટાભાઈથી થરથરે! જો કે તેમની કુટુંબસેવાનું પલ્લું એટલું બધું નમતું રહેતું કે ગુસ્સાનો અતિરેક થાય તો યે કુટુંબીજનો હમેશાં ગમ ખાઈ જઈ તેમનું માન રાખતાં. જ્યારે ખોટી રીતે લડાઈ જવાયું હોય, ત્યારે ગુસ્સો ઊતર્યે તેઓ ગળગળા થઈ જતા. જેમકે એક વખતનાં ફીમેલ ટ્રેનિંગ કૉલેજનાં ખૂબ કડક ગણાતાં પ્રિન્સિપલ મિસ બૅપ્ટિસ્ટાને પણ સંજોગવશાત્ મોટાભાઈના મિજાજે આંસુ પડાવેલાં. ત્યારે આખી કૉલેજનો સ્ટાફ જાણે મોંમાં આંગળાં નાખી ગએલો! ઘેર આવીને એ પ્રસંગનું વર્ણન કરતાં મોટાભાઈ કહે: 'અરેરે, બિચારીને મેં આ શું કર્યું? હવે હું કદી પણ ગુસ્સો નહિ કરું.' અને

અમે જાણતા હતા તેમ, તેઓ આવું કહે ત્યારે ચોવીસ કલાક લગી કદી ગુસ્સો કરતા નહિ!

અમારા વડીલ બંધુ શાન્તિભાઈ એક સ્મરણ કહે છે: 'હું સાતેક વર્ષનો હતો, ત્યારે કરેલા હોળીના તોફાનની અદાવતથી પોળનાં જાણીતા પેલાં ખોડીકાકીએ પોતાની ઓળખાણથી મને એક પોલીસ પાસે પકડાવી પોલીસ ચોકીમાં બે કલાક પૂરી રાખેલો—શાળાથી આવતાં મોટાભાઈએ આ વાત જાણી. નાગરિક હક્કના પૂરા ખ્યાલવાળા મોટાભાઈ તુરત પોલીસ ચોકીએ પહોંચ્યા ને ફરિયાદ નોંધવાને બદલે અશ્લીલ ગાળથી જવાબ આપનાર ફોજદારને તેમણે એક તમાચો લગાવી અરધો કેસ જીતી લીધો! એકાએક મોટા અમલદારો એકઠા થઈ ગયા. બાળકને ચોકીમાં પૂરી રાખવાથી કાયદો મોટાભાઈની તરફેણમાં હતો. લંબાણ કેસ બાદ પરિણામે એ ફોજદારે મોટાભાઈની લેખિત માફી માગી, ત્યારે તેમણે કેસ પાછો ખેંચેલો.'

એ જ રીતે બત્રીસના સત્યાગ્રહમાં મને છ મહિનાની જેલ અને સો રૂપિયા દંડ, નહિ તો છ અઠવાડિયાં સજા થએલી. મને ફારગતી આપેલી હતી, એટલે પોતે સરકારી નોકર હોવા છતાં, તેઓએ સેક્રેટરી ઓવ સ્ટેટ પર દાવો માંડી બે વર્ષે પોતાના સો રૂપિયા પાછા મેળવેલા. જો કે આ સો રૂપિયાને ખાતર તેઓનો હેડમાસ્તર બનવાનો અધિકાર ચાર વર્ષ દૂર ઠેલાયો હતો!

મોટાભાઈ વીસેક વર્ષના હતા, ત્યારે નીલકંઠના મેળામાં જતાં રેલવે ફાટક ઓળંગતાં એક પોલીસ સાથે તકરાર થએલી. ફાટક ઓળંગવા ન દે, તેનો વાંધો ન હતો, પરંતુ અહીં પણ પોલીસે બીભત્સ ભાષા વાપરેલી. પિતાશ્રીએ તુરત જ એને મેથીપાક જમાડ્યો. પણ ત્યાં તો અન્ય પોલીસો દોડી આવ્યા અને તેમાંના એકે તેઓને સોટી વડે સખ્ત માર મારેલો. તે જમાનામાં ઘરમાં બાથરૂમ હતી નહિ, અને એનો એક લાભ એ પણ હતો કે કોઈ કોઈ વાર પત્નીને પતિનો બરડો ચોળી

આપવાનો લહાવો મળતો. પિતાશ્રીએ લાગટ એક મહિના લગી બરડો ચોળાવ્યો નહિ, ત્યારે એક દિવસ જ્યારે ઘરમાંથી વડીલો દર્શને ગએલાં અને મોટાભાઈ સ્નાન કરતા હતા, ત્યારે બા ગુસ્સો કરી પરાણે બરડો ચોળવા લાગી! એકાએક બરડામાં પડેલા સોળ જોઈ બા ચમકી! 'હાય! હાય! આ શું બધું?' ને ત્યારે જ ઘરનાં સૌને મોટાભાઈના આ એક વધુ પરાક્રમની જાણ થએલી.

મોટાભાઈનો ખગોળનો શોખ સુવિદિત છે. તેમના પ્રથમ પૌત્ર પંકજની વર્ષગાંઠની સાંજે, પત્તરવેલિયાં ને ચા સાથે ન્યાય આપતા તેઓ હીંચકા પર બેઠા હતા, ત્યાં એક નવી જાતનું વિમાન આકાશમાં દેખાયું. ઘરનાં સૌને તે બતાવવા તેઓ હીંચકા પરથી ઊઠ્યા, ત્યાં જ તેમના મગજની નસ તૂટી અને તે ક્ષણથી મૃત્યુ લગી બેભાન રહેલા. પરંતુ તે દિવસની છેક સાંજ લગી તેઓ તેમના 'આકાશદર્શન'ની ત્રીજી આવૃત્તિ માટેનું લેખનકાર્ય કરી રહ્યા હતા. કમનસીબે મને એમના એ શોખનો પાશ લાગતો નહિ અને ખગોળ અંગે મને તેઓ જે કંઈ સમજાવે, તેમાં હું 'હા એ હા' ભણું તેથી ગજબના ગોટાળા થયા કરતા. કોઈની જેમ મને પણ તેઓ બુધનો તારો (ગ્રહ) બતાવવા બહુ ઉત્સુક રહેતા. પણ હું રહ્યો સૂર્યવંશી, અને બુધનો તારો તો સૂર્યોદય પહેલાં જ જોઈ શકાય! મોટાભાઈને ખાતર તે શનિવારે મેં તેમને કહ્યું, 'હું ધાબે સૂઈ રહીશ; તો કાલે મને ઉઠાડીને જરૂર બુધ બતાવજો.' પછી તે દિવસે સવારે સાડા આઠ વાગ્યે ઊઠીને નીચે જઈ મેં મોટાભાઈને ફરિયાદ કરી: 'મેં ખાસ કહ્યું હતું, છતાં તમે મને બુધનો તારો બતાવવા આજે કેમ ના ઉઠાડ્યો?'

તો તેઓ ગુસ્સો કરીને તાડૂક્યા: 'તું તો ખરો બુદ્ધુ નીકળ્યો! હું પાંચ વાગ્યે ધાબા પર આવ્યો, ક્ષિતિજ પર સ્પષ્ટ બુધ દેખાવા લાગ્યો એટલે બરાબર પાંચ ને નવ મિનિટે મેં તને જગાડ્યો. તેં બરાબર બુધ જોયો; એટલું જ નહિ પણ તેં કહ્યું, મોટાભાઈ, બુધ આવડો મોટો

હશે એનો મને ખ્યાલ નહિ. પછી તેં પૂછ્યું, હવે હું ઊંઘી જાઉં? અને મેં હા પાડી.'

'એમ? ત્યારે મને તો કંઈજ યાદ આવતું નથી!'

ખગોળની વાતો કરતાં સ્વાભાવિક રીતે તારાનું અંતર ને પ્રકાશ વર્ષની સમજ આપતાં મોટાભાઈએ મને આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદનો ખ્યાલ આપેલો. તેઓ કહે: 'આપણે આજે પણ પ્લાસીનું યુદ્ધ જોઈ શકીએ. સૂરજનાં કિરણોને પૃથ્વી પર આવતાં લગભગ આઠ મિનિટ થાય છે તેમ, પ્લાસીના યુદ્ધના દૃશ્યનાં કિરણો પણ હજી લાખ્ખો પ્રકાશ વર્ષ દૂર એવા અમુક તારાઓ લગી નહિ પહોંચ્યાં હોય! હવે જો આપણને કોઈ રૉકેટ મારફત પ્રકાશની ગતિથી પણ વધુ ઝડપે પૃથ્વીથી લઈ જવામાં આવે અને પાસે એવું શક્તિશાળી દૂરબીન હોય, તો પેલાં કિરણોને પકડી પાડી આપણે પ્લાસીના યુદ્ધમાં ફૂટતી બંદૂકો અને ચમકતી તલવારો જોઈ શકીએ!'

ખગોળની વાતો કરતાં તેમના ગુસ્સા અંગેનું રમૂજી પ્રકરણ યાદ આવે છે. આકાશગંગાની વાત નીકળતાં, આ અનંત નભમંડળને હિસાબે અણુ જેવડા સૂર્યમંડળની પરમાણુ જેવડી પૃથ્વી પરનો અલ્પ એવો માનવી શા માટે ગર્વ કરતો હશે એવી ફિલસૂફી તેઓ મને સમજાવતા હતા. ત્યારે મેં કહ્યું: 'મોટાભાઈ, આમ છતાં તમે પોતે પણ કેમ ગુસ્સા પર પૂરતો કાબૂ રાખી શકતા નથી અને અમારે સૌને સદા થરથરતાં રહેવું પડે છે?'

તેઓ કહે: 'ખરી વાત છે; પણ આ પાછલી ઉંમરમાં તો મારો ગુસ્સો ઓછો થઈ ગયો છે ને? છતાં યે લેને ભાઈ, આજથી કોઈને કંઈ પણ કહેવાનું બંધ.'

તેમની પ્રકૃતિ સમજી મેં કહ્યું: 'મોટાભાઈ, હંમેશ માટે તો નહિ; પણ આજે ગુરુવાર છે, રજા પણ છે; તો તમારે દર ગુરુવાર શાન્તિ-

દિન તરીકે પાળવો. એ વારે ગમે તેટલો વાંક હોય, છતાં તમારે કોઈને જરા પણ ઠપકો આપવો નહિ!’

મોટાભાઈ કબૂલ થયા અને મેં ઘરમાં કુટુંબીજનો આગળ વધામણી ખાધી કે આજે તેઓએ ગુસ્સે નહિ થવાનું વ્રત લીધું છે, તો સૌને ફાવે તેમ વર્તવાની છૂટ! બન્યું એવું કે ઘરના સ્ત્રી-વર્ગને બહાર જવાનું હોવાથી બાએ તે વખતના ખુર્શિદ ડ્રાઈવર વીરજીને ત્રણ વાગ્યે બોલાવેલો. વીરજી બરાબર ત્રણ વાગ્યે આવ્યો હોવા છતાં સાસુવહુઓ હજી તો ચામાંથી પરવાર્યાં ન હતાં! થોડી વાર બાદ મોટાભાઈએ ઘડિયાળ બતાવી મને કહ્યું: ‘જો ભાઈ ચિનુ, મેં તો વ્રત લીધું છે એટલે હું તો કોઈને લડવાનો નથી; પણ ત્રણને બદલે ચાર થવા આવ્યા, તો બિચારા વીરજીને કલાક વહેલો શા માટે બોલાવ્યો?’ મેં કહ્યું: ‘ખરી વાત છે, મોટાભાઈ; પણ આપણે શું? બૈરાંઓ એમનું ફોડી લેશે.’

થોડી વાર આંટા માર્યા બાદ મોટાભાઈ કહે: ‘તારી બાને કહે તો ખરો કે સાડાચાર થયા અને જો તેઓને ન જવું હોય, તો પછી વીરજીને રજા આપો!’ મેં કહ્યું: ‘મોટાભાઈ, તમે અમને કોઈને લડવાના નથી એવું બધાંને મેં કહ્યું છે તેનો લાભ લેતાં લાગે છે! તો તમે શું કામ ચિંતા કરો છો?’

‘હું કંઈ ચિંતા નથી કરતો, પણ તું તેમને એટલું તો કહે કે ઘડિયાળમાં સાડાચાર થયા છે અને જેને ઘેર જવાનું છે તેઓના સમયનો પણ વિચાર કરવો જોઈએ ને?’ મેં હસીને કહ્યું: ‘મોટાભાઈ, એવો વિચાર તેઓ કરશે. આપણે શું?’

‘એમ નહિ, ચિનુ! હું કોઈના પર ગુસ્સે થતો નથી, પણ સમયપાલનમાં કોઈ મર્યાદા હોવી જોઈએ કે નહિ—તું જ કહે?’

‘ગુરુવાર સિવાય હોવી જોઈએ; પણ આપણે શું? તેનાં ફળ તેઓ ભોગવશે!’ વાત કરવાની મારી હળવી રીત તેઓને ગમી નહિ.

જરા અકળાઈને તેઓ બોલ્યા: 'એ ટેવ સારી નહિ.' પછી મોટેથી બોલ્યા: 'અરે સાંભળો છો કે?'

અંદરથી બા કહે: 'એ હા; જરા કપડાં બદલી લઈએ એટલી જ વાર છે. વળી અમને ઉતાવળ નથી; પણ તમે સાથે આવવાના હો અને વચમાં કંઈ ઉતારતા જવાનું હોય તો કહો!'

મોટાભાઈ: 'ના, મારે કંઈ આવવું નથી. પણ મારાથી મોડું થાય એ ખમાતું નથી. બીજું તો ઠીક, પણ આ બિચારા ઘરડા ડ્રાઈવર...' ત્યાં તો બા આવીને હસતાં હસતાં બોલ્યા: 'ચિનુ, આ બધો તારો જ વાંક છે. આ કરતાં તો તારા મોટાભાઈને ખુલ્લું લડવા દીધું હોય તો સારું. આ અકળામણમાંથી ઊગરે તો ખરા!' બાનું હસવું ચાલુ હતું. હસવામાં ભળીને મેં કહ્યું: 'મોટાભાઈ, તમે તમારા વ્રતમાંથી મુક્ત. આ સ્ત્રી-વર્ગ ખરેખર ઠપકાને પાત્ર છે. તેમને હવે લડો!'

ત્યાં તો બેનો-ભાભીઓની ટોળી બહાર આવી પહોંચી ને મોટાભાઈ પણ અમારા હાસ્યમાં જોડાઈ ગયા. તેઓ કહે: 'તમારી વાત સાચી છે. ગુસ્સો કર્યા વગર હું ખરેખર અકળાઈ જાઉં છું. પણ આજ તો વ્રત પાળવું જ છે. બાકી સમયપાલનની ટેવ તમને જીવનમાં ઘણી ઉપયોગી થશે. હું બહાર જાઉં છું.' કહેતાં કોટ-ટોપી ચડાવતા તેઓ બહાર ઊપડી ગયા.

આ પ્રસંગ પછી તો ધીમે ધીમે મોટાભાઈ પ્રમાણમાં ઘણા નમ્ર રહેતા અને એ ગુરુવાર ખેલદિલી પૂર્વક યાદ કરી કહેતા કે 'ગુસ્સો સ્વભાવમાં ભળી જાય તે પહેલાં જ રોકવો સારો. તેથી કોઈને લાભ નથી.' પરિણામે, એમના સ્મરણે હું પોતે તો જરૂર પડે છતાં પણ ગુસ્સો કરી શકતો નથી!

પ્રાણ અને પ્રકૃતિ સાથે રહે એ સૂત્રને અનુરૂપ તેમના ગુસ્સા અંગેની બીજી રસિક વાત આ છે: દર રવિવારે સવારની અંગ્રેજી ફિલ્મ

જોવાનો જેવો ભારે મારો શોખ, તેવી જ મોટાભાઈને ચીડ. આમ છતાં વ્યક્તિસ્વાતંત્ર્યના તેમના સિદ્ધાંતનો લાભ ઉઠાવી રવિવારની ફિલ્મ હું ચૂકું નહિ, અને બપોરે એક વાગ્યે પાછો આવું, ત્યારે એ અંગે ઠપકો આપવાનું મોટાભાઈ પણ ચૂકે નહિ! એક રવિવારે એક વાગ્યે હું ઘેર આવ્યો, ત્યારે મોટાભાઇ અમારા અન્ય કાકાઓ સાથે જમવા બેઠા હતા. મને જોતાં જ મોટાભાઇએ મારો ઊધડો લેવા માંડ્યો: 'જોયું હીરાભાઈ, આ આજકાલના યુવકો! રવિવારનો મેટિની શો જોયા વગર જમવાનું ગળે ના ઊતરે! સિનેમા જાણે પીડું બની ગયું છે! હું એમ કહું છું, કે આજે મહેમાન ઘેર જમનારા હતા, તો સૌની સાથે બેસી જમી શકાય એટલા પૂરતું પણ તું ફિલ્મ માંડી ના વાળે? તમારામાં કોઈ વિનય, વિવેક...' આમ સતત્ દસેક મિનિટ લગી મને ખખડાવ્યા બાદ કાકાઓને લાગ્યું કે હું હવે જમી શકીશ નહિ, પરંતુ મોટાભાઇ શાન્ત પડ્યા એટલે સ્વસ્થપણે હું બોલ્યો: 'મોટાભાઈ, પેલા ભાઇએ મને પ્રૂફ મોડાં આપ્યાં; પણ સાથે લાવ્યો છું તો ખરો જ. લો આ પ્રૂફ!'

તુરત જ તેઓ બોલ્યા: "તો પછી મૂંગોમૂંગો સાંભળ્યા કેમ કરે છે? કહીએ ને, કે 'હું તમારા જ કામે ગયો હતો? તો ફિલ્મનું સમજીને હું તને ખોટું લડત નહિ ને?"

મેં કહ્યું: 'મોટાભાઈ, હું તો એટલું જ પૂછું છું કે આજે આપ્યો તે ઠપકો આવતા રવિવારનો ગણી લો!' અને પછીના રવિવારે મોટાભાઇએ છાપામાંથી જાતે જાહેખબરો વાંચી અમુક ઐતિહાસિક ફિલ્મ જોઇ આવવા મને ખાસ ફરમાન કરેલું!

હું મોટાભાઇનો ગણિત કે ખગોળનો વારસો નથી ટકાવી શક્યો, પણ એમના ખાનપાનના શોખને સાચવીને દિલાસો મેળવી રહ્યો છું! આઠદસ દડિયા દૂધપાકના તેઓ પી જતા અને અગાઉથી ખબર ન આપ્યા હોય તેવાને ત્યાં જમવા બેસતા નહિ. એવા પ્રસંગે યજમાન માટે જરૂર ફરી રસોઇ કરવી પડતી! સૌથી વિશિષ્ટ એવો એમનો ચા–

ગાંઠિયાનો શોખ મારામાં જેવો ને તેવો તાજો રાખ્યો છે! એ કહેતા કે ચા એકલી કદી ના પીવી; અને શાકાહારી માટે પ્રોટીન મેળવવા ગાંઠિયા સારા છે. તેઓની જેમ, રકાબી ના બગડે તેવી રીતે બારોબાર પ્યાલામાંથી, અને ઠંડી પડવાની બીકે મહેમાનને રાહ જોવાનો વિવેક કર્યા વગર લગભગ ઊકળતી ચા, હું પણ પીઉં છું. એ જ રીતે પોતાના લાંબા કોટના ખિસ્સામાં તેઓ સોપારીના ટુકડા રાખતા હતા, તેમ હું પણ અક્ષયપાત્ર જેમ સોપારીના ટુકડા રાખું છું. સોપારીનો આ વારસો ધોબીને કપડાં આપવાનાં તેમનાં કોટ ખમીસ બદલવાની સેવામાંથી, પાંચ ભાઈઓમાંથી મને એકલાને જ મળ્યો છે!

જેટલો નાનો પગાર એટલું જ મોટું કુટુંબ હોવા ઉપરાંત બાંધ્યા પગારવાળાને રાખવી પડતી ભવિષ્યની જોગવાઈઓની જવાબદારીનો ખ્યાલ દેખીતી રીતે જ મોટાભાઈમાં હતો. એ ગણિતશાસ્ત્રીનો હિસાબ આદર્શ રીતે રહેતો. ત્રીજી તારીખના સાંજના ૭ વાગ્યાનો વાયદો લઈ ગએલા મોદી, આ વાયદાને અન્યના જેવો જ સમજી જો ત્રીજીએ નાણાં લેવા ના આવે તો સાડા ૭ લગી રાહ જોઈ, તેની દુકાને જઈને, રાહ જોવડાવી સમય બગાડવા માટે ઠપકો આપી, બિલનાં નાણાં આપી આવતા! ખરીદીની કળામાં એમની ત્રેવડ અમે શીખ્યા હોત, તો આજ પણ દસ-પંદર ટકાનો અમને જરૂર ફાયદો થાત! પાંચ ભાઈને એક બહેનવાળા આઠ જણના કુટુંબના ખર્ચને શિક્ષકના એટલા પગારમાં તેઓ કેવી રીતે પહોંચી વળતા તે તો આજ લગી પણ અમને સમજાતું નથી; છતાં સિદ્ધાંતવાદી એવા રહેલા કે ટ્યૂશન રાખતા નહિ. વિદ્યાનું વેચાણ કેમ થાય? ગરીબ હોય કે શ્રીમંત, પણ શીખવું હોય તો ગુરુને ઘેર જ આવવું પડતું અને તેની કોઈ ફી નહિ.

તેમની કરકસરના અમુક કીમિયા અમને સૌને શિખવા મળતા. જેમકે સીનિયર બી. એ. માં પ્રિન્સિપલ શિરાઝ સાહેબના પુણ્યે (!)

મારે મુંબાઈ ભણવા જવું પડેલું, ત્યારે ભાવિ પત્નીને હું લવંડર રંગના સુગંધીદાર પરબીડિયામાં ભાતીગળ કાગળ પર પત્ર લખતો; પરંતુ મોટાભાઈ પર તો કોઈ કંકોત્રીના કોરા ફૂડાસિયા પર પત્ર લખીને, તેમણે પોતે જ કોઈની કંકોત્રીના જે પરબીડિયા પર પોતાના લાલ અક્ષરના નામ આગળ કાળી શાહીથી 'ચિનુભાઈ' ઉમેર્યું હોય, તે જ પરબીડિયું, ફરી મારું નામ છેકી, ટિકિટ ચોડી તેઓને મોકલી સુંદર છાપ પાડતો!

આદર્શ શિક્ષક સહજ તેમની પ્રામાણિકતા પણ અનોખી હતી. તેઓ છેલ્લે નડિયાદ હાઈસ્કૂલમાં હેડમાસ્તર હતા, ત્યારે વારંવાર અત્રે આવતા અને સમય કરતાં જરા પણ વહેલા સ્ટેશને નહિ પહોંચવાની ટેવવાળા હોવાથી, બસને ભરોસે કોઈ કોઈ વાર ચાલતી ટ્રેને ચડવું પડતું હોઈ ટિકિટ ખરીદવાનો સમય રહેતો નહિ. આવી દરેક વખતે ફરી અમદાવાદ આવતા ત્યારે એ ટિકિટ ખરીદી એક ફાડી નાખતા. એ જ રીતે ટપાલના પરબીડિયા પરની ટિકિટ પોસ્ટની છાપથી કદીક બચી જતી તો પણ મોટાભાઈથી તે બચતી નહિ! અમે કોઈએ ટિકિટ ઉખેડી લઈએ એ પહેલાં તો મોટાભાઈ પેનની ચોકડી લગાવી અમને પ્રામાણિકપણાના મૂળભૂત સિદ્ધાંતો શીખવતા.

સમયપાલનનો શોખ પણ એમનો આગવો જ! મારો કોઈ મિત્ર ઘેર મળવા આવ્યો હોય અને વિદાય લેતાં બોલી જાય કે 'કાલે નવરો છું, તો પાંચ વાગ્યે આવીશ.' પછી બીજે દિવસે જો તે ૭ વાગ્યે આવે અને પ્રણાલિકા મુજબ મોટાભાઈ પાસે હાજરી પુરાવવા જાય તો તેનું આવી બન્યું! 'પાંચ વાગ્યે નહોતું આવી શકાતું, તો ખોટો સમય શા માટે આપ્યો?' અને જો બચાવમાં મિત્ર કહે કે 'મેં તો અમસ્તુ જ કહેલું; કોઈને કશું કામ ન હતું.' તો મોટાભાઈ સખ્ત શબ્દોમાં કહેવાના : 'એ ટેવ જ ખોટી.' આમ, અમારા જૂના દોસ્તો તો કદી પણ મોટાભાઈની હાજરીમાં મુલાકાતનો સમય આપતા નહિ!

મોટાભાઈની ખિસ્સાની રોસ્કોપ ઘડિયાળને પણ આધુનિક ક્રોનો-

મીટરનું કામ આપવું પડે. એક મિનિટ પણ આગળ–પાછળ જાય તો મુબાઈ ઓફિસે મોકલીને સમરાવી લેવાના! સમયની આ ચીકાશ (!) ને કારણે તેઓ હમેશાં દરેક સભા કે મેળાવડામાં વહેલા પડતા અને પોતે પ્રમુખપદે હોય તો દસબારની સંખ્યાથી પણ કામકાજ શરૂ કરાવતા. તેમના સમયમાં વરઘોડા સમયસર ઉપાડવાનો રિવાજ ન હતો. આથી ઘણી વાર મોટાભાઈ ગુસ્સે થઇને વરઘોડો ઊપડે તે પહેલાં ઊપડી જતા! આથી સમજુ યજમાનો નવનો સમય છાપેલી કંકોત્રી મોટાભાઇને આપતી વેળા કહેતા: 'ભોગીભાઇ, આપને માટે દસ વાગ્યે જ પધારવાનું છે!' તો કોઇ વળી એમ કહેતા કે: 'આપ જાતે ના આવશો; વરઘોડો ચડા–વવાને સમયે આપને બોલાવવા મોકલીશું.'

સમયની કદરદાનીને કારણે જ કદાચ એમને રેલવે ટાઇમ ટેબલનો શોખ લાગ્યો હશે! નવું ટાઇમ ટેબલ બહાર પડે તે દિવસે મારો સ્ટેશનનો ધક્કો નોંધાય! પછી તે ટાઇમ ટેબલનું ઉદ્‌ઘાટન કરીને કઇ ટ્રેન અમુક સમયે અમુક સ્ટેશને શા માટે પહોંચવી જોઇએ તે મને રસથી સમજાવતા. મોડી આવેલી ટ્રેન વહેલી કેમ ઉપાડવામાં આવે છે તે અંગેનું પાટા બદલીની સરળતાનું વિજ્ઞાન પણ તેઓ પોટાના સાંધાનું ચિત્ર દોરી સમજાવતા. કઇ ટ્રેન કયા જંકશન પર ક્યારે આવવી જોઇએ, અને તેથી જંકશન પર આવતી અન્ય ટ્રેનોના ઉતારુઓ તેમજ રેલવે તંત્રને શું લાભ થાય, એ અંગેનાં સૂચનો તેઓ રેલવે કંપનીને લખતા, ને રેલવે કંપની પણ તેમના પત્રોની કદર કરીને, પોતાને તેમનાં સૂચનો માન્ય કરવામાં શી મુશ્કેલીઓ છે તે સવિસ્તર પત્રો દ્વારા જણાવતી. અને અંતે ઉમેરતી કે 'આપનાં સૂચનો એપ્રિલમાં નહિ પણ ઓક્ટો-બરમાં જરૂર અમલમાં મૂકી શકીશું.' મિત્રો–સંબંધીઓમાંથી જેઓને દોઢ–બે મહિનાની લાંબી મુસાફરીઓ કરી અનેક સ્થળો જોવાં હોય, તેઓ વારંવાર મોટાભાઇ પાસે આવતા, અને માત્ર મુસાફરીના શોખને કારણે જ, મોટાભાઇ, પોતાનું અગત્યનું કામ બાજુએ મૂકી, આ ભાવિ મુસા-ફરોને ઓછામાં ઓછા ખર્ચે વધુમાં વધુ સ્થળો કેમ જોવાય તે અંગે,

હાથે બનાવેલા નકશા સાથે લેખિત સલાહ અને એકાદ જૂનું ટાઇમ ટેબલ ભેટ આપી હર્ષ અનુભવતા. આમ છતાં આ લેખક પોતે હજી ટાઇમ ટેબલ જોવામાં ઘણા લોચા વાળે છે!

એમનો વાચનનો શોખ પણ એવો ગજબનો, કે જે કોઈ પુસ્તક તેમના ટેબલ પર દેખાયું તે પૂરું થયે જ છૂટકો! આથી જ્યારે તેઓ જરા ગુસ્સામાં હોય ત્યારે ન વાંચેલી કોઈ નવલકથા તેમના ટેબલ પર સરકાવી દેવાની. સવાસો પાનાંની ઝડપે તેને પૂરી કરી મોટાભાઈ કહે: 'કોણ આ કચરાપટ્ટી નવલકથા ઘરમાં લાવ્યું છે?—કોણ આવાં પુસ્તકો છાપતું હશે?" પણ અમારાથી એમ ના પુછાય કે 'શા માટે ગમે તે પુસ્તક વાંચી નાખો છો?' તો જવાબ મળેલો કે 'વાંચ્યા વગર શી ખબર પડે કે કેવું છે?'

એવો જ શોખ ગંજીપો રમવાનો. અમારા સ્વ. નગીનકાકા, હીરાકાકા, ચંદુકાકા અને મોટાભાઈ, દર મહિનાના છેલ્લા રવિવારની રાત્રે સરબાજી રમવા અમારે ઘેર નવ વાગ્યે બેસે તે ત્રણ વાગ્યે માંડ ઊઠે. અમને છોકરાઓને આ રમત જોવાની ખાસ તો એટલા માટે મઝા આવે કે જે મોટાભાઈનો ભાગીદાર થાય તેનું આવી બને. અન્ય ત્રણ જણા તો એટલી બધી ચોકસાઈ થી શા માટે રમે? પણ મોટાભાઈને તો હાથમાંનાં અને ભોંય પડેલાં બાવને બાવન પાનાંનો હિસાબ મોઢે હોય! જો તેમના ભેરુમાં એક જાતના રાજા અને રાણી હોય અને પહેલાં રાણી નાખે તો તો તેનો લડોલાડવો થઈ ગયો! કારણ કે રાજા નાખે તો જ રાણી પણ છે તેની માહિતી પામી શકાય. અમે તેમના આ શોખનો ઉપયોગ એવી રીતે કરતા કે જ્યારે મોટાભાઈ ગુસ્સે થઈ ગયા હોય અને વાતાવરણ તંગ બની ગયું હોય, ત્યારે અમે ભાઈઓ અંદર અંદર સરબાજી રમવા બેસીએ. ધીમેધીમે મોટાભાઈ મારી પાસે આવવાના. એ બાજી જોવા માંડે એટલે જાણી જોઈને હું ખોટું પત્તું ઊતરું કે તેઓ ચિડાય: છતાં ફરી વાર ભૂલ કરું કે તુરત 'તને જિંદગી

પત્તાં રમતાં નહિ આવડે' કહેતા મોટાભાઈ મારા હાથમાંથી બાજી લઈલે અને રમતમાં એવા લીન થઈ જાય કે વાતાવરણ આપોઆપ હળવું બની જાય.

બહોળું કુટુંબ અને બાંધેલો પગાર હોવાથી ઘરમાં કોઇ કંઇપણ ખર્ચની વાત કરે તો સ્વાભાવિક રીતે જ કરકસરની ટેક લાગે. સિનેમા માટે ચાર આના ન મળે પણ પર્યટન અને મુસાફરીની મંજૂરી માગે, તો મોટાભાઇ ખર્ચનો પ્રશ્ન ગૌણ બનાવી દેવાના, એવો ભારે મુસાફરીનો શોખ. તેમણે આખા ભારત અને લંકાની મુસાફરી યોજનાપૂર્વક કરેલી. ત્રીસની સાલમાં નિરુભાઈ દેસાઇ સાથે મેં અત્રેથી સાઇકલ પર મુંબાઇની મુસાફરીનો તુક્કો વિચાર્યો, ત્યારે અમને સૌએ 'મૂર્ખ' નો શિરપાવ આપેલો. એ વાત મોટાભાઈને કાને પહોંચી ત્યારે ઠપકો આપવાને બદલે તેમણે ત્યાં રસ્તાનો અભ્યાસ કરી, નકશો બનાવી આપી આ સાહસ કરવા ખાસ પ્રોત્સાહન આપ્યું. પરિણામે તેઓની ચીવટભરી દોરવણી અને દસે દિવસો ટપાલ દ્વારા તેમના તરફથી દરરોજનું માર્ગ-દર્શન ના મળ્યું હોત, તો મુસાફરી અધૂરી જ મૂકી હોત!

પોતાની જાતને ખરેખર સુખી માનીને ગર્વ લે એવી વિરલ વ્યક્તિઓમાંના એક મોટાભાઇ હતા. તેઓ કહેતા કે 'માસ્તરને મન જે જે આકાંક્ષાઓ હોય તે બધી મારે પૂર્ણ થઈ છેઃ હું સ્કાઉટ જુંબરીમાં ઉચ્ચ સ્થાને પહોંચેલો, યુનિવર્સિટીમાં મોડરેટર થએલો, સાહિત્યપરિષદમાં વિજ્ઞાનવિભાગનો પ્રમુખ થયો અને સૌથી વિશેષ તો આખરે હું હાઇસ્કૂલનો હેડમાસ્તર થઇને નિવૃત્ત થયો છું. ગર્વ લઈશકું એવાં છોકરાંઓ છે, અને સંખ્યા પણ મારી માન્યતા પ્રમાણેની હોઇ ઘર ભર્યુંભાદર્યું લાગે છે. હજી હપતા ભરું છું છતાં દરેક છોકરાને જમીનના એકેક સારા ટુકડાની સગવડ મેં સોસાયટીમાં કરી છે. આમ છતાં મેં એટલું બચાવ્યું છે કે મારી નિવૃત્તિમાં પણ હું અને તારી બા તમારાં કોઈનાં ઓશિયાળાં વેઠ્યા વિના સ્વતંત્ર પણે શેષ જીવન

તારા ગણવામાં (ખગોળ વિજ્ઞાનમાં) ગાળી શકીશું ! આથી વિશેષ મેં ઇચ્છ્યું ન હતું અને જોઈતું પણ નથી. લોભમાત્ર એટલો રહ્યો છે કે અમારી હયાતીમાં કંઈ અશુભ બને એ પહેલાં ઈશ્વર દાદાની જેમ હેમરેજ કે હાર્ટ ફેઈલ વડે રિબાવ્યા વિના કે કોઈની સેવા મંગાવ્યા વિના ગૌરવભેર ઉઠાવી લે!' અને ખરેખર મૃત્યુ પણ કેમ જાણે એમના ગુસ્સાથી ડરતું હોય એમ છાનુંમાનું આવીને તેમને શાન્તિથી ઉઠાવી ગયું !

ભણતરની દૃષ્ટિએ અમારાં માતા–પિતા વચ્ચે ઘણું અંતર હતું. છતાં દાંપત્યસુખની દૃષ્ટિએ જોડું આદર્શ હતું. બંને ઘણો વખત સાથે જ રહેતાં અને એ વારસો વારસદારોને પણ આપ્યો છે! અમારાં બા ભણેલાં નહિ, છતાં પોતાની વહેવારુ બુદ્ધિ વડે ભારે સરસાઇ કરતાં. એક વાર હીરાકાકાનો ફોન આવ્યો કે 'દીકરાના વિવાહના ચાંલ્લા હાલ જ રાખ્યા છે, તો કલાક આવી જાઓ.' મોટાભાઇ કહેઃ 'નાનો દીકરો અરવિંદ જેલમાંથી છૂટીને થોડીવારમાં આવે છે, તો મારાથી આવી શકાશે નહિ.' આમ છતાં જ્યારે કાકાને ત્યાં એ પ્રસંગે મોટાભાઇ હાજર થયા, ત્યારે નવાઇ પામી કાકાએ પૂછ્યું: 'તમે તો મોટાભાઇ, નહોતા આવવાનાને?' મોટાભાઈ કહેઃ "મેં તો ના કહી, પણ તારી ભાભી મને કહે કે 'જેલમાંથી આવનાર છોકરાને તો કલાક પછી મળાશે, પણ તેથી વિવાહમાં ગયા વિના ચાલે? જાઓ જઈ આવો!' તું જાણે છે ને કે આવી બાબતોમાં તારી ભાભી આગળ મારું કેટલું ચાલે છે?" અમારાં બા દલીલોમાં હમેશાં નમતું જોખે, પણ અમલમાં મૂકવાના બધા પ્રસંગે ધાર્યું કરાવે!

મોટાભાઇની વિચારસરણીનો એક વિશિષ્ટ મુદ્દો એ હતો કે અમારે પાંચે ભાઇઓએ કમાતા થાય, તેમતેમ સૌ સૌનાં સ્વતંત્ર ઘર માંડવાં. આથી સોસાએટીમાં અન્ય સભ્યોએ પોતાનાં છોકરાંઓ માટે ત્રણત્રણ કે ચારચાર પ્લોટ સાથેસાથે લીધા, ત્યારે મોટાભાઈએ ખાસ ચારચાર પ્લોટ વચમાં છોડીને, એક બીજાથી દૂર પ્લોટ લીધા! તેઓ કહેતાઃ

# ૧૦ : અમે અને સંગીત

ગઈ દસમીની રાત્રે રવિશંકરના સિતારવાદનના જલસામાં અમારી હાજરી જોઈ એક મિત્રે ટકોર કરી:

'તમે લોકોયે શાસ્ત્રીય સંગીતના જલસામાં? પેલા પાંચ દિવસના જલસામાં તો ભાઈની ટિકિટ છતાં એકે દિવસ લાભ લીધો નહોતો?'

'તેમાં નવાઈ પામવા જેવું કશું નથી. માનવીના કંઠના શાસ્ત્રીય સંગીતની અમે કદર કરી શકતાં નથી, પરંતુ એવું વાદ્ય સંગીત હજી પણ ગમે છે!'

'પણ તમને તો સંગીતની નફરત છે ને!'

'ખોટી છાપ છે. સંગીતની નફરત તો કોઈને ના હોય. અને જાણવું જ હોય તો અમારી 'સમિતિ એલિસબ્રિજ આરોગ્ય' ના પ્રથમ ઉત્સવ સપ્તાહમાં બંદાએ વાયોલિનનો કાર્યક્રમ આપેલો.'

'પણ તમે સમિતિ એલિસબ્રિજ આરોગ્ય એવું કંઈ ગોટાળાભર્યું બોલ્યા.'

'હા, અમારું નામ વાપરનાર સૌની જીભ આમ લપસે છે તે દિવસે મેયરશ્રી પણ કલાકારોનો પરિચય કરાવતાં 'રવિશંકર મહારાજ' અને 'પંડિત કૃષ્ણલાલ' બોલી ગયેલા ને! વ્યક્તિ કે સંસ્થાનાં નામો અંગે મારી સ્મરણશક્તિ પણ આગરૂ આપે એવી નથી! મૂળ વાત પર આવું તો વર્ષો પહેલાં હું મેટ્રિકમાં ભણતો હતો, ત્યારે ખિસ્સા ખર્ચી

'કોઈ દીકરો બે હજાર કમાય, તો કોઈ બસો, પણ દરેકને પોતપોતાની આવક પ્રમાણે જ રહેવાનું હોવાથી એકબીજાથી દૂર જ સારા. સૌસૌની રીતે રહે અને એકબીજાની આમન્યા અને મર્યાદા પણ જળવાય. ભાઈઓમાં પ્રેમ હશે તો ભાઈલો દૂરથી પણ ભેગા થશે, અને નહિ હોય તો એક ઘરમાં પણ દીવાલ ચણાવશે! કુદરતી પ્રેમ ના હોય તેવાં સગાંઓ માટે હમેશાં એક બીજાની પાસે રહેવા જેવું કોઈ દુઃખ નથી.'

ધર્મ અંગે તેઓની ફિલસૂફી અનોખી હતી. કુંડળી બનાવી જાણે છતાં ફળજ્યોતિષના કટ્ટર વિરોધી. દેવદેવીઓમાં તેઓ માનતા નહિ. મંદિરોમાં સ્થાપત્યકલા પૂરતો જ રસ ધરાવતા. આમ છતાં મોટાભાઇ જૈન, બુદ્ધ, ખ્રિસ્તી વગેરે ધર્મોનો સારો અભ્યાસ ધરાવતા; જો કે ઈશ્વર પ્રાર્થના માટે તેઓ પ્રાર્થના સમાજમાં સક્રિય સભ્ય તરીકે જોડાએલા હતા, જે તેઓ કેવા વિશાળ હૃદયી વૈષ્ણવજન હતા તેની પ્રતીતિ કરાવે છે.

આવા પૂજનીય આદર્શ પિતાશ્રીના પુત્ર તરીકે 'મોટાભાઈ'નાં આ બધાં સંસ્મરણો તાજાં કરતાં હું જાણે માનવકુટુંબના સૌ પિતૃઓને શ્રદ્ધાંજલિ આપતો હોઉં એવી કૃતકૃત્યતા અનુભવી રહ્યો છુ.

# ૧૦ : અમે અને સંગીત

ગઈ દસમીની રાત્રે રવિશંકરના સિતારવાદનના જલસામાં અમારી હાજરી જોઈ એક મિત્રે ટકોર કરી:

'તમે લોકોયે શાસ્ત્રીય સંગીતના જલસામાં? પેલા પાંચ દિવસના જલસામાં તો ભાઈની ટિકિટ છતાં એકે દિવસ લાભ લીધો નહોતો?'

'તેમાં નવાઈ પામવા જેવું કશું નથી. માનવીના કંઠના શાસ્ત્રીય સંગીતની અમે કદર કરી શકતાં નથી, પરંતુ એવું વાદ્ય સંગીત હજી પણ ગમે છે!'

'પણ તમને તો સંગીતની નફરત છે ને!'

'ખોટી છાપ છે. સંગીતની નફરત તો કોઈને ના હોય. અને જાણવું જ હોય તો અમારી 'સમિતિ એલિસબ્રિજ આરોગ્ય' ના પ્રથમ ઉત્સવ સપ્તાહમાં બંદાએ વાયોલિનનો કાર્યક્રમ આપેલો.'

'પણ તમે સમિતિ એલિસબ્રિજ આરોગ્ય એવું કંઈ ગોટાળાભર્યું બોલ્યા.'

'હા, અમારું નામ વાપરનાર સૌની જીભ આમ લપસે છે તે દિવસે મેયરશ્રી પણ કલાકારોનો પરિચય કરાવતાં 'રવિશંકર મહારાજ' અને 'પંડિત કૃષ્ણલાલ' બોલી ગયેલાને! વ્યક્તિ કે સંસ્થાનાં નામો અંગે મારી સ્મરણશક્તિ પણ આબરૂ આપે એવી નથી! મૂળ વાત પર આવું તો વર્ષો પહેલાં હું મેટ્રિકમાં ભણતો હતો, ત્યારે ખિસ્સા ખર્ચી

માટે મને માસિક પગાર દોઢ રૂપિયો મળતો. તેમાંથી માસિક એક રૂપિયાની ફી ભરી આશ્રમ ભજનાવલીવાળા સ્વ. શ્રી. ખરે અને વાયોલિનીસ્ટ સ્વ. પાઠકે શરૂ કરેલ રાષ્ટ્રીય સંગીત મંડળના અઠવાડિક જલસામાં હું હાજરી આપતો. હાલના અખંડાનંદ હોલની ઉપર સંસાર સુધારા હોલમાં એ જલસા થતા. ત્યારે એકવાર રાતના અઢી વાગતાં હાજર રહેલાઓમાં પ્રો. સ્વ. વીરમિત્રભાઈ દ્વિવેટિયા અને આ છોકરો માત્ર હતા.'

'તો તો શોખ ગણાય. રાગબાગ પારખો ખરા?'

'બાકી શકીએ ખરા. ખાસ કરીને આ બાગેશરી નથી કે દરબારી નથી અથવા કલાણો નથી એમ તો ખાતરીથી કહી શકીએ, છતાં અમારો એવો દાવો નથી કે અમે સંગીતના રસથી આ જલસામાં હાજર છીએ.'

'છેવટે પાછી આવી વાત?'

'સત્ય કહેવામાં ઓછો સંકોચ થાય છે. બાકી અમે તો ઠીક પણ આખા હોલમાં ઉપરના ત્રણ રૂપિયાવાળા થોડાં ગરીબ રસિયાં સિવાય, મોટો ભાગ અમારી જેમ આવ્યો છે!'

'એટલે?'

'એટલે કે જેમ કેટલાક પ્રદર્શન જોવા નહિ, પણ કરવા આવે છે તેવું સ્તો! અને એમાં ખોટું શું છે? પહેરી ઓઢીને ફરી શકે એવા પ્રસંગો જ ક્યાં છે? કમાવાની ચિન્તા નથી તેવી સાધનસંપન્ન વ્યક્તિઓ બીજી કઈ રીતે સમય વિતાવે? બાકી તમે મને એમ મનાવવા માંગો છો કે આ જલસામાં સળંગ પાંચ પાંચ દિવસના ઉજાગરા કરવા જેટલો સાચો સંગીતરસ આ બહાર ખડકાયેલી મોટરોના શેઠ શેઠાણીઓને છે?'

'તો પછી તેઓ શા માટે ઉજાગરા કરતા હશે?'

'અમારી જેમસ્તો! પાંચને બદલે અમે બન્નેએ આ એક રાતનો ઉજાગરો પસંદ કર્યો. આ જલસો છે એ વાત બરાબર, પણ સંગીતનો છે એ બરાબર નથી. અહીં આવનારના ઉદ્દેશોમાં મુખ્ય તો જેમ દેવદર્શન માટે બહાર જવાનું લાઇસંસ જૂનવાણી વડીલો પાસેથી મેળવાય છે. તેમ, સંગીતને નામે આખી રાતની છુટ્ટી મળે છે! કંઈક પંખીડાં-ઓને ખુરશીના નંબરો સાથે ગોઠવવાની નહિ તો બેઠકો ફેરવવાની, વચમાંથી કલાક બહાર જઈ આવવાની, ટાઉન હોલના ચોગાનમાં કે માઇલ દૂરની જગાએ જઈ સંગીત વગરના જલસા કરી આવવાની, વગેરે તક અવશ્ય મળે છે. નાની મોટી પિકનિક પણ રાતના બારથી ચારમાં થાય છે! કશું ખોટું નથી. અમે પણ આ બધું જોવા અને મહાલવા આવ્યાં છીએ ને!'

'પણ તમે કહો છો તે દૃષ્ટિએ ભારે ખર્ચ ભોગવીને આવવું કેમ પોસાય?'

'પોસાય એવાં જ આવે છે ને! શહેરમાં ઘૂમી હાલ જોઈ આવો કે કોઈ મોટર તેના બંગલાના ગેરેજમાં રહી છે? પણ હું તો આગળ વધીને એવું સૂચન કરું છું કે આપણી મ્યુનિસિપાલિટી શહેરના નાગરિક નાગરિકાઓની ફેશન પરેડ પાલડીવાળા પેલા સંસ્કાર કેન્દ્રમાં ગોઠવે.'

'એક પ્રકારની વસ્ત્રાભૂષણ હરીફાઈ જ કહોને! વિચાર ખોટો નથી. પોતાનાં વસ્ત્રાભૂષણનું પ્રદર્શન થાય, ટાઉનહોલમાં સમાય તે કરતાં દસવીસ ગણા માણસો જુએ ને ફેશન અંગેનું માર્ગદર્શન સૌને મળે. તો પછી પુરુષો માટે તેમ જ બહેનો માટે ત્રણ ત્રણ ઇનામો પણ રાખવાં જોઈએ. એમ આ વર્ષની 'શ્રીમતી અમદાવાદ' અને 'શ્રીયુત અમદાવાદ'ની ઉપાધિ આપી નાગરિકોને સન્માની શકાય. વળી શહેરની વસ્ત્રાભૂષણ કળાને યોગ્ય વેગ અને ઉત્તેજન મળે ને વેપારીઓને તડાકા પડે. ઉનાળાની રજાઓમાં આવી હરીફાઈ ગોઠવવી જોઈએ!'

"ના, અત્યારે શિયાળામાં ગરમ કપડાંનો દેખાવ આંજી નાખે એવો હોય છે અને એ તક ઠંડી ઋતુમાં મળે ને.'

'હા એ વાત વ્યાજબી છે. તો તમારો આ જલસામાં આવવાનો અર્થ સર્યો.'

'હા, અમારા કુતૂહલને સંતોષ મળ્યો, મધ્યાન્તરમાં બહાર આવી ચા લેતાં સહેલાણીઓ પર ઊંચા ઓટલેથી નજર ફેરવી! કેટલાંક તો કેમ જાણે તાજમાં બોલડાન્સ કરવા નીકળી પડયાં હોય એવાં આકર્ષક લાગતાં. જેમ ઉંમર વધારે તેમ વટ વધારે! આમ છતાં અમને સંગીતનો લાભ પણ મળ્યો?'

'સંગીતનો લાભ?'

'હા એ સાંજે એક નાનકડા બનાવને કારણે મારું મન જરા વ્યગ્ર હતું. ટિકિટનો ખર્ચ માથે પડશે એવી બીક હતી, પણ દસેક મિનિટમાં જ સિતારની રમઝટે જાદુઈ અસર થઈ ને તમે નહિ માનો પણ, એની અસરે મન પ્રફુલ્લિત બન્યું.'

'પરિણામે બીજે દિવસ જ્યાં ઉગ્ર વલણ લેવાત, ત્યાં અમે નમ્ર વર્તન દાખવ્યું. સંગીતની કેવી શુભ અસર થાય છે એનો આ પ્રત્યક્ષ દાખલો!'

'તમે ય શાસ્ત્રીય સંગીતની ઠીક ઠેકડી ઉડાવો છો!'

'મશ્કરી નથી, તદ્દન સાચી વાત છે. મારા મન પર રવિશંકરની આંગળીઓએ તે રાત્રે તો અદ્ભુત અસર કરેલી અને એમાં કંઈ નવાઈ પણ નથી. તમે ૧૦ મીનું ટાઈમ્સ વાંચ્યું?'

'કેમ શું છે તેમાં?'

'મોટાભાઈએ મારું ધ્યાન દોર્યું. તેમના બાગમાં દાઉદીના ફૂલ સારી રીતે ખીલ્યા છે. ભ–ભાઈએ તેમને પૂછ્યું કે તમારે ત્યાં દાઉદીના ફૂલ મારા કરતાં કેમ મોટાં અને ગુચ્છેદાર થયાં છે?' તો મોટાભાઈએ

કહ્યું કે અમારે ત્યાં આખો દહાડો ટેઈપ રેકોર્ટીંગનું મધુર શાસ્ત્રીય સંગીત વાગ્યા કરે છે એટલે બાગના છોડવાને અસર થાય જ ને ?' બધાએ વાત હસી કાઢેલી, પરંતુ તેમણે ટાઈમ્સના આ સમાચાર અમને સૌને વંચાવ્યા, ત્યારે ખાત્રી થઈ કે વાતમાં કંઈક વજૂદ છે ખરું.'

અમારા તે મિત્ર પણ આ વાંચવું ચૂકી ગયા હતા એટલે તેમને તો એ વંચાવ્યું. હવે સંગીતના જે શોખીનો આ સમાચાર ચૂકી ગયા હોય, તેઓ માટે આ જાણવું રસપ્રદ બનશે.

દસમીના ટાઈમ્સના ત્રીજા પાના પર 'મ્યુઝિકલ એક્સાઈટેશન ઓફ પ્લેન્ટસ' નામનો તા. ૯ મીનો તાંજોરનો એક અહેવાલ છે. દક્ષિણ હિંદની અનામલાઈ યુનિવર્સિટીના બોટેની વિભાગના અધ્યક્ષ પ્રો. સીંધ તાંજોરના સીરકાલી ગામના દસ એકરના એક ચોખાના ખેતરમાં સંગીતના પ્રયોગો 'નાદસ્વરમ્' ના સૂરોથી આદરી રહ્યા છે.

એવો બીજો પ્રયોગ ચીદામ્બરમ્ પાસેના તમાકુના પાકના જાણીતા કેન્દ્ર શીવાપુરીમાં ચાલી રહ્યો છે. અહીંયા એક ઉદ્યાનમાં તમાકુના છોડવા પર વાયોલિનની સુરાવલીના પ્રયોગો થઈ રહ્યા છે. પરિણામે તમાકુનાં પાંદડાં વધુ લીલાં, મોટાં અને જાડાં બન્યાં છે અને તેનાં મૂળિયાં પણ 'સંગીત વિહીન છોડવા' કરતાં વધુ ઊંડાં ગયાં છે.

અનામલયનગર પાસે ચીદામ્બરમ્ પેટાઇ આગળ હાલ ચોખાનાં ખેતરો પર વાયોલિનના સંગીતના પ્રયોગો ચાલુ છે અને પરિણામે પાક એક મહિનો વહેલો ઊતર્યો છે.

પ્રો. સીંધના મંતવ્ય પ્રમાણે હાઇક્લિકવંસીવાણો સંગીતના ધ્વનિ આંદોલનોનો મારો છોડવાઓનાં ટોપ પર કામ કરવામાં આવે તો તેનામાં અભિનવ ચેતન આવે છે અને છોડવાનું જીવન અસાધરણ પલટો લે છે.

આમ જો નિર્જીવ દેખાતી વનસ્પતિ સંગીતના સરોદની અસરમાંથી છટકી શકતી નથી, તો અમારા જેવા મનુષ્યના તે શા ભાર? પ્રો. સીંઘના મન્તવ્ય તે કારણે હવે અમે શાસ્ત્રીય સંગીતમાંથી આનંદ મેળવવાની દૃષ્ટિએ માત્ર નહિ, પરંતુ અમારા મન પર સંગીતના એ ધ્વનિ-આંદોલનની પરોક્ષ રીતે થતી શુભ અસરનો પ્રયોગ અમારી જાત પર થવા દેવા માટે જઈશું!

## ૧૧ : શોગિયા અને શુભ પ્રસંગો

કેમ જાણે 'પોતે પણ લગ્ન કર્યું છે.' એ હકીકત વારંવાર જાહેર કરાવવા માટે લોકોએ વર્ષમાં બબ્બે વાર વરઘોડાની ઋતુ ગોઠવી લાગે છે! પોતાના લગ્ન પત્યા એટલે 'અન્યના લગ્નોમાં જતાં કંટાળો આવે છે.' એમાંના એક અમે નથી. અમને વરઘોડા અને તેમાં ચાલીને મહાલવાનું, બેય ગમે છે. બાકી તો વાહનોની વધતી જતી સગવડે ચાલવાના પ્રસંગો જ એટલા બધા ઓછાં કરી નાંખ્યા છે કે વાનર વંશી માનવીએ જેમ પૂંછડું ગુમાવ્યું છે, તેમ વર્ષો જતાં નવા બાળકો પગ વગરના જન્મે તો નવાઈ નહિ. આથી અમને લાગે છે કે આપણે ભલે વાહન વગરના થઈએ, પણ પગ 'વગરના ના થઈએ તો સારું!

વરઘોડામાં આમ ચાલવાના એક અનોખા અવસરે અમે ગયા સોમવારે મહાલેલા. સાધારણ રીતે શાળાઓ અને હોસ્પીટલો આગળ અવાજ કરવાની મનાઈ હોય છે. જ્યારે પેલા 'વીજળીવાળા' ગૃહસ્થનો આ વરઘોડો ખુદ વાડીલાલ હોસ્પીટલના કંપાઉન્ડમાંથી ઉપડેલો, કારણ કે તેઓશ્રી ત્યાં જ આવેલા ક્વાટર્સના રહેવાસી છે.

સાજનની સંખ્યા 'વરઘોડો' નામને શોભા અપાવે એવી હતી અને નોંધપાત્ર બનાવ એ હતો કે હોસ્પીટલ આખીના સ્ટાફના માણસો ડોકટરો અને નર્સો તો ઠીક, પણ ત્રણે માળની બારીએ બારીએથી દર્દીઓ પણ હોંસભેર આ વરઘોડો જોતાં. કદાચ વાજાંવાળાંના અવાજ

સાથેનો વાડીલાલ હોસ્પીટલના કંપાઉન્ડમાંથી પસાર થતો આવો મોટો વરઘોડો આ પહેલો જ હશે!

ને તાજાં ઓપરેશનવાળાં બે દર્દીઓને ડોકટરની સલાહ વિરુદ્ધ, ખાટલા ખસેડાવી બારીએ ડોકાતાં જોયાં, ત્યારે તો અમને લાગ્યું છે કે ઓછામાં ઓછું વરઘોડાના વાજાનો અવાજ દર્દીઓના ઘા રુઝાવવામાં જરૂર મદદરૂપ બનતો હોવો જોઇએ! લગ્નના વરઘોડામાં એવું કોઇ અદ્ભુત આકર્ષણ છે કે ગમે એટલું મન મક્કમ રાખીએ છતાં છેલ્લી ઘડીએ બારીએ આવીને ડોકિયું કર્યા વગર રહેવાતું નથી!

હોસ્પીટલમાંથી નીકળેલા આ વરઘોડાએ અમારી દૃષ્ટિએ એ એક વિશિષ્ટ વિક્રમ નોંધાવ્યો. હોસ્પીટલમાં જન્મ અને મરણના પ્રસંગો તો રોજ બને છે. લગ્નનો પ્રસંગ ઉપસ્થિત થતાં હોસ્પીટલે જાણે સંપૂર્ણતા પ્રાપ્ત કરી!

અને જેમ જન્મ મરણ સાથે લગ્નને પણ સ્થાન આપી હોસ્પીટલની દુનિયામાં એક જરૂરી સુધારો થયો, તેમ લગ્ન અને જમણવારમાં અમને થોડા સુધારા સૂચવવાનું મન થયું છે! આધુનિક કંકોત્રીઓમાં જેમ 'ચાંલ્લો લેવાનો નથી' અને 'આ વખતે (અમુક શ્રીમંત સિવાય) લગ્નનું રૂબરૂ કહેવાનું રાખ્યું નથી, તો જરૂર પધારશો' એવી નોંધ મૂકવામાં આવે છે, તો અમને લાગે છે કે એક નોંધ આવી પણ રાખવી જોઈએ. 'લગ્ન તેમજ જમણમાં શોગિયાં માટે અલાયદી સગવડ રાખી છે.'

દેખીતી રીતે લગ્નનો પ્રસંગ વ્યક્તિના જીવનમાં વારંવાર આવતો નથી. એકથી વધુ વાર આવે એવું ઇચ્છવું એ ઠીક નથી! તો પછી સ્વાભાવિક રીતે જ સૌ સગાસંબંધી અને મિત્રો આ પ્રસંગે હાજર રહે એવી કોઇ યોજના આવકાર પાત્ર ગણાય ને! આમે જેઓને શોક હોય છે, તેઓને લગ્નમાં આવવા ઇચ્છા જ નથી કે તેવાં લગ્ન તરફ સહાનુભૂતિ નથી હોતી તેવું હંમેશા હોતું નથી. સાચેસાચ ઇચ્છાથી કે સ્વર્ગસ્થ પ્રત્યેના આદરભાવને લીધે લગ્નમાં ના આવે એવાની સંખ્યા

તો બહુ જૂજ હોય. મોટાભાગનો શોક તો સ્વર્ગવાસી દાદાઓ, કાકાઓ, મામાઓના હોય છે અને આવા શોગિયા ભાઈબહેનો નિસંકોચ પણ લગ્નપ્રસંગે હાજર રહી શકે એવી પ્રથા વહેલી તકે દાખલ થવી ઘટે. આવી કોઈ ખાસ સગવડને અભાવે આ શોગિયા લોકોને કાં તો લગ્નના સમય પહેલાં કે પછી ખાસ ધક્કા ખાવા પડે છે અને બહેનોને પણ જાણે એક પ્રકારના બુરખા નીચે હાજરી આપવી પડે છે.

હવે જો કોઈ આધુનિક કંકોત્રીમાં નીચે એવી નોંધ હોય કે, 'શોગિયા માટે ખાસ સગવડ છે' તો જેઓને બહુ ગંભીર શોક ના હોય, તેવા શોગિયા સમજી લે કે વરઘોડાના છાપેલા સમયથી પાકલાક વહેલાંજ શોગિયો વરઘોડો નીકળશે. એમાં કંઈ બેન્ડવાજાં ના હોય. માત્ર સફેદ પહેરણ એને સફેદ ટોપીના ગણવેશવાળા ભાઈઓ અને ઝીણી વાદળી પટીની સફેદ સાડી અને કાળાં બ્લાઉઝવાળી બહેનોનો બનેલો આ એક મૂક વરઘોડો માંડવે વહેલો પહોંચે અને દરેક માંડવામાં તેઓ માટે અલાયદો સાદો, માત્ર શેતરંજી પાથરેલો આ વિભાગ હોય. માંડવાથી આ વિભાગ બિલકુલ દૂર નહિ, બલકે મુખ્ય સુશોભિત અને ભવ્ય માંડવાથી માત્ર એક–દોઢ ફૂટ ઊંચી મચ્છરદાનીની દીવાલથી જૂદો પાડેલો આ શોગિયો મંડપ રાખી શકાય, શોગિયાઓને આઇસ્ક્રીમ કે પીણાં નહિ, પણ માત્ર પાણી જ પીરસવામાં આવે તથા છીંકણી, બીડીઓ અને કાચી સોપારી આપવામાં આવે.

આમ સામાન્ય રીતે લગ્ન પ્રસંગે છોકરાંને મોકલી મોટાઓ શોકને કારણે ઘેર રહે એ પરિસ્થિતિમાંથી ઊગરી જવાય. બાદ ભોજન સમારંભની નિમંત્રણપત્રિકામાં પણ નોંધ મૂકવામાં આવે કે:

'શોગિયા માટે પણ ખાસ ગોઠવણ છે, તો જરૂર પધારશો.'

આથી શોગિયા વડીલો પણ છોકરાં સાથે ઘર અને રસોડું બંધ રાખીને સૌની સાથે જમણવારમાં હાજર રહી શકે. અલબત્ત જમણ મંડપનાં પણ બે વિભાગ પાડવામાં આવે: એક સુશોભિત ચાલુ

સ્ટેઈનલેસની થાળીઓ અને લાલ પાટવાળો અને બીજો શોગિયા માટે. માત્ર ટેનીસકોર્ટની જાળીથી જ મૂળ ભોજન સમારંભથી જુદો પાડવામાં આવે, જેથી સૌ એકબીજાને જોઈ શકે: અહીં બધું જ શોકને અનુરૂપ સાદું હોય: પતરાળાં, દડિયા અને જમણમાં ખીચડી, કઢી અને બટાટાનું શાક.

આ સગવડથી જેને ત્યાં લગ્ન હોય તેઓને પોતાને ત્યાં સૌ પધાર્યા અને જમ્યાનો સંતોષ થાય. જ્યારે શોકવાળાને પણ લગભગ લગ્નમાં સાદી રીતે સહકાર આપ્યાનો દિલાસો રહે.

અલબત્ત ચાલુ અને શોગિયા જમણ એક સાથે ચાલે, ત્યારે થોડી સ્વાભાવિક મુશ્કેલીઓ પડવાની. જેમકે ચાર–પાંચ મિષ્ટાનના જમણ પછી ખુદ અમે પણ, શોકના હોવા છતાં ગળ્યાથી કંટાળીને, પેલા શોગિયા મંડપમાં જઈ ખીચડીની પંગતમાં બેસી જઈએ !

અમારો આ રજીસ્ટર્ડ નૂતન વિચાર શ્રીમતીજીએ તેમની પેલી બહેનપણીઓને કહ્યો, તો તેઓ કહે કે ' અમે તો પહેલે દિવસથી જ શોગિયા પંગતમાં બેસી જઈએ એટલી બધી ખીચડી અમને વહાલી છે '

બધાં આવી અંચાઈ કરે, તો અમને ડર છે કે ખીચડી ખૂટી જાય અને શોગિયાઓ માટે મિષ્ટાન વિભાગમાંથી પહેલાં દાળભાત અને પછી તો ખીચડીવાળાને મિષ્ટાન ધરવાનો વખત આવે! વળી હાલ ભલે આપણે શોગિયાઓ માટે ખીચડી, કઢી અને બટાટાના શાકથી મર્યાદા બાંધી, પણ તું કોઈ શોગિયા રાયતું અને ફુલવડીને વાંધાજનક નયે ગણે. આમ ધીમે ધીમે શોગિયાઓ વાલ, ભજીઆં, લીલાં શાક, ચટણી, પત્તરવેલીઆં કે પાપડ લગી પ્રગતિ કરશે. તો તેની તૈયારી યજમાને રાખવી રહી.

એટલે લગ્નના જમણોમાં ' શોગિયા માટેની સગવડ ' રાખનારાઓએ પ્રથમ વર્ષ પૂરતું આ શોગિયા વર્ગ સાથે જરા કડકપણે નિયમો પાળવા

આવશ્યક ગણાય. બને તો 'ભોજન સમારંભની પત્રિકામાં એ પણ છાપી દેવું કે શોગિયા 'મેન્યુ'માં ખીચડી, બટાટાનું શાક, મરચાંનું શાક, પાપડ કસ્તુરી અને કેરીનું અથાણું' રહેશે. આથી જમતી વેળા અમુક શોગિયા શું ખવાય કે ના ખવાય એની ચર્ચા કરે નહિ, તેમજ બાજુના વિભાગમાંથી પકોડાં કે પતરવેલિયાં પીરસતા ભાઈને થાંટા પાડી બોલાવી શકે નહિ.

અલબત્ત આવી વહેવારુ મુસ્કેલીઓ વધી જાય, તો પછી શોગિયાના જમણની જગા, મિષ્ટાનીઓની સુગંધ ના પહોંચે એટલી દૂર રાખી શકાય.

આશા છે કે આ લગ્નગાળાથી જ શોગિયા માટેની સગવડની શુભ શરૂઆત થાય, જેથી કરીને લગ્ન જેવા જીવનના એકના એક અતિ મંગળ પ્રસંગે શોકના ઓછા નીચે છટકી જનાર વર્ગને છટકી જતો ઉગારી શકાય અને આમ પ્રસંગે યજમાન ઇચ્છે એવા સૌની હાજરીનો લહાવો અને આશીર્વાદ મેળવી શકાય !

## ૧૨ : અમદાવાદનો ઓટોરિક્ષાવાળો

**અન્ય** શહેરોમાં તેમજ અમારા અમદાવાદમાં પણ ઓટોરિક્ષાવાળાથી ઘણા ત્રાસે છે. ફરિયાદો ગેરવાજબી પણ નથી હોતી. આમ છતાં જનતાને આવું સસ્તું અને ઝડપી વાહન પૂરું પાડનાર આ ઓટોરિક્ષાવાળાએ શહેરની એક 'વ્યક્તિ વિશેષ' તરીકે અવશ્ય પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. આ પ્રકારના મનુષ્ય સાથે સ્વાભાવિક રીતે જ સંકળાયેલાં કેટલાંક ચોક્કસ પ્રકારનાં દૂષણોની અવગણના કરીને, અમને તો ભઈ આ ઓટોરિક્ષાવાળો ગમી ગયો છે! એના જે કંઈ દુર્ગુણો જણાય છે, તે તેના મેળવેલા નથી, પણ જાણે તેના શરીરના બંધારણના ભાગરૂપ છે! જેમ કે ટ્રાફિકની લાલબતી સામે અમને પોતાને પણ સખ્ત નફરત હોવા છતાં બત્તીની અવગણના કરવાની જે હિંમત રિક્ષાવાળામાં છે, તે અમારામાં નથી! આથી લાલબત્તી થતાં અમે બ્રેક દબાવીએ છીએ. જ્યારે રિક્ષાવાળો એક્સલરેટરદબાવે છે! અમને એવો ભ્રમ છે કે કાયદા ભગવાને બનાવેલા છે, ત્યારે તે ચોક્કસ પણે માને છે કે કાયદા મનુષ્યની બનાવટ છે અને તેથી ક્યા કાયદાને કેવી રીતે માન આપવું તેનો નિર્ણય રિક્ષાવાળો પોતાની આગવી બુદ્ધિથી કરે છે. દોઢ હોર્સપાવરના પોતાના મશીનમાં પોતાનાં અંગત સાડા અઠાવીસ હોર્સપાવર ઉમેરીને તે દિવસે તેણે ગાંધીરોડ પરની પેલી નવી ફિયાટની સાઈડ કાપેલી! અમે એની આવી હિંમત પર એટલા બધા આફ્રીન છીએ કે અમે 'ઓરતોંકી,' 'મર્દોંકી,' કે મોટર, ગમે

તે ચલાવતા હોઈએ, ત્યારે અન્યને નહિ પણ ઓટોરિક્ષાવાળાને જરૂર સાઈડ કાપવા દઈએ છીએ ! એને કપાળે કંઈક અકસ્માતોની કાળાટીલીઓ ચોંટતી હશે, છતાં માઈલેજના પ્રમાણમાં પેલાં મારવાડણ ફેશનના પાટલુન પાટવાળા શ્રીમંત કૉલેજીઅન મોટરીસ્ટો કરતાં એના અકસ્માતો જરૂર ઓછા ભયંકર હોય છે ! કારણ રિક્ષા પરનો એનો કાબૂ અદ્ભુત હોય છે. કોઈ વાહનની સાઈડ કાપતીવેળા એ ફૂટની જગામાંથી ચાર ફૂટ પહોળી રિક્ષા તો એ જ કાઢી શકે છે ને !

રિક્ષાવાળાના પ્રશંસક હોવા છતાં એમાં બેસતાં અમે હંમેશાં ડરીએ છીએ એ કબૂલ કરતા સંકોચ થતો નથી, કારણ કે જેનાથી અમારા શ્રીમતીજી ખુદ ડરે તેનાથી ડરવામાં તો ગર્વજ લેવાય ને ! અમારા સિવાય, ચાલતી રિક્ષાએ સકુટુંબ બહાર ઊડી જવાના બબ્બે પ્રયોગ શ્રીમતીજીએ કર્યાં છે ! ને ત્યારથી કદી રિક્ષામાં નહિ બેસવાનું વ્રત તેમણે લીધેલું, પરંતુ જેમ તેમની પેલી બહેનપણીઓને અતિમિલનને કારણે ' હવે અઠવાડિયા લગી નથી જ મળવું ' એવું વ્રત પાળવામાં પહેલા દિવસે જ હાર (ફુલનો હાર નહિ) પામનારને, ઓટોરિક્ષાના અકસ્માતના બીજે દિવસે આશરો લેવો પડે એમાં શું નવાઈ ! તે દિવસે જ્યારે આસ્તોડિયા દરવાજા પાસે ચાલતી રિક્ષાએ અમારા કુટુંબના એ ત્રણે જણાં બહાર નીકળી પડેલાં, ત્યારે વાંક સાઈડના આપનાર એક ' એલ ' પાટિયાવાળી મોટરનો હતો. તેમના રિક્ષાવાળાએ મોટરની સાઈડ નેવું અંશના ખૂણાથી કાપી, ત્યારે પેલા સેન્ટ્રિફ્યુગલ ફોર્સના સિદ્ધાંતે રિક્ષા અને તેમાં બેઠેલાં ઉતારુઓ જુદી જુદી દિશાએ જતા હોવાથી એકબીજાથી છૂટા પડી ગયેલા ! આથી જોઈ શકાશે કે વાંક વિજ્ઞાનના સિદ્ધાંતનો છે, ઉતારુઓ કે રિક્ષાવાળાનો નહિ ! ત્યારથી શ્રીમતીજી રિક્ષાવાળા સાથે ઠરાવે છે, ત્યારે આવો સંવાદ સંભળાય છેઃ

શ્રીમતીજી : ' સારંગપુર ? ' ઓટો રિક્ષાવાળો : ' રૂપિયો એન '

શ્રીમતીજી : ' ચઉદ આના '

રિક્ષાવાળો : ' ભલે બેસી જાઓ '

શ્રીમતીજી : ' પણ જો પંદર માઈલથી વધુ ઝડપે નહિ હોં. '

રિક્ષાવાળો : ' તો તો બેન રૂપિયો થશે. '

શ્રીમતીજી : ' કબૂલ પણ, પણ જો રસ્તામાં સ્પીડ લગાવી, તો પછી બાર જ આના આપીશ...'

રિક્ષાવાળો : ' ભલે બેન બેસી જાઓ '

અને કંઈક રિક્ષાવાળાએ આ બેનના રૂપિયાને બદલે બારઆના પસંદ કર્યા છે! ને ઝડપ કાપવાના વધારે નાણાં આપનાર તરીકે અમુક રિક્ષાવાળાઓ શ્રીમતીને ઓળખે છે. આમ છતાં અમે પોતે બે આના વધુ આપવાના કહ્યા એ તો રિક્ષાવાળો માનતો નથી ને ઓછા દરે ઝડપનો આનંદ માણતો અનેકને બચાવતો આગળ વધે છે. પરિણામે રિક્ષામાં દાખલ થતાં અમે આંખો મીંચી દઈએ છીએ તે છેક ' ઉતારો આવ્યો સાહેબ ' સંભળાય, ત્યારે ઉઘાડીએ છીએ. દાઝવું નહિ અને દેખવું નહિ!

ભ્રાતૃપ્રેમે મોટું ભાડું જતું કરીને અન્યની અટકેલી રિક્ષાની મદદ કોઈપણ રિક્ષાવાળો અવશ્ય કરે છે. કવચિત કોઈક મોટરસાયકલવાળાને મદદ કરવાનું સૌજન્ય પણ દાખવે છે.

દરેક શહેરનું " પેરિસ " ક્યાં છે, તે આ વ્યક્તિવિશેષ ઓટોરિક્ષા-વાળો જાણે છે અને નિસ્પૃહીપણે શહેરના રાત્રીજીવનમાંથી પ્રમાણિકપણે કમાઈ લે છે. અમારા એક મિત્ર રાતનો છેલ્લો શો જોવા જતાં રસ્તામાં એક ખાલી રિક્ષાવાળાને બોલાવ્યો તો તેણે કહ્યું : સાહેબ પેલા દૂરના બંગલામાં એક ઉતારુ છે, તેમને માટે હું રોકાયલો છું. ' તે મિત્ર ફિલ્મ જોઈ રાત્રે એક વાગે પાછા ફર્યા, ત્યારે પણ પેલો રિક્ષાવાળો ત્યાં જ હતો. કુતૂહલપણે ફરી મિત્રે પૂછ્યું : ' અલ્યા અહીં જ છું ? ' ત્યારે રિક્ષાવાળાએ જવાબ આપ્યો. ' હાજી, બાર વાગે કે ચાર વાગે પણ શેઠ ભાડું દોઢું આપે છે, કદી કચકચ નહિ. "

નવે નવી મોટર ચલાવતા શિખેલા એક એલિસબ્રીજ નિવાસીને દસ મિનિટમાં સ્ટેશને પહોંચવું હતું. અમે સલાહ આપી કે એક ખાલી રિક્ષાવાળો લઈ લો અને તેને આગળ દોડાવો. તુક્કો આબાદ ઉપયોગી નિવડેલો. દોઢ રૂપિયો લઈને પેલા ખાલી ઓટોરિક્ષાવાળાએ પાયલટ તરીકે માર્ગ મોકળો બનાવીને પાછળ આવતી પેલા ભાઈની મોટરને બરાબર આઠ મિનિટમાં સ્ટેશન ભેગી કરી આપેલી. અમને લાગે છે કે વર્ષમાં એક દિવસ ટ્રાફિક અંગેના આગના બંબાવાળાઓનો સર્વ અધિકારો આ ઓટોરિક્ષાવાળાઓને પણ ભોગવવા દેવા જોઈએ.

ઓટોરિક્ષાના એવા જ વિશિષ્ટ ઉપયોગની વાત પેલી બે બહેનોએ કહેલી. રવિવારની એક સવારે તેઓએ એક મહેમાનને પોતાને ઘેર જમવા બોલાવેલા, પરંતુ તે મહેમાન એવા તો ગુંદરિયા નીકળ્યા કે સાંજના પાંચ લગી યજમાનનું ઘર છોડવાનું નામ જ ના લે! યજમાન બહેનોએ થાકીને કહ્યું કે પોતે હવે બહાર એક બેનપણીને ત્યાં જવા ઈચ્છે છે, તો પેલા મહેમાન પ્રણ: "ચાલોને હું યે સાથે આવું છું" કહી વળગ્યાસ્તો! આખરે રસ્તામાં એક બહેનને તુસખો સૂઝયો અને કહ્યું: 'ચાલો આપણે બધા બાગમાં જ જઈએ—અમે રિક્ષામાં જઈએ છીએ—બે જ માઈએને! તો તમે બસમાં આવો.' અને એમ છૂટા પડવાનો મોકો મળતાં સીધા રિક્ષામાં એક ચક્કર લગાવી ઘેર આવીને આ બન્ને બહેનોએ પેલા ગુંદરિયાથી આખરે આમ મુક્તિ મેળવ્યાનો હર્ષ સ્ત્રી સહજ રીતે મેળવેલો!

ઓટોરિક્ષાવાળા પાસેથી ઉચ્ચ સંસ્કારની તો કેટલી કક્ષાની આશા રખાય, છતાં પેલો પ્રસંગ યાદ કરવો જ જોઈએ.

તે રાત્રે દસ વાગે દિલ્હી મેઈલમાંથી આવેલા એક મહેમાન સાથે નાનોભાઈ પ્લેટફોર્મ પર ચાલતો બહાર નીકળતો હતો. ત્યારે એક જણ ઉતારુઓની ગીરદીથી બચવા બૂમો મારતો હતો. ખબર પડી કે તે એક

અંધ ભિખારી હતો. આથી નાનોભાઈ એનો હાથ પકડી સાચવીને પ્લેટફોર્મની બહાર લાવ્યો. પૂછ્યું કે તેને ક્યાં જવું હતું, તો તે કહે કે પોતે મુસલમાન છે અને તેને કોઈ પણ મસીદમાં જવું છે. આથી તે તેને ઓટોરિક્ષાના સ્ટેન્ડ પાસે લાવ્યો અને બૂમ મારી :

'અરે અહીં કોઈ મુસલમાન રિક્ષાવાળો છે ?'

એક જણ ધસી આવીને કહે : 'જી હું મુસલમાન છું, મારી ગાડીમાં બેસી જાઓ.'

ભાઈએ કહ્યું : 'જુમ્મા મસીદનું શું ?'

તેણે કહ્યું : 'બાર આના સાહેબ'

'વારુ, તો આ ઉતારુને બેસાડી તેને જુમ્મા મસીદે ઉતારી દેજે અને લે આ તારા બાર આના.'

પરંતુ ઉતારુ રિક્ષામાં બેસવા ગયો, ત્યારે તેને ખબર પડી કે આ તો આંધળો છે અને વળી ભિખારી લાગે છે, એટલે તેણે તુરત પૂછ્યું :

'સાહેબ આ કોણ છે ? તમે તો હિન્દુ લાગો છો.'

ભાઈ: 'એ કહે છે કે હું અજમેરથી આવું છું, આંધળો છું. અને મુસલમાન ભિખારી છું અને મને પ્લેટફોર્મની ધક્કા મુક્કીમાંથી બચાવી બહાર કાઢો એટલે પછી હું કોઈ મસીદમાં પહોંચી જઈશ, તો તું તેને જુમ્મા મસીદે ઉતારી દેજે. રિક્ષાવાળો કહે : 'શેઠ અમારો બી ખુદા છે કે નહિ? આપ હિન્દુ થઈને મને શરમાવો છો ! ખુદા આપનું ભલું કરે. મને તમારા બાર આના ના ખપે, સાહેબ. ખુદા તમારામાંથી મારામાં આવી ગયા ! સાહેબ ચિંતા ન કરશો. એને બરાબર યોગ્ય જગ્યાએ પહોંચાડી દઈશ.' અને દોઢ બે રૂપિયા આપતા અન્ય ઉતારુ-ઓની અવગણના કરતો તે પેલા અંધ ભિખારીને લઈને આગળ જતી મોટરની એ જ દિમાગથી સાઈડ કાપતો ઊપડી ગયો.

# ૧૩ : પાનું ફેરવવાની વાતો

વર્તમાનપત્રો અને પુસ્તકોના આ સંસારમાં પાનું ફેરવવાના અનેક પ્રસંગો જીવનમાં બન્યા કરે છે. કદાચ એમ લાગે કે પાનું ફેરવવાની બાબતમાં ખાસ શું કહેવાનું હોય! પણ ખરી રીતે કોઈ પણ બનાવ એવો નથી કે જેને વિષે કોઈ પ્રવચનકાર કલાકેક બોલી ના શકે અને કોઈ લેખક એકાદ બે કટારો લખી ના શકે!

તાજું માતૃપદ મેળવેલી પેલી સુશિક્ષિત યુવતી બાળઉછેર અંગેનું એક નવું પુસ્તક વાંચતી હતી. પોતાના પતિ આગળ વાંચતાં વાંચતાં પાનાનું છેલ્લું વાક્ય આવ્યું :

'......રાતના આઠ વાગે બાળકને છેલ્લી વખતનું દૂધ પાઈને પછી' (પાનું ફેરવ્યું અને આગળ વાંચ્યું) 'ગરમ પાણીમાં પાંચ મિનિટ ઉકાળવું.' તેનો પતિ સ્વાભાવિક રીતે હસી પડ્યો. માતાજીએ ફરીવાર પાનું પાછળ જોઈ આગળ ફેરવ્યું તો પણ દૂધ પાઈને પછી ગરમ પાણીમાં ઉકાળવાનું જ વાંચ્યું. આખરે પતિએ પુસ્તક લઈ તપાસ્યું તો બે પાનાં ચોટેલાં નીકળ્યાં! બીજા પાનેથી વાંચતાં- "બાટલી તથા ટોટી વગેરે બધું ગરમ પાણીમાં પાંચ મિનિટ ઉકાળવું." એકવાર એક ઓળખીતાએ અમારા લેખની પ્રશંસા કરી સ્વાભાવિક રીતે અમે ફુલાયા અને તેઓ ચૂકી ગએલા એ લેખ વાંચવા છાપાની જૂની નકલ આપી. આ લેખ વાંચતાં તેમને ઘણીવાર થઈ. મોઢા પર કાંઈ ફેરફારો જણાયા

નહિ. અમને થયું કે વાંચવાનું પૂરું થયું હોવાથી અમે જરા વધુ ફુલાઈએ તેવું કંઈક તેઓ કહેશે. ત્યાં તો તેમણે પાનું ફેરવ્યું અને છાપું આગળ વાંચવા માંડ્યું. 'આ છાપું તો મારે વાંચવાનું રહી ગયેલું' કહેતાં તેમણે આખું છાપું પૂરું કર્યું, પણ અમારા લેખ વિષે શબ્દ પણ બોલ્યા નહિ! ત્યારે અમારું મોઢું એવું થઈ ગયેલું કે હોસ્પીટલમાં કોઈને લોહીનું દાન અમને કરાવે!

અમારી પોતાની પણ પાના ફેરવવા અંગેની વિશિષ્ટ નબળાઈઓ છે. લખાણ ગમે તેવું રસિક હોય, પણ અનુસંધાન પાનું ફલાણું આવ્યું કે અમે આળસી જવાના. હમણાં જ વહેલી સવારે એક મિત્રને ત્યાં જઈ ચઢ્યા, ત્યારે છાપું આવતાં જ તેમણે હિંદીચીન સરહદ ઝગડાવાળા પહેલા પાનાના સમાચાર પર નજર ના નાંખતાં અમદાવાદની જનતા માટે સૂરતથી મંગાવેલો પેલો ચકચાર ભર્યો કોર્ટ કેસનો અહેવાલ વાંચવા પાનું ફેરવેલું. અટલું જ નહિ પણ અનુસંધાન માટેનું પાનું કુટુંબના અન્ય સભ્ય પાસે જતું રહ્યું હોવાથી તે પાનું મેળવવા આકુળવ્યાકુળ થઈ ગએલા.

અમે લાંબી વાતો કે નવલકથા મુશ્કેલીથી વાંચી શકીએ છીએ. છાપામાં એક વાર્તા વાંચતાં છેલ્લું વાક્ય આ પ્રમાણે હતું. યુવતી યુવકને ખખડાવતા કહે: 'તમે નીચું મોઢું રાખીને મારી વાત સાંભળો તે હરગીઝ નહિ ચાલે. તમારે આ બાબત મારા સામું જોઈને જ વાત કરવી પડશે અને જો તમારે મારી સામે ના જ જોવું હોય, તો જુઓ પાનું ૮ મું. ('જુઓ પાનું ૮ મું' તે પણ ભેગું જ કંપોઝ થયેલું હતું)

એવી જ રીતે છાપાંની વાર્તાઓના અનુસંધાનોમાં કેટલીકવાર '...બીજું લગ્ન કરવાની હિંમત હોય તો જુઓ પાનું બીજું' '...તમે મને આપઘાતની ધમકી આપવા માંગતા તો જુઓ કોલમ પાંચમું' અને ભાષણોમાં પણ '...જો તમારામાં શ્રમયજ્ઞ કરવાની તાકાત હજી

પણ ના આવે તો...જુઓ કૉલમ સાતમું.' અને આવી આવી વખતે સાતમા કોલમમાં શોધી શોધીને થાકી જઈએ, પણ અનુસંધાનને બદલે નવી ફિલ્મની જાહેર ખબર નીકળે છે!

અને 'પાનું ફેરવ્યું' વાળી પેલી નાગરિકાની વાત સાંભળવી છે? એક હતી કોડભરી નાગરિકા. દીવો લઈને વર શોધવા નીકળી. ખૂણામાં પડેલો, પણ એક સાહિત્યની ઊંચી ઉપાધિ ધરાવતો ન્યાતનો જ મૂરતિયો પેલા દીવાના તેજથી શોધી કહાડ્યો. લગ્ન થયાં. વરરાજાએ કોઈ પુરાણ પુરાણાં કાવ્યો અંગેનું સંશોધનનું કામ લીધેલું એટલે મધુરજની માંડી વળાયેલી. અઠવાડિયું થયું ને નાગરિકાની જેઠાણીએ પૂછ્યું: 'કેમ રોજ ઉદાસ દેખાય છે?'

'ત્યારે શું થાય! તમારા દિયર તો પુસ્તકોનાં પાનાં જ ફેરવ્યાં કરે છે!'

'તે તું તેમને કંઈ વાતચીતમાં ખેંચને! કવિનો જીવ છે એટલે રસિક તો ખરા જ ને?'

'હા, પણ તેમની રસદૃષ્ટિ છાપેલાં પાનાંમાંથી બહાર નીકળે, તો ને! હું બોલાવું તો મારા સામું જુએ અને પાછા પુસ્તકમાં અને થોડીવારમાં તો જીભ પર આંગળી મૂકી પાનું ફેરવે.-જાણે જગતમાં પાનું ફેરવવા સિવાય કંઈ વ્યવસાય જ નથી એમને! કંઇ નહિ, તો પાનું ફેરવવા માટે ચોકખું પાણી વાપરતા હોય તો સ્વચ્છતાયે જળવાય.'

'તે તું સાતે દિવસથી ઊંઘી જ જાય છે?'

'મને કહે છે કે તું યે આ પુસ્તક વાંચ અને કવિતા સમજ. મેં કહ્યું પણ હમણાં પંદર દિવસ તો લગ્ન ખાતરે ય પુસ્તકોને વેકેશન આપો. પણ એ તો હસીને આગળ પાનું ફેરવે છે. હવે શું કરું?'

'તો જો તને એક નુસખો બતાવું. પુસ્તક છોડાવવા તારે સ્ત્રીસહજ કળા તોફાન કરવું પડશે. જો, થોડી આડીઅવળી

કરી પછી તેમનો જમણો હાથ ધીમેથી પકડજે અને તેને મોં પાસે લઈ જઈ આંગળી પર એક સુમધુર ચુંબન કરજે. જા પછી તારો કાલે દિમાગ એવો ફરી ગયો હશે!'

બીજે દિવસે સવારે જેઠાણીએ દેરાણીને બાજુ પર બોલાવી ખૂબ હસવા માંડ્યું. નાગરિકાએ તેને ગંભીર વદને પૂછ્યું :

'તમને આટલું બધું શેનું હસવું આવે છે?'

'બન્યું કહેતાં જીભ ઉપડતી નથી, પણ તમારી રૂમમાં બાર વાગે બત્તી બળતી હતી એટલે મારી નજર બારીની તીરાડમાંથી ત્યાં પહોંચી. દિયરજી પુસ્તકમાં તલ્લીન હતા, પણ જેવો તેં તેમનો હાથ ખેંચી તારા મોં તરફ લંબાવ્યો એટલે શરમની મારી હું તુરત મારી રૂમ તરફ ચાલી ગઈ. બોલ લુચ્ચી કાલ કેવી મઝા પડી?'

'કરમની મઝા?'

'કેમ આમ અલી? મને બનાવે છે. તેં એમની આંગળી પર ચુંબન કર્યું, પછી તેમણે શું કર્યું બોલ લુચ્ચી!'

નાગરિકા : 'એસ્તો એજ ભેજ વડે તેમણે પાનું ફેરવ્યું.'

# ૧૪ : ડૉન-ક્વી-ક્લબ

જનતા જનાર્દનની સેવા કરતી ઘણી સંસ્થાઓ અમારા અમદાવાદમાં છે. તેમાંના મોટા ભાગની ભારતીય પદ્ધતિથી કાર્ય કરે છે અને ઘણું ખરું 'સમાજ'ને નામે ઓળખાય છે. જ્યારે થોડીક પાશ્ચિમાત્ય ઢબે સેવા કરે છે અને તે બધી 'ક્લબ' નામ વાપરે છે. આ દરેક સંસ્થા પોતપોતાની રીતે પરંતુ નિ:સ્વાર્થપણે સમાજની જે સેવા કરી રહી છે, તેની કદર બુઝી અમે ગર્વ લઈએ છીએ.

દેખીતી રીતે જ શહેરની વસ્તીના વધારાને સુસંગતપણે આવી સેવા-સંસ્થાઓની સંખ્યા વધતી નથી. આથી અમારા એક મિત્રવર્તુળે એક નૂતન સેવા સંસ્થા સ્થાપવાનું નક્કી કર્યું છે. અમારા આ મિત્રવર્તુળના નેતા થોડું અંગ્રેજી ભણેલા હોઈ તેમને દેશી કરતાં પાશ્ચીમાત્ય પદ્ધતિથી સેવા કરવાની રીત પર વધુ પક્ષપાત છે! આથી આ નૂતન સેવા સંસ્થાનું નામ 'ડૉનક્વિક્ઝોટ ક્લબ' પાડ્યું છે. દેખીતી રીતે જ કદી પહોંચી ન શકાય એવા ઊંચા આદર્શ ધરાવનારા આપણે બધાં જ નાના મોટા ડૉનક્વિક્ઝોટસ હોવાથી આ ક્લબનું નામ પણ જેટલું સુંદર તેટલું જ અનુરૂપ ગણાય.

માત્ર સાચા સેવાભાવીની જ પસંદગી થાય તેમ જ ક્લબના સંચાલનમાં સરળતા પડે એ ધ્યેયને હાંસલ કરવા હાલ માત્ર પિસ્તાળીસ સભ્યો જ 'ડૉનક્વિક્ઝોટ ક્લબ'માં દાખલ કરવાના છે. સાડા ચાર ટકાની સરકારી લોનની માફક આ ક્લબમાં અત્યારથી જ સડત્રીસ સભ્યો

નોંધાઈ ગયા હોઈ આ સંસ્થા દ્વારા સેવા કરવાનો અવકાશ હવે માત્ર આઠ ગૃહસ્થો માટે જ રહે છે. જો કે યોજના પ્રમાણે ક્રિસ્ટમસ લગીમાં સારાયે ભારતભરમાં 'ડૉનક્વિકઝોટ ક્લબ'ની એકસોને ત્રણ શાખાઓ ખોલવાની હોવાથી અમારા જેવા અન્ય સેવાભાવી સજ્જનોને સેવાની પૂરી તક મળશે એ હકીકત કંઈ ઓછી આશ્વાસનરૂપ તો ન જ ગણાય!

આ 'ડૉનક્વિકઝોટ ક્લબ'નો ઉદ્દેશ ગરીબ જનતાના વિવિધ પ્રકારનાં દુઃખનો બોજો હળવો કરવાનો છે. અત્રે એક ચોખવટ કરવાની કે આપણે તેમના દુઃખમાં ભાગ લેવાનો નથી, પરંતુ આપણા સુખમાંથી તેઓને ભાગ આપવાનો છે. આથી દેખીતી રીતે સુખી માણસોને જ આ ક્લબમાં દાખલ કરી શકાશે. ટૂંકમાં આપણો ઉદ્દેશ ગરીબોનાં દુઃખના ભાર ખેંચવાનો છે. આ ઉદ્દેશને અનુરૂપ એવું એક પ્રતીક શોધવા માટે એક હજાર રૂપિયાનું ઇનામ જાહેર કરવામાં આવશે એમ અમને જણાવાયું છે.

ક્લબના નામમાં જે 'ડૉન' શબ્દ છે, તે પણ સાર્થ છે. ક્લબના સભ્યોની પસંદગી વખતે પેલા ડૉનયોન જેવા આનંદી, લહેરી, ફાંકડા અને ફેશનેબલ યુવાનોને પહેલી પસંદગી આપવામાં આવશે. જે ઉમેદવારની સામે (બ્લેક બૉલ) એક માત્ર મત વિરુદ્ધમાં પડશે, તેને દાખલ કરી શકાશે નહિ. ઉપરાંત જાતજાતની ફરિયાદો કરતાં, રોદણાં રોતાં, આવકનાં સાધન વગરનાં કે નોકરી શોધતા, કુટુંબનું પરાણે પૂરું કરતા વગેરે ગૃહસ્થો માટે દેખીતી રીતે જ ક્લબમાં સ્થાન રહેશે નહિ. જેઓ પોતાનો ભાર ખેંચી શકતા નથી, તેઓ પારકાનો ખેંચવામાં શી રીતે મદદ કરવાના હતા!

આંતરરાષ્ટ્રીય સંબંધોની સમસ્યાઓનો ઉકેલ મીજબાનીઓ દ્વારા લાવવાના શુભ હેતુવાળી આ 'ડૉનક્વિકઝોટ ક્લબ'ના બંધારણના ખરડા પ્રમાણે ક્લબના કુલ પિસ્તાળીસ સભ્યોમાંથી દર વર્ષે નીચે પ્રમાણે હોદ્દેદારોની ચૂંટણી થશેઃ

એક વાઇસરૉય, બે ગવર્નર્સ, ત્રણ કમિશ્નર્સ, ચાર રીંગમાસ્ટર્સ, પાંચ ટેક્સટિક્સ્ટર્સ, દસ ઇયરટિક્સ્ટર્સ અને વીસ વાઇસવાઇસરૉયઝ. દેખીતી રીતે જ વાઇસ વાઇસરૉયથી ઉતરતી કક્ષાનો એક પણ સભ્ય આ ક્વિક્ઝોટ ક્લબમાં નહિ રહે. તેથી ક્લબનાં લોકશાહીપણાનો ખ્યાલ પણ આપણને આવી શકે છે! ક્લબના સભ્યપદ માટે ઉમેદવારી કોણ કરી શકે તેની લાયકાત અંગેના ત્રીસ નિયમોમાં મુખ્ય આઠ નીચે પ્રમાણે છે:—

(૧) અન્યના ભારનું વહન કરવાનું હોવાથી દેખીતી રીતે જ માસિક રૂપિયા એક હજારથી ઓછી આવક વાળાને ડૉનક્વિક્ઝોટ ક્લબનું ઉમેદવારી ફોર્મ મળી શકશે નહિ.

(૨) ભાષણભર્યા ભોજનસમારંભના અઠવાડિક આઠ રૂપિયા લેખે એક વર્ષની ફીના રૂપિયા ચારસોને સોળ ઉમેદવારી ફોર્મની સાથે જ લેવામાં આવશે.

(૩) ક્લબને આશ્રયે ભરાતાં પ્રત્યેક પ્રદર્શનો કે નાટક તેમજ સંગીતના જલસાઓની ઓછામાં ઓછી રૂપિયા એકસોની ટિકિટો વેચવાની જવાબદારી પ્રત્યેક ડૉન ભ્રાટને શીરે રહેશે.

(૪) પ્રત્યેક સભ્યે ઓછામાં ઓછી (મૉડલ ૧૯૫૮ થી જૂની નહિ તેવી) એક મોટરના માલિક હોવું આવશ્યક છે. હાલ તુરત મોટર પોતાના પિતા કે પત્નીને નામે હશે, તો બાધક ગણાશે નહિ.

(૫) એજ રીતે પ્રત્યેક 'ડૉનક્વિક્ઝોટ'ને ત્યાં ટેલિફોન હોવો પણ આવશ્યક ગણાશે. ફોન નહિ હોય તો મેળવી આપવામાં અન્ય ક્વિક્ઝોટભાઈઓ યોગ્ય સહકાર આપશે.

(૬) ક્લબ તરફથી દર ૭ મહિને સાઠ પાનાનું એક સુવેનિર પ્રસિદ્ધ કરવામાં આવશે. તેમાં ત્રણ પાનાં ક્લબની પ્રવૃત્તિઓની માહિતી માટે તેમજ સત્તાવન પાનાં જાહેરખબર માટે અલાયદાં રાખવામાં આવશે.

પ્રત્યેક સભ્યને શીરે ઓછામાં ઓછું એક પાનું જાહેરખબર મેળવી આપવાની નૈતિક જવાબદારી રહેશે.

(૭) દેખીતી રીતેજ પાશ્ચિમાત્ય ઢબે ચાલતી આપણી આ કલબનો બધો જ વહેવાર ૧૯૬૫ ની સાલ લગી માત્ર અંગ્રેજી ભાષામાંજ ચલાવવામાં આવશે. અત્રે એ યાદ કરવું અસ્થાને નથી કે ભારતના બંધારણ મુજબ પણ રાજ્યોની સત્તાવાર ભાષા ૧૯૬૫ લગી તો અંગ્રેજી છે જ. ૧૯૬૫ પહેલાં કે પછી ભાષા અંગેના કોઇ ઝઘડાને કલબમાં સ્થાન આપવામાં આવશે નહિ.

(૮) હાલ તુરત કલબના વાઇસ–વાઇસરોયો પોતાને ' ડોન ' તરીકે ઓળખાવી શકશે. જેમકે ડોન શકરચંદ, ડોન છગનભાઈ વગેરે. જ્યારે એ સિવાયના દરેક સભ્યો પોતાને ' ક્વિકઝોટ ' તરીકે ઓળખાવશે, જેમકે ક્વિકઝોટ લાસ્માલભાઇ, ક્વિકઝોટ નસ્મગીનલાલ વગેરે.

કલબના જનકલ્યાણકારી ઉચ્ચ આદર્શોને અમલમાં મૂકવાના હેતુથી હાલ તુરત ડોનક્વિકઝોટ કલબ તરફથી નીચેનાં કાર્યો હાથ ઉપર લેવાનું નક્કી કરવામાં આવ્યું છે:

(૧) ચોમાસાના છેવટના ભાગમાં જૂની છત્રીઓ એકઠી કરી ગરીબોને વહેંચવી. કાગડા છત્રીઓ પણ ઉઘરાવવી.

(૨) શિયાળાની ઋતુ માટે જૂનાં ગરમ મોજાં એકઠાં કરી ગરીબ કોલેજીઅનોમાં વહેંચવાં.

(૩) જેઓને પૂરતું ખાવાનું ના મળે, તેઓને માટે પેટે પાટા તરીકે બાંધવા ઉપયોગી થાય એ દૃષ્ટિએ સભ્યોના જૂના થયેલા કમરના ચામડાના પટાઓ એકઠા કરી ગરીબોને વહેંચવા.

(૪) આગામી ઉનાળા માટે એપ્રીલ મહિનાથી જૂના બૂટ. ચંપલો એકઠા કરી ગરીબોને વહેંચવા.

(૫) દર રવિવારે ગામડાંઓમાં પિકનિક પર જઇએ, ત્યારે દરેક

જણે પોતાની મોટરમાં મ્યુ. ના પેસ્ચુરાઇઝડ દૂધની અડધા શેરની એકવીસ શીશીઓ લાવવી. આ દૂધ ગામડાંના ગરીબ વિદ્યાર્થીઓને પાવામાં આવશે. ગામડિયાઓ સાથે ભળવા માટે એકેક બાટલી દરેક સભ્યે ત્યાંજ પીવી પડશે. તે વેળા આપણા ફોટા લઇ છાપાવાળાને પહોંચાડવાની વ્યવસ્થા 'રીંગમાસ્ટર્સ કરશે.'

(૬) શાળા, કૉલેજ તેમજ યુનિવર્સિટીના સંચાલકોને મળીને જૂના જવાબપત્રો—એન્સરબૂક્સ મેળવી તેમાંથી કોરાં રહેલાં પાનાં ફાડી તેને નવેસરથી બંધાવી ગરીબ વિદ્યાર્થીઓમાં વહેંચવા.

(નોંધ : કેટલીકવાર આવી વસ્તુઓ એકઠી કરવામાં તેની કિંમત કરતાં ઉઘરાવવાનો ખર્ચ ઘણો વધી જાય છે, કારણ કે પેટ્રોલના ભાવ ખૂબ વધી ગયા છે, પરંતુ ધ્યેય સાધનાવેળા ખર્ચનો વિચાર સભ્યો નહિજ કરે એવી અપેક્ષા રાખી છે. બીજું આ ક્લબનો મુદ્રાલેખ 'સત્ય અને અહિંસા' રહેશે, જો કે અહિંસા પર વિશેષ ભાર મૂકવામાં આવશે.)

અમને જણાવવામાં આવ્યું છે કે આ કિવક્ઝોટ એલિયાસ ડૉનક્લબ માત્ર પુરુષો માટે મર્યાદિત રાખી નથી. ક્લબ શબ્દ સ્ત્રીજાતિનો હોવા ઉપરાંત ભારતના બંધારણને માન આપીને આ ક્લબ પૂરતા તો સ્ત્રી પુરુષના ભેદ ભૂંસી નાખવામાં આવશે. જેથી આ ક્લબ મારફત સેવાની સરખી તક સર્વ સ્ત્રીસભ્યોને પણ મળશે. હાલ આ ક્લબમાં પુરુષોની સંખ્યા જેટલીજ સ્ત્રીઓને સભ્યપદ આપવામાં આવશે. પહેલા છ માસ પૂરતી શરત માત્ર એટલીજ છે કે સભ્ય થનાર બહેન માટે કોઈ પણ ડૉનકિવક્ઝોટની પત્ની હોવું આવશ્યક ગણાશે. સ્ત્રીઓ હંમેશા ચાવીના ઝૂમખાં રાખવાની શોખીન હોઈ આપણી આ 'ડૉન' ક્લબની આ ઇનર સર્કલની બહેનોને (કે. ઈ. વાય) 'કી સર્કલ' તરીકે ઓળખવામાં આવશે. એ રીતે પ્રત્યેક સ્ત્રી સભ્ય, કીલતિકા, કીમાનીનિ, કીલલના,

કીકીકી જેવા હુલામણા નામે ઓળખાશે. પ્રત્યેક સ્ત્રી સભ્યે એક ચાવીનું ઝૂમખું લટકાવવું આવશ્યક ગણાશે.

આ 'કીસર્કલ' ના પહેલા સેવાકાર્ય તરીકે સિનેમાના ઝનાના શો વેળા એટલે કે સ્ત્રીઓના ખાસ ખેલમાં જતી બહેનોનાં બાળકોને સાચવવાનું કામ રહેશે. દેખીતી રીતે બાળકોની માતાઓ નિરાંતે ફિલ્મ જોઈ શકતી નથી. એટલું જ નહિ પણ માતાઓ નથી હોતી તેવી બહેનો પણ અન્યનાં બાળકોના કલકલાટમાં ફિલ્મ જોવાની મઝા માણી શકતી નથી.

'કી સર્કલ' ની બહેનો ઝનાના શોમાં દૂધ, ઘોડિયાં વગેરેની સગવડો પૂરી પાડી નોકર વગરની માતાઓના આશીર્વાદ પામશે.

ઉપરાંત કેટલીક શેઠાણીઓ પેલી બિચારી પ્યાલાબરણીવાળીઓને ફાટેલાં કપડાં આપી બદલામાં મોટા સ્ટીલનાં વાસણો મેળવી છેતરે છે. 'બહેનો' આ ગરીબ પ્યાલાબરણીવાળીઓને ફાટલાં સાથે થોડી જૂની નાઇલોનની સાડીઓ અપાવી સોદો ન્યાયપુરઃસર પતાવવામાં મદદ કરશે.

આમ સૌને જાણીને હર્ષ થશે કે આ સંચાલકોના આગ્રહને માન આપીને ડૉનક્વિકઝોટ કલબનું પ્રથમ વાયસરોય પદ સ્વીકારવા માટે આદર્શ આચારોને વિચારમાં મૂકનાર શ્રી ફિલસૂફે પોતાની અનુમતિ આપી છે. કલબનું વાયસરોયપદ સ્વીકારવા અંગે કલબના માનદ્ મંત્રી તેમજ ફિલસૂફ વચ્ચેનો પત્રવહેવાર જનતાજનાર્દનના લાભાર્થે અત્રે રજૂ કરવામાં આવે છે.

તા. ૩-૭-૫૮ ડૉનક્વિકઝોટ કલબના માનદ્મંત્રીશ્રી.

આપની સેવાભાવી કલબના પ્રથમ વાયસરોયપદનો સ્વીકાર કરતાં મને દેખીતી રીતે જ ઘણો હર્ષ થાય છે. મારે પણ એવી જ સંસ્થામાં કામ કરવું હતું કે જ્યાં શરીરને નહિ પણ આત્માને કષ્ટ આપવામાં

આવે. મારી નીચે પ્રમાણેની નમ્ર શરતો આપની એડહોક સમિતિ સ્વીકારી શકે. તો આ કાંટાળો મુગટ ધારણ કરવા હું ખુશી છું.

કલબના આદર્શ તરીકે જો આપે જનતાના દુઃખનો ભાર ખેંચવાનો ઉદ્દેશ રાખ્યો છે, તો કલબના પ્રતીક તરીકે આપ પેલા નમ્રપ્રાણી ગર્દભને જ પ્રથમ પસંદગી આપો. આપણી નીતિ અહિંસાની હોવાથી વાઘ, સિંહ, દીપડો, જેવા હિંસક પ્રાણીની પ્રતીક તરીકેની પસંદગી આપની કલબ માટે અનુરૂપ ના ગણાય. પ્રજાપતિનું આ વાહન બિચારું નથી કોઈની હિંસા કરતું, નથી પ્રાણીજન્ય નોનવેજીટેરીયન ખોરાક લેતું. આપણે કદાચ બોલતે મોઢે ભાર વહન કરવા માંગીએ છીએ, એ બિચારું મૂંગે મોઢે ભાર ખેંચે છે.

ગર્દભનું પ્રતીક આપણી કલબ માટે બીજી રીતે પણ ખૂબ અનુરૂપ છે. આપના સભ્યો 'ડૉન' શકરાભાઈ 'ડૉન' પૂંજાભાઈ કહેવાશે. જ્યારે સ્ત્રી સભ્યો 'કી' શાણીબેન કે 'કી' શકરીબેન કહેવાશે: તો પછી આપણી સંસ્થાનું નામ 'ડૉન' અને 'કી' શબ્દોને જોડી દઈ 'ડૉન્કી કલબ' જ શા માટે ના રાખવું?

પુરુષ તેમજ સ્ત્રી સભ્યો બન્નેનો આ નવા નામમાં સમાવેશ થઈ જાય છે ને!

'ડૉન્કી' કલબ નામ રાખવાની તરફેણનો ત્રીજો મુદ્દો એ છે કે ખુદ અમેરિકાના પ્રમુખ આઈઝન હોવરના રિપબ્લિકન પક્ષનું પ્રતીક પણ ગર્દભ છે. આમ ગધેડું એ ખરેખર ગૌરવવંતુ પ્રાણી છે અને આ પ્રતીક અને નામ કલબને આપવાથી આપણા તેમજ અમેરિકાના સંબંધોમાં શુભેચ્છાની માત્રા ઓર વધી જશે ને થોડા અબજ ડૉલર વધુ લોન મળશે.

વળી આ ડૉન્કી કલબના પ્રથમ વાઈસરાયપદે આવનાર પોતે જ આ નામ પસંદ કરે છે, તો મારી આટલી શરત આપની સમિતિને સ્વીકારવી મુશ્કેલ નહિ પડે એવી અપેક્ષા છે. આપણે જો ગરીબોના

જ ભારતું વહન કરવું છે, તો આ ગરીબ પ્રાણીને માન આપીએ. આપણે આ તક ચૂકીશું તો કોઈ અન્ય કલબ એ નામ અને પ્રતીક ઉઠાવી જશે. પ્રત્યુતરની અપેક્ષા રાખતો.

ડૉન્કીફિલસૂફ.

## મંત્રી તરફથી પત્રનો જવાબ

તા ૪–૭–૫૮

ભાઈશ્રી ફિલસૂફ,

આપના ૩ જીના પત્ર માટે અમારી સમિતિ તરફથી આપનો આભાર માનું છું. મને જણાવતા હર્ષ થાય છે કે અમારી એડહોક સમિતિએ કલબના નામ તેમજ પ્રતીક તરીકે આપના અમૂલ્ય સૂચનોનો સ્વીકાર કર્યો છે, આ સાથે આપને જોવા ખાતર એક સુંદર લંબકર્ણ ગર્દભનું પ્રતીક, આજુબાજુ ગોળાકાર કલબના નામ સાથે જાણીતા ચિત્રકાર રાયજી પાસે તૈયાર કરાવી મોકલ્યું છે. બ્લોક સાંજે તૈયાર થયે જોવા મોકલીશું.

આપણી કલબના પ્રથમ વાઈસરોય ડૉન્કી ફિલસૂફને મારાં હાર્દિક અભિનંદન.

લિ. ડૉન્કી શકરાલાલ.

તા. ક.

આ પત્ર મોકલતી વેળા અમારી સમિતિની બેઠકમાં હમણાં જ પસાર થયેલા ઠરાવ પ્રમાણે જણાવતા અત્યંત હર્ષ થાય છે કે કલબને આવું નામ શોધી આપવા માટેનું રૂપિયા એક હજારનું ઈનામ અમે આપને જ આપવા નક્કી કર્યું છે. બાકી અમે તો અમુક કલબોના નામના પ્રથમ અક્ષરો લઈને ‘રોમેજુલા’ એવું સાવ અર્થહીન નામ નક્કી કર્યું હતું.

લિ. ડૉન્કી શકરાલાલ

પ્રિય ડૉન્ક્વી શકરાલાલ,

ઇનામ માટે આભાર. મને મળેલ રૂા. એક હજારની આ રકમ મારે કલબની ઉન્નતિ માટે જ ખર્ચવી છે, તો તે મુજબ એમાંથી એક સેંકડો રૂપિયા સભ્યોના ડ્રાઇવરોના બાળકોને દૂધ પાવામાં ખર્ચજો, જ્યારે માત્ર નવ સેંકડો સભ્યો માટેના એક ભોજન સમારંભ ગોઠવવામાં વાપરશોજી. ચેક પરત કરું છું.

તા. ૫–૭–૫૮

લિ. ડૉન્ક્વી ક્લિમ્કુ.

# ૧૫ : તંદુરસ્તીનું રહસ્ય

અમારા અમદાવાદમાં હાલ કરફ્યુ અને વરસાદ વચ્ચે ભારે હરીફાઈ ચાલે છે. બાવીસ મિનિટના કરફ્યુની જરૂર હોય, ત્યાં બાવીસ કલાકનો કરફ્યુ લગાવવામાં આવે છે, તેમ ૭ દોકડા વરસાદની જરૂર હોય, ત્યાં મેઘરાજા ૭ ૭ ઈંચ ફેંકે છે! સૌને લાગે છે કે હાલ વરસાદ જેટલી જ કરફ્યુની જરૂર છે. જેઓ અગાઉથી ખબર આપી સત્યાગ્રહ કરવા આવે છે તેઓ પર જ માત્ર 'કરફ્યુ' નાંખવો કે જેથી ઘર બહાર નીકળે તો સત્યાગ્રહી અને પોલીસ બન્નેનો અર્થ સરે. અમુક શાળાઓના વિદ્યાર્થીઓને શાળાની બસ ઘેર ઘેર ફરીને લઈ આવે છે, તેમ પોલીસની બસ પણ અગાઉથી નોટીસ આપનારાઓનાં ઘેર ઘેર ફરી કેદીઓ ઉઘરાવી લે તો? અમને કાયદાનો અભ્યાસ નથી, પરંતુ તડકામાં બાદશાહના પગ બળવા માંડ્યા એટલે હુકમ છોડ્યો કે 'આખા શહેરની સડકો પર ચામડું જડાવી દો.' અને વઝીરે ખર્ચનો અંદાજ રજૂ કરીને બાદશાહને જોડાં પહેરવાં સમજાવી દીધું. એ વાત આજે યાદ આવે છે. આખા યે વિસ્તાર પર કરફ્યુ નાંખવો તેના કરતાં થોડા સત્યાગ્રહીઓ પર જ નાંખે તો? આખા વિસ્તારને ચામડું જડવા કરતાં થોડાને જોડાં પહેરી લેવાથી ના ચાલે? જો કે હવે ખંભાતમાં તેલ નીકળ્યું એટલે સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ ગુજરાતથી છુટા નહિ પડવાનો ઠરાવ કરશે, એટલે નવો જ રંગ આવશે.

અમને કેવી કુટેવ પડી છે! વિષયાન્તર ગયા વગર જાણે મૂળ વાત પર અવાય જ નહિ! કહેવું હતું એ કે ઝગમગતા તડકામાં અમે આ ફૂટપાથ પરથી રસ્તો ઓળંગી 'સામી ફૂટપાથ પર જતા હતા, ત્યાં એકાએક કોઈએ ઉપરથી ડોલ ભરીને પાણી ઢોળ્યું હોય તેવુ વરસાદનું સખ્ત ઝાપટું પડ્યું. પલળવાનું કંઈ બાકી ન હતું, છતાં એક મિત્રે અમને તેમની છત્રીમાં લીધા અને પૂછ્યું:

'તબિયત કેમ રહે છે ફિલસૂફભાઈ?'

અમે કહ્યું: 'ઠીક ઠીક'

મિત્ર કહે: 'તમે શું કરો! આ જુઓને સીઝન કેવી છે? તડકો તો ચાલુ છે, છતાં મેઘરાજાએ નવડાવી દીધા. વળી આજે ઘી, માખણ, દૂધ, અનાજ, કશુંએ ચોકખું મળે છે? બધુંએ સિન્થેટિક–બનાવટી એટલે તમારી તબિયત ક્યાંથી સારી રહે?'

આમ અમારો નહિ, પણ ઋતુ અને સંજોગોનો વાંક કાઢી મિત્ર તો છુટા પડ્યા, પણ અમારે સત્ય કહેવું પડશે. હકીકત એ છે કે અમારી તબિયત ઘણી સરસ છે, પરંતુ 'સત્ય' અને 'નજર' બન્નેને આદવેર હોવાથી મિત્રોને અમારે ખોટો જવાબ આપવો પડે છે. અસલ અમારા એક બુઝર્ગ કાકીને કોઈ પૂછતું કે 'બેન તમારે કેટલાં છોકરાં છે?' તો કહે: 'છે' અને પછી વાત ઉડાવે. છતાં કોઈ દબાણ કરે, તો બહુ બહુ તો એટલું બોલે કે: 'છે દેવનાં દીધેલાં બેચાર.'

અમે તેમને પૂછેલું કે તમારે પાંચ છોકરા અને ચાર છોકરીઓ છે, છતાં કેમ 'બેચાર' કહો છો, તો તેમણે સમજાવ્યું કે, 'નજર લાગે.' અને એ જમાનો એવો હતો કે જ્યારે કુટુંબ નિયોજનનો અર્થ 'ભર્યુંભાદર્યું ઘર' એ થતો હતો. જેમ કુટુંબની સંખ્યા વધારે એમ સમાજમાં સ્થાન ઊંચું અને સંખ્યા બળ એ જ ન્યાતજાતમાં ઊભા રહેવાની મહાન શક્તિ ગણાતી, કારણ કે ક્યારે કોઈને કદી રોટલા ઓટલાની ચિન્તા જ ન હતી.

# ૧૫ : તંદુરસ્તીનું રહસ્ય

અમારા અમદાવાદમાં હાલ કરફ્યુ અને વરસાદ વચ્ચે ભારે હરીફાઈ ચાલે છે. બાવીસ મિનિટના કરફ્યુની જરૂર હોય, ત્યાં બાવીસ કલાકનો કરફ્યુ લગાવવામાં આવે છે, તેમ છ દોકડા વરસાદની જરૂર હોય, ત્યાં મેઘરાજા છ છ ઇંચ ફેંકે છે! સૌને લાગે છે કે હાલ વરસાદ જેટલી જ કરફ્યુની જરૂર છે. જેઓ અગાઉથી ખબર આપી સત્યાગ્રહ કરવા આવે છે તેઓ પર જ માત્ર 'કરફ્યુ' નાંખવો કે જેથી ઘર બહાર નીકળે તો સત્યાગ્રહી અને પોલીસ બન્નેનો અર્થ સરે. અમુક શાળાઓના વિદ્યાર્થીઓને શાળાની બસ ઘેર ઘેર ફરીને લઈ આવે છે, તેમ પોલીસની બસ પણ અગાઉથી નોટીસ આપનારાઓનાં ઘેર ઘેર ફરી કેદીઓ ઉઘરાવી લે તો? અમને કાયદાનો અભ્યાસ નથી, પરંતુ તડકામાં બાદશાહના પગ બળવા માંડ્યા એટલે હુકમ છોડ્યો કે 'આખા શહેરની સડકો પર ચામડું જડાવી દો.' અને વઝીરે ખર્ચનો અંદાજ રજૂ કરીને બાદશાહને જોડાં પહેરવાં સમજાવી દીધું. એ વાત આજે યાદ આવે છે. આખા યે વિસ્તાર પર કરફ્યુ નાંખવો તેના કરતાં થોડા સત્યાગ્રહીઓ પર જ નાંખે તો? આખા વિસ્તારને ચામડું જડવા કરતાં થોડાને જોડાં પહેરી લેવાથી ના ચાલે? જો કે હવે ખંભાતમાં તેલ નીકળ્યું એટલે સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ ગુજરાતથી છુટા નહિ પડવાનો ઠરાવ કરશે, એટલે નવો જ રંગ આવશે.

અમને કેવી કુટેવ પડી છે! વિષયાન્તર ગયા વગર જાણે મૂળ વાત પર અવાય જ નહિ! કહેવું હતું એ કે ઝગમગતા તડકામાં અમે આ ફૂટપાથ પરથી રસ્તો ઓળંગી સામી ફૂટપાથ પર જતા હતા, ત્યાં એકાએક કોઈએ ઉપરથી ડોલ ભરીને પાણી ઢોળ્યું હોય તેવું વરસાદનું સખ્ત ઝાપટું પડ્યું. પલળવાનું કંઈ બાકી ન હતું, છતાં એક મિત્રે અમને તેમની છત્રીમાં લીધા અને પૂછ્યું:

'તબિયત કેમ રહે છે ફિલસૂફભાઈ?'

અમે કહ્યું: 'ઠીક ઠીક'

મિત્ર કહે: 'તમે શું કરો! આ જુઓને સીઝન કેવી છે? તડકો તો ચાલુ છે, છતાં મેઘરાજાએ નવડાવી દીધા. વળી આજે ઘી, માખણ, દુધ, અનાજ, કશુંએ ચોકખું મળે છે? બધુંએ સિન્થેટિક—બનાવટી એટલે તમારી તબિયત ક્યાંથી સારી રહે?'

આમ અમારો નહિ, પણ ઋતુ અને સંજોગોનો વાંક કાઢી મિત્ર તો છુટા પડ્યા, પણ અમારે સત્ય કહેવું પડશે. હકીકત એ છે કે અમારી તબિયત ઘણી સરસ છે, પરંતુ 'સત્ય' અને 'નજર' બન્નેને આદવેર હોવાથી મિત્રોને અમારે ખોટો જવાબ આપવો પડે છે. અસલ અમારા એક બુઝર્ગ કાકીને કોઈ પૂછતું કે 'બેન તમારે કેટલાં છોકરાં છે?' તો કહે: 'છે' અને પછી વાત ઉડાવે. છતાં કોઈ દબાણ કરે, તો બહુ બહુ તો એટલું બોલે કે: 'છે દેવનાં દીધેલાં બેચાર.'

અમે તેમને પૂછેલું કે તમારે પાંચ છોકરા અને ચાર છોકરીઓ છે, છતાં કેમ 'બેચાર' કહો છો, તો તેમણે સમજાવ્યું કે, 'નજર લાગે.' અને એ જમાનો એવો હતો કે જ્યારે કુટુંબ નિયોજનનો અર્થ 'ભર્યુંભાદર્યું ઘર' એ થતો હતો. જેમ કુટુંબની સંખ્યા વધારે એમ સમાજમાં સ્થાન ઊંચું અને સંખ્યા બળ એ જ ન્યાતજાતમાં ઊભા રહેવાની મહાન શક્તિ ગણાતી, કારણ કે ક્યારે કોઇને કદી રોટલા ઓટલાની ચિન્તા જ ન હતી.

હજી આજ પણ કોઈ આધુનિક યુવાન માતાને પૂછશો કે 'તારો બાબો કેમ છે?' તો ગમે તેવી સારી તબિયત હશે છતાં 'ઠીક છે' જ કહેશે. એ રીતે અમારી તબિતયને પણ 'નજર' ના લાગે એ બીકે અમે પણ 'ઠીક છે' એમ કહીએ છીએ.

અને તબિયત સારી રહે છે એનું કારણ એ લાગે છે કે અમારા જીવનમાં નિયમિતપણું ઘણું છે! અમે નિયમિય રાતે બારે સૂઈ નિયમિત સવારે આઠે ઊઠીએ છીએ. નિયમિત રોજ આઠથી દસ (બંગાળી) કપ ચા પીએ છીએ. સરેરાશ મહિનામાં એક રાત એન્જીન ડ્રાઈવરની માફક નિયમિત પણે જાગૃત દશામાં ગાળીએ છીએ. કોઈ રાતે બારથી વહેલી ઊંઘ આવશે એવી બીક લાગે, ત્યારે નિયમિત પણે નવથી બારની કોઈ અંગ્રેજી ફિલ્મ જોઈ નાંખીએ છીએ. ઉપરાંત દરેક નાટક મેળાવડાની ઋતુમાં રંજન સમારંભો નિયમિત પણે જોઈએ છીએ. નિયમિતપણે મોટા અવાજે રોજ કલાકેક હસીએ છીએ.

એ દિવસ પર અમે અમારા એક ડોકટર મિત્ર પાસે અમારા આ ક્ષણભંગુર દેહની ચકાસણી કરાવી, ત્યારે તેમણે અમને પૂછ્યું કે: 'આવી સરસ તંદુરસ્તી ટકાવી રહ્યા છો તેનું કારણ શું?' જવાબમાં ઉપર પ્રમાણેના અમારા નિયમિતપણાના સદ્‌ગુણો ગણાવ્યા, પણ તેઓ અમારા આ મંતવ્યો સાથે સહમત થયા નહિ અને કહે: 'આ ટેવો તમારી તંદુરસ્તીમાં ફાળો આપી શકે નહિ. જરૂર કોઈ ખાસ રહસ્ય છે, જેણે તમારી આ તંદુરસ્તી ટકાવી રાખી છે. એ રહસ્યની શોધખોળ કરો અને જડે એટલે મને જણાવજો.'

ડોકટર સાહેબના શબ્દો પર વિશ્વાસ રાખી અમે અમારી તંદુરસ્તીના કહેવાતા રહસ્ય અંગે સંશોધન આદરવાનું શરૂ કર્યું. વીસ વર્ષ પહેલાં અમને એક લીમડાના ઝાડ નીચે બેઠા બેઠા જ્ઞાન થયેલું કે આ લીમડો પણ કયાં કસરત કરે છે? કોઈ ઝાડને પોતાના વિકાસ માટે કસરતની

જરૂર પડી નથી, સિવાય કે સખત વાવાઝોડામાં રહેજ ઝોલાં ખાય છે. તો અમારે પણ કસરતની શી જરૂર? ઝાડતો ચાલતું યે નથી. જ્યારે આપણે એટલી કસરત તો કરીએ છીએ, અને ત્યારથી કસરતે મૂકી દીધેલી. આમ કસરત પણ તંદુરસ્તીમાં મદદરૂપ તત્ત્વ તરીકે નથી. ત્યારે હશે શું?

અમને જણાવતા હર્ષ થાય છે કે આજે અમારી તંદુરસ્તીનું રહસ્ય અમને જડી ગયું છે. થોડા વખત પહેલાં આજ કટારોમાં અમે જણાવેલું કે દક્ષિણની અન્નમલાઇ યુનિવર્સિટીના વનસ્પતિ શાસ્ત્રના વડા ડૉ. સીંધે ફૂલઝાડ પર વાયોલીનના સંગીતની મદદ વડે નોંધપાત્ર પ્રગતિ સાધી છે. સંગીતના આંદોલનથી ફૂલો તેમજ અનાજનો પાક ઘણો વહેલો તથા ત્રેવડથી બે ગણો ઊતરે છે. અને એથીયે આગળ વધીને ડૉ. સીંધે હમણાં જ જાહેર કર્યું કે નૃત્યથી પણ છોડવાં વિકાસ પામે છે. આ સંશોધન મંડળની એક સભ્ય કુમારી સ્ટેલાએ મહિના લગી રોજ સવારે પંદર મિનિટ 'મેરી ગોલ્ડ'ના છોડ આગળ 'ભરત નાટ્યમ્' નૃત્ય કરવાથી તે છોડ સાઠ ટકા વધુ ઊંચો અને પખવાડિયું વહેલો ખીલ્યો હતો. એથી અમને પણ અમારી તંદુરસ્તીનું રહસ્ય લાધી ગયું કે આ બન્ને કળાઓ તરફના અમારા પક્ષપાતનું ફળ અમે ભોગવી રહ્યા છીએ. સંગીત અને નૃત્યની અસર વનસ્પતિને થાય તો મનુષ્યને તો ઘણી થાય ને!

અમે અમારી શારીરિક પ્રગતિનો ઇતિહાસ તપાસ્યો તો જણાયું કે અમારા આખા ઉછેરમાં સંગીતનો ફાળો સવિશેષ છે. બાળપણથી જ ઘોડિયામાં અમે, બા હાલરડું ગાય નહિ, ત્યાં લગી, કદી ઊંઘતા નહિ. અમારા દોઢ વર્ષના કાકા ભાંખોડિયાં ભરતા હતા, ત્યારે અમે અગિયારમે મહિને તો ચાલતા શીખી ગયા હતા, તે આ હાલરડાંના સંગીતના પ્રતાપે સ્તો! અમે એક પણ વરઘોડો જોવાનું ચૂકતા નહિ!

પણ ત્યારે ખ્યાલ નહિ કે તેના એન્ડના સરોદો અમારા શારીરિક વિકાસમાં આવો વિશિષ્ટ ફાળો આપી રહ્યા છે! અન્ય બાળકો નવરાત્રીમાં વહેલાં ઊંઘી જતાં, જ્યારે અમારા સંગીતના શોખ અમારા પર પોળના ગરબાના સંગીત તેમજ નૃત્યતત્ત્વની સતત્ અસર થવા દેતા. પરિણામે અમારી ઊંચાઈ બારથી સત્તર વર્ષના ગાળામાં પેલા અન્નામલાઈ મેરીગોલ્ડના છોડની જેમ અન્ય મિત્રો કરતાં સાઠ ટકા ઓર વધી ગઈ હતી! ત્યાર બાદ કૉલેજ દરમિયાન પણ અમે સંગીત અને નૃત્યના જલસા તરફ હંમેશ આકર્ષાયેલા જ રહેતા હતા અને હજી પણ અમે સંગીત–નૃત્ય સમારંભોમાં નિયમિતપણે હાજરી આપીએ છીએ. વળી અમારા ફિલ્મના શોખે પણ પ્રગતિ ચાલુ રાખી છે. સદ્‌ભાગ્યે દેશી ફિલ્મ જોવાના પ્રસંગોએ કદાચ વાર્તાથી કંટાળો આવ્યો હશે અને આઠ આઠ ગીતો છતાં કોઈવાર એકે પસંદ નહિ પડયું હોય, તોયે એ સંગીતની શરીર પરની છૂપી અસરે પોતાનું કર્તવ્ય બજાવ્યું જ છે! અમને હજી હમણાં જે સમજાયું કે નૃત્ય અને સંગીતના જલસા જોવાથી અમે અમારી તંદુરસ્તી અંગે પરોક્ષ રીતે કેવો અનોખો ફાળો આપી રહ્યા હતા! અમને હવે ખ્યાલ આવે છે કે એકવાર અમને તાવ આવે તેવું લાગતું હતું, ત્યારે એક મિત્ર અમને 'ઝનક ઝનક પાયલ બાજે' ફિલમ જોવા ઘસડી ગયેલા. આજે ખબર પડી કે 'ઝનક ઝનક'ના સંગીત અને નૃત્યોએ અમારા ભાવિ તાવને ભગાડેલો.

નૃત્ય સંગીત જો ફૂલઝાડને અસર કરે, તો મનુષ્યને તો શું ના કરે? હવે અમારા પોતાના પર આમ અજાણપણે થયેલા પ્રયોગોથી પૂરવાર થયું કે સંગીત અને નૃત્ય એજ અમારી તંદુરસ્તીનું રહસ્ય છે. સરકારે પણ સમજપૂર્વક સંગીત અને નૃત્યના જલસાઓને કર મુક્તિ આપી છે ને! શરીર સ્વાસ્થ્ય માટે સંગીત અને નૃત્ય જેવું કોઈ અદ્‌ભુત ઓસડ નથી. દક્ષિણમાં તો હવે અન્નામલાઈ યુનિ. ના પ્રો. ડૉ. સીંધે તરફથી હોસ્પીટલના દરદીઓ આગળ પણ સંગીત અને નૃત્યના પ્રયોગો યોજવામાં આવશે. ડૉકટરોએ જેઓને નબળા જાહેર કર્યા છે, તેવા

કોલેજીઅનોએ વિકાસની પ્રગતિ સાધવી હોય, તો તેઓએ દેશી ફિલ્મો જેવીકે 'કલ્પના' 'કઠપૂતળી' 'રાગિની,' 'ઝનક ઝનક' વગેરેની પસંદગી કરવી તથા અંગ્રેજી ફિલ્મના શોખીનોએ 'સેવન બ્રાઈડઝ ફોર સેવન બ્રધર્સ' 'કીસ મી કેઈટ' 'કોલ મી માદામ' 'રેડ શુઝ' 'બ્રિગાડુન', જેવી ડાન્સમ્યુઝિકલ ફિલ્મો વિશેષ પ્રમાણમાં જોવી. ઉપરાંત ગરબા રાસનો કોઈ કાર્યક્રમ ચૂકવો જોઈએ નહિ.

બાકી આજે કોલેજના છોકરાછોકરીઓની ઊંચાઈમાં જે સરેરાશ વૃદ્ધિ થઈ છે. તેમાં દેખીતી રીતે જ સવિશેષ ફાળો બુધવારની "બિનાકા ગીતમાળા"નો છે. શાસ્ત્રીય સંગીતના જલસાવાળા કેટલીક વાર સળંગ ચાર પાંચ દિવસના ઉજાગરા થઈ જાય છે, છતાં કેમ કોઈને કશી અવકળા થતી નથી ? એનું રહસ્ય હવે બહાર આવે છે કે શાસ્ત્રીય સંગીત તમને ભલે ના ગમે, ભલે તમે કંટાળી હોલની બહાર લોનમાં બેસી મગફળી ફાકો, પણ એ સંગીતની તમારા શરીર પરની આડકતરી અસર જ તમને આટલા સળંગ ઉજાગરા કરવાની તાકાત બક્ષે છે, તેની તો તમને આજે ખબર પડે છે ને !

પરમ દિવસે બપોરે અમને જરા શરીર દુખવાનો વહેમ હતો. ત્યાંતો ત્રણે પાડોશીઓના રેડિયો પરથી એક સાથે પાકીસ્તાની રેકર્ડોનું સંગીત એવું તો જોરથી ગાજવા માંડ્યું કે એની જાદુઈ અસરે પા કલાકમાં અમે સંપૂર્ણ સાજા બની ગયેલા. અમારી તંદુરસ્તીનું સાચું રહસ્ય જાતે જ શોધી કઢાવાથી અમને કેટલો બધો હર્ષ થતો હશે !

# ૧૬ : પથારીમાં પંચોતેર દિવસ (૧)

[ નોંધ : તા. ૧૨–૧૦–૫૮ ને રોજ મને થયેલ હૃદય રોગના હુમલાનાં સ્મરણો આ ત્રણ લેખો દ્વારા રજૂ થાય છે. ]

તો ચાલો ત્યારે, ડૉક્ટરની સલાહ મુજબ, હાર્ટ–એટેક થયેલો તે સાવ ભૂલી જઈએ તે પહેલાં, અમારી માંદગીની લીલા ઉકેલીએ! નીખાલસ પણે કહીએ તો આ પ્રકારની માંદગીની શરૂઆતનું પંચોતેરેક કલાકનું જોખમ બાદ કરતાં હૃદયની બીમારી દ્વારા પંચોતેરેક દિવસ પથારીમાં ગાળવાનો લહાવો લેવા જેવો છે! જેલમાં પેલો કેદી કહેતો હતો કે, " મારામારી કરી પંદર વર્ષની સજા લીધી, તેના કરતાં ખૂન કર્યું હોત તો સારું કે કાંતો ફાંસી, કાંતો છૂટો." એમ આ માંદગીનો ગુણ માત્ર જોવો હોય તો કાંતો રશિયન 'લ્યુનિક' ભેગા સૂર્યમંડળમાં કે કાંતો અમેરિકન બીજા 'એક્સપ્લોરર' જેમ ઘેરના ઘેર! વળી આ પ્રકારની માંદગી ચોકખી ચટ–સૌને દરદીની પાસે આવવું ગમે. કોઇ દૂર ભાગે નહિ! અને જોકે અમારું કોઇજ દુશ્મન નથી, પરંતુ અમને દુશ્મન ગણનારાઓની સહાનુભૂતિભરી શુભેચ્છાઓ પણ આવી માંદગીમાં મળે છે! અમારા જેવા જેઓને, ઓફીસ સમય સિવાય, વારંવાર પથારીમાં પડતાં મૂકવાની ટેવ છે, તેઓ માટે તો જોઇતું'તું ને વૈદે કહ્યું! આથી પથારીમાં આટલા બધા દિવસ પડયા રહેવાથી જે કંઈ દુઃખ લાગ્યું છે, તે એટલું જ કે મિત્રો–સગાંઓ આપણી દયા ખાતા હોય!

ઊલટું એમનો તો આ બધા જ દિવસ, પેલા ખલીફા હારૂનઅલ રસીદની જેમ, પરિચારકો–પરિચારિકાઓ (એટલે કે ઘરનાં તેમજ મિત્ર ભાઈ–બહેનો) દ્વારા જે જોઈએ તે પડ્યા પડ્યા મળ્યા કરતું! અને ત્યારેજ પેલી કહેવત 'સક્કરમીની જીભ અને અક્કરમીના ટાંટિયા'ની અમે પહેલીજ વાર કદર કરી શક્યા.

એક ઓળખીતાએ પૂછ્યું: 'અગાઉ તમને કદી હૃદયરોગ થયેલો?'

'હા.'

'એમ? કેટલા વખત પહેલા?'

'વર્ષો પહેલા સ્તો–પ્રેમમાં પડીને પરણનાર પુરુષ માટે કોઇ પણ એટેક બીજો જ ગણાયને!'

'એ તો ખરું, પણ આ વખતે તમને શું કરતાં થયો?'

'એને માટે કોઇ મહેનત જરૂરી નથી. હા, પેલા સર્જન ડોક્ટરને હાર્ટ એટેક મેળવવા છેક મહાબળેશ્વર જવું પડ્યું હતું, બાકી અમને તો પથારીમાં સૂતાં સૂતાં જ મળી ગયો! શુભનસીબે, લે મેન–સામાન્ય માણસ–ને કેમ ખબર પડે કે આ દુખાવો હાર્ટ એટેક છે, તો તે અંગે મેં એક લેખ થોડા વખત પર જ વાંચેલો. તે રવિવારની સવારે સાત વાગે ઊઠીને થયું કે હજી ઊંઘનો કલાક બાકી છે, તો ઊંઘ સાંધી લઉં, પણ છાતીના દુખાવાથી જ મારે ફરી જાગવું પડ્યું. દુઃખ વધતું ગયું. શ્વાસ લેતાં મુશ્કેલી પડવા લાગી ને પરસેવો છૂટવા માંડ્યો. આ પ્રકારનો દુઃખાવો છેતરામણભર્યો હોય છે. કેટલીક વાર છાતીને બદલે ઊલટું ડાબા હાથે અને પેટમાં પણ દુઃખે, જો કે મને હૃદયની જગાએજ દુઃખેલું.'

'કેવા પ્રકારનું દુઃખ થાય છે?'

"બરાબર ખ્યાલ આપું તો કોઈ અકસ્માતથી છરી છાતીમાં પેસી ગઈ હોય ને આપણે કોઈ મિત્રને વિનંતી કરીએ કે 'ભાઇ, કટારી પાછી ખેંચી કાઢને'! અને તે કહે કે 'રહેવા દેને થોડી વાર, જરા આ ચા પીને કહાડું છું'. એવો અનુભવ થયો. અમારા શુભ નસીબે ડોક્ટર

તુરત જ મળી ગયા અને મોરફિયા તેમજ પેથેડિનનાં ઇન્જેક્શન્સ અપાઇ ગયાં. પછી આપણુને કશો દુઃખાવાને પ્રશ્ન રહેતો નથી." ( અત્રે કોઇક વાર 'અમને' ને બદલે 'આપણુને' વાપરવાનો પ્રયોગ પૂરતો છે!)

'તે સાધારણ રીતે હાર્ટ એટેક કોને થાય ?'

'જે સૌથી તંદુરસ્ત હોય તેને! જેમકે પેલો જાણીતો હોલીવુડનો નટ ટાઇરોન પાવર, રાજા સોલોમનનું પાત્ર ભજવતાં, એ રાજાના ગણવેશમાં જ કલાકમાં ઉપડી ગયો. એ પિસ્તાળીશ વર્ષનો હતો. પણ ત્યાં પિસ્તાળીશ તો પચીસ ગણાય ને!'

'હા, એ વાત ખરી, તમે વાત કહી એ સર્જન પણ કેવા તંદુરસ્ત હતા! હવે એકાદ મણ જેટલું વજન ઉતારી નાંખ્યું લાગે છે નહિ! અને પેલા ભાવનગરના રોટિરિયન ભાષણ કરતાં ચાલ્યા ગયા! વળી સેસિલ બી દિમિલ પણ ગયા. ખરી વાત છે કે આ રોગનું કોઈ ધોરણ લાગતું નથી. પણ હુમલો થતાં અગાઉ કાંઇ ચેતવણી જેવું ?'

"ચેતવણી કુદરત પાસેથી ? જેમ જિન્દગીની વીમા કંપની તેની પ્રિમિયમની નોટીસમાં જણાવે છે કે 'આ તો વિવેક પૂરતી માહિતી આપવામાં આવે છે. બાકી તેમ કરવાની અમારી કોઈ જવાબદારી નથી,' તેમ હાર્ટ એટેકની પહેલી નોટીસ પણ અમારા જેવા કે સ્વ. પાઠક સાહેબ જેવા નસીબદારનેજ પહોંચે છે! બાકી અન્ય માટે તો પોલિસની લેપ્સ નોટિસ આવે છે! આ બિમારીમાં નોટિસનો રિવાજ નથી, એટેક એજ નોટિસ. તો એક શિખામણ આપવાની તક લઉં. મારે પોતાનો નવો વધુ વીમો લેવો હતો અને કલ્પના નહિ કે એવું મનેજ થશે કે કંપનીજ વીમો આપવાની ના પાડશે ? તો તંદુરસ્તીથી છેતરાયા વિના વીમો લેવો હોય, તેણે મારા પોતાનોજ દાખલો ખ્યાલમાં રાખવો.

કેટલાક મિત્રોની સાથે ખુદ અમે પણ અમારી જાતને પૂછીએ છીએ કે અમારા જેવા આનંદી ફિલસૂફને તે વળી હાર્ટએટેક થાય ? પંચોતેર દિવસના સંશોધને જ્ઞાન થયું કે માત્ર જેને હાર્ટ હોય તેને જ

થાય! 'તો તો પછી તેમાંથી ઉગરવા માટે કોઈ માર્ગ નથી?' એવો પ્રશ્ન થાય. તો દરેક નિયમનને અપવાદ હોય છે, તે સિદ્ધાંત અત્રે મદદ કરે છેઃ અમારા પેલા વડીલ અને જાણીતા સર્જન કહે છે કેઃ 'પોલિટિશિયન્સને હાર્ટ એટેક થતો નથી. રાજકારણમાં પડેલ વ્યક્તિઓને વચનનાં બંધન હોય નહિ; સવારની સભામાં કરેલું વિધાન આસાનીથી સાંજની સભામાં ફેરવી નાંખે. વર્ષમાં બાર વખત પક્ષોની બદલી કરી શકે ને એક પછી એક ધણીને વફાદાર રહી શકે! એમના હૃદય પર કોઈ બોજો નહિ!"

આમ તો લોહીનું દબાણ, વધુ પડતું વજન અને સીગારેટ આ ત્રણ ચીજો હૃદયરોગ માટે જવાબદાર ગણાય છે. અમને આમાંથી એકે એબું નહિ તો પછી વારસો બેસાડયો! અલ્લાભાઈ, લીલી વાડી મૂકી જનાર ઘરડાં માબાપને સાઠ પછી જવાનું થાય તો ઓછામાં ઓછી પીડાએ સ્વર્ગની સીડી ચઢાય એવો હૃદયરોગજ પસંદ કરે ને! વળી લોહીમાં 'કોલેસ્ટેરોલ' નું પ્રમાણ વધ્યાનું કારણ પણ જણાવાયું છે. કહેવાય છે પ્રાણીજન્ય ચરબીના કારણે એવું થાય છે અને તેથી અમારું ઘી બંધ કરાવવામાં આવ્યું છે. પરંતુ સપ્ટેમ્બરના 'લાઈફ' સામયિકમાં પેલા લેખ પ્રમાણે સામાન્ય આઘાત લગાવાથી પણ 'કોલસ્ટેરોલ' નુ પ્રમાણ વધે છે. વળી જાપાનીસ ડૉક્ટરોના છેલ્લા સંશોધન પ્રમાણે પ્રાણીજન્ય ચરબીનો કશો જ વાંધો નથી. આમ ઘી નહિ ખાવાથી પણ સલામતીની ખાતરી રહેતી નથી, એટલે માત્ર માર્ગ એજ રહ્યો કે અમારે ગળાડૂબ રાજકારણમાં પડવું!

અમારા જેવાને હાર્ટએટેક કેમ આવ્યો તે અંગેનું આ કટારના વાંચકોનું સંશોધન એ છે કે આ માંદગી અગાઉના શનિવારે અમારી 'તંદુરસ્તીનું રહસ્ય' નામનો લેખ વડે અમે એવી શેખી કરેલી કે અનેક કપ ચા અને ઉજાગરા વડે જેનો ઉછેર થઈ રહ્યો છે, તેવા અમે હજી અમારી તંદુરસ્તી બરાબર માણી રહ્યા છીએ. તે મિત્રોનું કહેવું એમ

છે. કે અભિમાન રાજા રાવણ, હિટલર; રાજા હીરોહીટો, કે મુસગાનીનનું પણ નથી ટક્યું, તો ફિલસૂફ તે કયા ગાર્ડનનો વાઈટ કેરટ? અમે આ મંતવ્ય સાથે થોડા સંમત થયા છીએ. જો કે એજ લેખમાં અમે જણાવેલું કે અન્નામલાઇ યુનિવર્સિટીમાં ફૂલઝાડ પરના પ્રયોગને ખયાલમાં લેતાં, અમારી તંદુરસ્તી પણ બાળપણના હાલરડાથી માંડી નવરાત્રીના ગરબાઓ અને આધુનિક નૃત્યસંગીતના જલસાઓના સંગીતની આડકતરી અસરનેજ આભારી છે. અલબત્ત અમે નજર લાગવામાં માનીએ છીએ અને જરૂર અમને કોઈની નજર લાગી છે, જે સારીજ હોવી જોઇએ!

ગમે તે પણ હવે અનુભવે અને સૂતાં સૂતાં થતાં વાંચન તેમજ એકજ દિશાના અભ્યાસથી અમે એક 'હાર્ટ સ્પેશિયાલિસ્ટ' બની ગયા છીએ! અમે તો શું પણ અમારી શુશ્રૂષા કરનારાં અમારા ઘરનાં ડઝનેક ભાઇબહેનો સુદ્ધાં હૃદયરોગ નિપણાત બની ગયાં છે! અમારા હાથમાં જો હૃદયનો દરદી આવે કે તુરત તેને ચત્તો સુવાડી દેવાનો. અમને ડોકટરે સૌ પ્રથમ આપેલી સૂચના અનુસાર તેનું મોઢું હસતું રાખવાનું, હાથપગ હલાવવા દેવાના નહિ, પાસુ ફેરવવાનું નહિ. અને જો અમારી જેમ જીભ પર કાબૂ ન રાખી શકે તો મોંઢા પર લ્યુકોપ્લાસ્ટરની પટ્ટી ચોંટાડી દેવાની. પછી વહેલી તકે મોરફિયાનું ઈન્જેકશન અપાવડાવવાનું અને દરમિયાન ઓકસિજનની ગોઠવણ કરી દેવાની. ટૂંકમાં શરીરનાં બધાં હાડકાં ભાંગી આવેલા દરદીની જેમ કેમ જાણે પ્લાસ્ટર ઓફ પેરીસમાં મૂકયો હોય, તેવો આરામ આપવાનો. જેમકે હાર્ટ એટેક, કોઇ મિત્રને ઘેર મળવા ગયા હોઇએ, ત્યાંજ થાય તો પછી દરદીને ખસેડાય નહિ— બધી ધમાલ એ મિત્રને ત્યાં જ! દરદીને તેજ ક્ષણથી આઠ અઠવાડિયા લગી જાણે પલંગ સાથે બાંધી રાખવો એજ સારવાર! બાકીનું બધું ઉપરવાળો સંભાળી લેશે. અલબત્ત આતો પ્રાથમિક સારવારની વાત થઈ બાકી તો આપણા ફિઝિશિયન કાર્ડિયોગ્રામ વડે હૃદયની સ્થિતિ વિષે ચકાસણી કરે છે. આ ઊપરાંત બીજી પણ રીત છે કે જે મુજબ સ્પેક-ટ્રોફોટો મિટર દ્વારા પાંચ સીસી લોહીની તપાસ કરીને પણ હૃદય રોગની

છે કે અભિમાન રાજા રાવણ, હિટલર, રાજા હીરોહીટો, કે બુલગાનીનનું પણ નથી ટક્યું, તો ફિલસૂફ તે ક્યા ગાર્ડનનો વાઈટ કેરટ? અમે આ મંતવ્ય સાથે થોડા સંમત થયા છીએ. જો કે એજ લેખમાં અમે જણાવેલું કે અન્નામલાઇ યુનિવર્સિટીમાં ફૂલઝાડ પરના પ્રયોગને ખયાલમાં લેતાં, અમારી તંદુરસ્તી પણ બાળપણના હાલરડાથી માંડી નવરાત્રીના ગરબાઓ અને આધુનિક નૃત્યસંગીતના જલસાઓના સંગીતની આડકતરી અસરનેજ આભારી છે. અલબત્ત અમે નજર લાગવામાં માનીએ છીએ અને જરૂર અમને કોઈની નજર લાગી છે, જે સારીજ હોવી જોઇએ!

ગમે તે પણ હવે અનુભવે અને સૂતાં સૂતાં થતાં વાંચન તેમજ એકજ દિશાના અભ્યાસથી અમે એક 'હાર્ટ સ્પેશિયાલિસ્ટ' બની ગયા છીએ! અમે તો શું પણ અમારી શુશ્રૂષા કરનારાં અમારા ઘરનાં ડઝનેક ભાઇબહેનો સુદ્ધાં હૃદયરોગ નિષ્ણાત બની ગયાં છે! અમારા હાથમાં જો હૃદયનો દરદી આવે કે તુરત તેને ચત્તો સુવાડી દેવાનો. અમને ડોકટરે સૌ પ્રથમ આપેલી સૂચના અનુસાર તેનું મોઢું હસતું રાખવાનું, હાથપગ હલાવવા દેવાના નહિ, પાસુ ફેરવવાનું નહિ. અને જો અમારી જેમ જીભ પર કાબૂ ન રાખી શકે તો મોઢા પર લ્યુકોપ્લાસ્ટરની પટ્ટી ચોંટાડી દેવાની. પછી વહેલી તકે મોરફિયાનું ઇન્જેકશન અપાવડાવવાનું અને દરમિયાન ઓકસિજનની ગોઠવણ કરી દેવાની. ટૂંકમાં શરીરનાં બધાં હાડકાં ભાંગી આવેલા દરદીની જેમ કેમ જાણે પ્લાસ્ટર ઓફ પેરીસમાં મૂકયો હોય, તેવો આરામ આપવાનો. જેમકે હાર્ટ એટેક, કોઇ મિત્રને ઘેર મળવા ગયા હોઇએ, ત્યાંજ થાય તો પછી દરદીને ખસેડાય નહિ– બધી ધમાલ એ મિત્રને ત્યાં જ! દરદીને તેજ ક્ષણથી આઠ અઠવાડિયા લગી જાણે પલંગ સાથે બાંધી રાખવો એજ સારવાર! બાકીનું બધું ઉપરવાળો સંભાળી લેશે. અલબત્ત આતો પ્રાથમિક સારવારની વાત થઈ બાકી તો આપણા ફિઝિશિયન કાર્ડિયોગ્રામ વડે હૃદયની સ્થિતિ વિષે ચકાસણી કરે છે. આ ઉપરાંત બીજી પણ રીત છે કે જે મુજબ સ્પેક-ટ્રોફોટો મિટર દ્વારા પાંચ સીસી લોહીની તપાસ કરીને પણ હૃદય રોગની

સ્થિતિ જાણી શકાય છે. આ પદ્ધતિને 'સેરમ ગ્લુટેમિક એકઝેલેસેટિક ટ્રાન્સેમિનેસ' ટૂંકમાં 'ગોટ' કહેવાય છે. અને તે દ્વારા હૃદયના બગડેલા ભાગમાંથી છૂટા પાડીને લોહીમાં જણાતા એનઝાઈમના પ્રમાણ પરથી હૃદયના ઘાના સુધારાનો ખયાલ આવે છે. અમે પણ પાંચ સી. સી. રક્તદાન કરી આ પ્રયોગનો સંતોષકારક લાભ મેળવ્યો છે.

આખું પુસ્તક ભરાય એટલા બધા માંદગીના આ સ્મરણોથી આજ અહીં અટકીએ. આવતી વેળા સાજગીની વાતો કરીશું ! દરમિયાન પેલી સાળી બહેનને લખેલું કે 'કરશો પતિની સેવા તો મળશે મીઠા મેવા.' આવી બિમારીમાં તો સેવા એજ મેવા છે ! બાકી હાર્ટ એટેક ભોગવતા પતિની શુશ્રૂષા કરનાર પત્નીનું ઘર જાણે એવી હોસ્પીટલ બની જાય છે ! ઉજાગરા અને અનેક પ્રકારની વિવિધ સારવારથી અભ્યાસ મહાવરો અને અનુભવો વડે એવી તાલીમ મહિનામાં આપોઆપ મળી જાય છે કે જે નવી નર્સને બે વર્ષમાં પણ નહિ મળતો હોય ! આથી અમને લાગે છે કે નર્સિંગ અંગેનો પેલો બી. પી. એન. એનો ઓનરરી ડિપ્લોમા વગર માંગે સરકારે હૃદયરોગ વાળા પતિની શુશ્રૂષા કરનાર દરેક સન્નારીને એનાયત કરવો જોઈએ !

# ૧૭ : પથારીમાં પંચોતેર દિવસ (૨)

## ( સાજગી )

**ઘરમાં** અમે એકલા જ હતા અને ઘંટડી વાગી. નિસરણીઓ અંગેની માપબંધીને કારણે રિવાજ પ્રમાણે અમે ચાવી નીચે ફેંકી અને લેચકી ઉઘાડી મિત્ર ઉપર આવ્યા: તેઓ કહે : 'હવે તો તબિયત નોરમલ થઈ ગઈ ને ?'

અમે ! 'મને એકલો મૂકીને ઘરનાને બહાર જવા દઉં છું, એટલા પૂરતી તો ખરી જ. જાઓ ચા પીવી હોય તો જાતે બનાવી લો.'

મિત્ર : 'નથી પીવી, હમણાં જ એક જગાએથી બે કપ કોફી પીધી છે. કહો તો તમને બનાવી આપું ?'

'એ તો હમણાં જ કોઈ આવી પહોંચશે એટલે બનાવરાવીશું. પણ આ કાંટો ઉંચકીને જરા પેલી બાજઠ પર ગોઠવી આપશો ?' .

'તે આટલો નાનકડો વજન કરવાનો કાંટો યે તમારાથી ના ઉંચકાય ?' કાંટો ઉપાડતા તેમણે પૂછ્યું.

'કાંટો શું તમને આખા ઉંચકી શકું એટલું જોર છે, પણ હવેથી તે કરકસરથી વાપરવું. એમ તો નીસરણીના બીજા, ચોથા, છઠ્ઠા, પગથિયે જ પગ અડકતા, જ્યારે હવે દરેક પગથિયું બબ્બે વાર ગણવું પડે છે ! ફાંકો ઉતારી નાંખવાનો છે !'

'ફાંકો તો ઠીક, પણ વજન કેટલું ઉતાર્યું ?'

'એકાવનનું ત્રીશ થઈ ગયું હતું. પાછું ચાલીસ લગી આવ્યું છે.'

'તે હાર્ટએટેકમાં વજન ઉતરી જાય ?'

'ના, ઉતારી નાંખવામાં આવે છે. થોડા દહાડા તો પાણીની પણ માપબંધી. પછી પાણી જેવાં પીણાં, પછી પાણી જેવો રસ અને પાણી જેવો ખોરાક. આથી એક વસ્તુ શિખ્યો : મને કદીયે મોઢે પવાલું લગાવ્યા વગર પાણી પીવું ફાવતું ન હતું. એને બદલે સૂતા સૂતા દૂધ કોફી તો ઠીક પણ પેલી હમણા પોલિસ મારફત સુધારાયેલી "જનતા ગોળી" જેવડી મોટી કેપસ્યુલ પણ આસાનીથી ગળી જઉં છું. ઘરનાં તો જાણે આને સરકસનું કામ ગણે છે !'

'એમ ? વારુ, તમને આ કઈ જાતનો હાર્ટએટક થયેલો ?'

અમે : 'હાર્ટએટેકની જાતો ગણીએ તો હાઈપરટેન્સિવ કોન્જેનિટલ, એન્જાઈના, કાર્ડિયોવેસ્ક્યુલર, કોરોનરી, રોમાન્ટિક વગેરે.'

'તે તમને રોમાન્ટિક હાર્ટએટેક થયેલો ? નામ સરસ છે.'

'હા એ નામ સારું છે. ડોકટરો અપભ્રંશ ભાષામાં એને 'હ્યુમેટિક' હાર્ટએટેક કહે છે ! પણ આપણને તો એક નંબરનો 'કોરોનરી થ્રોમ્બોસીસ થયેલો. પડવું તો પછી ખટારા નીચે શા માટે ? રોલ્સરોયજ પસંદ કરવી ને ! એન્જાઈના કહેવાય છે તે હાર્ટએટેક નહિ અને આ બધી વિગતોમાં આપણને શું રસ પડે !'

'વારુ, પણ તમને તે વખતે કંઈ બીક લાગેલી ?'

'ભવિષ્યની વાત તો ભગવાન જાણે, પરંતુ સદ્ભાગ્યે આ વખતે તો નહોતી લાગી. સંપૂર્ણ સ્વસ્થતાથી સ્વર્ગનાં દ્વાર ખખડાવેલાં એમ ગણાય ! ડોકટર સાહેબની એક જ સલાહ હતી કે તમે સ્વભાવ મુજબ મોઢું હસતું રાખો અને તે હું રાખી શકયો. મને તુરત ખબર પડી ગએલી કે મામલો ગંભીર છે, પણ મારે મન હસતો રહીને જ ઘરનાને સ્વસ્થતા રાખવામાં મદદ-થાય ને ! ખરેખર મને ત્યારે એમ જ લાગેલું કે મેં આનંદભર્યું જીવન ગાળ્યું છે એટલે કશાનો વસવસો નથી. જો

# ૧૭ : પથારીમાં પંચોતેર દિવસ (૨)

## ( સાજગી )

**ઘરમાં** અમે એકલા જ હતા અને ઘંટડી વાગી. નિસરણીઓ અંગેની માપબંધીને કારણે રિવાજ પ્રમાણે અમે ચાવી નીચે ફેંકી અને લેચકી ઉઘાડી મિત્ર ઉપર આવ્યા: તેઓ કહે: 'હવે તો તબિયત નોરમલ થઈ ગઈ ને ?'

અમે ! 'મને એકલો મૂકીને ઘરનાને બહાર જવા દઉં છું, એટલા પૂરતી તો ખરી જ. જાઓ ચા પીવી હોય તો જાતે બનાવી લો.'

મિત્ર : 'નથી પીવી, હમણાં જ એક જગાએથી બે કપ કોફી પીધી છે. કહો તો તમને બનાવી આપું ?'

'એ તો હમણાં જ કોઈ આવી પહોંચશે એટલે બનાવરાવીશું. પણ આ કાંટો ઉંચકીને જરા પેલી બાજઠ પર ગોઠવી આપશો ?' .

'તે આટલો નાનકડો વજન કરવાનો કાંટો યે તમારાથી ના ઉંચકાય ?' કાંટો ઉપાડતા તેમણે પૂછ્યું.

'કાંટો શું તમને આખા ઉંચકી શકું એટલું જોર છે, પણ હવેથી તે કરકસરથી વાપરવું. એમ તો નીસરણીના બીજા, ચોથા, છઠા, પગથિયે જ પગ અડકતા, જ્યારે હવે દરેક પગથિયું બબ્બે વાર ગણવું પડે છે! ફાંકો ઉતારી નાંખવાનો છે !'

'ફાંકો તો ઠીક, પણ વજન કેટલું ઉતાર્યું ?'

'એકાવનનું ત્રીશ થઈ ગયું હતું. પાછું ચાલીસ લગી આવ્યું છે.'

'તે હાર્ટએટેકમાં વજન ઉતરી જાય ?'

'ના, ઉતારી નાંખવામાં આવે છે. થોડા દહાડા તો પાણીની પણ માપબંધી. પછી પાણી જેવાં પીણાં, પછી પાણી જેવો રસ અને પાણી જેવો ખોરાક. આથી એક વસ્તુ શિખ્યો : મને કદીયે મોઢે પવાલું લગાવ્યા વગર પાણી પીવું ફાવતું ન હતું. એને બદલે સૂતા સૂતા દૂધ કોફી તો ઠીક પણ પેલી હમણા પોલિસ મારફત સુધારાયેલી "જનતા ગોળી" જેવડી મોટી કેપસ્યુલ પણ આસાનીથી ગળી જઉં છું. ઘરનાં તો જાણે આને સરકસનું કામ ગણે છે !'

'એમ ? વારુ, તમને આ કઈ જાતનો હાર્ટએટક થયેલો ?'

અમે : 'હાર્ટએટેકની જાતો ગણીએ તો હાઈપરટેન્સિવ કોન્જે-નિટલ, એન્જાઈના, કાર્ડિયોવેસ્ક્યુલર, કોરોનરી, રોમાન્ટિક વગેરે.'

'તે તમને રોમાન્ટિક હાર્ટએટેક થયેલો ? નામ સરસ છે.'

'હા એ નામ સારું છે. ડોક્ટરો અપભ્રંશ ભાષામાં એને 'હ્યુમેટિક' હાર્ટએટેક કહે છે ! પણ આપણને તો એક નંબરનો 'કોરોનરી થ્રોમ્બોસીસ થયેલો. પડવું તો પછી ખટારા નીચે શા માટે ? રોલ્સરોયજ પસંદ કરવી ને ! એન્જાઈના કહેવાય છે તે હાર્ટએટેક નહિ અને આ બધી વિગતોમાં આપણને શું રસ પડે !'

'વારુ, પણ તમને તે વખતે કંઈ બીક લાગેલી ?'

'ભવિષ્યની વાત તો ભગવાન જાણે, પરંતુ સદ્દભાગ્યે આ વખતે તો નહોતી લાગી. સંપૂર્ણ સ્વસ્થતાથી સ્વર્ગનાં દ્વાર ખખડાવેલાં એમ ગણાય ! ડોક્ટર સાહેબની એક જ સલાહ હતી કે તમે સ્વભાવ મુજબ મોઢું હસતું રાખો અને તે હું રાખી શક્યો. મને તુરત ખબર પડી ગએલી કે મામલો ગંભીર છે, પણ મારે મન હસતો રહીને જ ઘરનાને સ્વસ્થતા રાખવામાં મદદ-થાય ને ! ખરેખર મને ત્યારે એમ જ લાગેલું કે મેં આનંદભર્યું જીવન ગાળ્યું છે એટલે કશાનો વસવસો નથી. જો

પણ આવશે. આમ સરવાળે સારું વળી જાય છે. કેટલીક વાર તંદુરસ્ત મિત્રોને ખ્યાલ નથી આવતો કે દરદીની શારીરિક બિમારી વધતી જાય છે! અને પરિણામે તમારી શારીરિક પ્રગતિ માત્ર નિહાળતા અને તમે ધારો છો તે કરતાં વધુ સાજા થઈ ગયેલા માનીને તે મિત્રો વધુ આળસુ કે બેદરકાર બની જતા હશે. જેમકે અમારી માંદગી અગાઉ ત્રણ દિવસ પરજ, ઘેર નિરાંતે ગપ્પાં મારી ચાનાસ્તાથી વિદાય થયેલ એક મિત્ર આખી માંદગી દરમિયાન પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ઉપસ્થિત થઈ શક્યા નથી. દેખીતી રીતે જ દરદીની અપેક્ષાઓ તંદુરસ્ત વ્યક્તિને કેમ સમજાય? અને જાતનેજ પૂછીએ કે સાજા હતા, ત્યારે અન્ય દરદી મિત્રો તરફ સંપૂર્ણ ફરજ બજાવાઈ શકી છે? માંદગી અંગત બાબત છે; તંદુરસ્તીને તેમાં એટલો બધો રસ નાયે પડે. માંદા પડશો, તો આવા પ્રસંગે કોઈ નિકટના મિત્ર પર ગુસ્સો પણ ચઢી જાય. તેવે વખતે માત્ર તે મિત્રના ભૂતકાળના સર્વ ઉપકારો અને તેના ગુણોનું સ્મરણ કરવાથી શાંતિ મળી જશે. ટૂંકમાં માની લેવું કે સૌ સહૃદયતા-પૂર્વક અને પોતપોતાના સંજોગો આધીન વર્તે છે, માટે મિત્રતાને ડાઘ પાડવા માંદગીને કદી કારણભૂત બનવા દેવી નહિ. થોડી મારી જેમ રમુજવૃત્તિ કેળવી હોય, તો આવે પ્રસંગે તે આશીર્વાદરૂપ બનશે.'

'તમે તો ખરેખર ગંભીર પ્રવચન કરી નાખ્યું, પણ એ વાત સાચી છે કે આજના, સમયની તંગીવાળા અને ધમાલિયા જીવનમાં, દરદીએ પણ સમયભાવના, ળહિષ્ણુતા અને સ્વભાવગત ઉદારતા કેળવવી રહી. વારુ, અઢી મહિના લગી પથારીમાં કંટાળો ના આવ્યો?'

'બિલકુલે નહિ, કારણ કે જે ખરેખર અનિવાર્ય છે તે સહન કરીને મઝા મેળવતા મને ફાવી ગયું છે. છ અઠવાડિયાં પૂરાં થયાં, ત્યારે મને એમ લાગ્યું કે મને ઊઠવા દે તો અડધો માઈલ ચાલી નાખું. પણ ડોકટરે છૂટ આપી તે દિવસે ચાલવાની તો વાત ક્યાં ઊભા પણ રહેવાનુ નહિ. અને ત્યારે જ ખ્યાલ આવ્યો કે આપણે કેવા ઊંચા

વર્ગના અને મોભાદાર દર્દી છીએ ! આવી માંદગીમાં પહેલીવાર વિક્રમ નોંધાવવાનું પણ ઘણું બને છે.'

'જેમ કે અઠવાડિયે પહેલી જ વાર છાપું જાતે વાંચ્યું. નવમે દિવસે પહેલી વાર જાતે પાસું ફેરવ્યું, પછી પહેલીવાર ખાટલાને ટેકે બેઠા, પહેલી વાર પોતાની મેળે બેઠા. પછી પહેલી વાર ઊભા થયા, પહેલી વાર દીવાનખાનામાં ગયા ને ત્યારે ખરેખર બીજા કોઈના ઘરમાં આવ્યા જેવું લાગે. પછી દોઢ મહિને પહેલીજ વાર વરંડામાં જઈ આરામખુરશી પર બેઠા ! એમ જિંદગીમાં પહેલીજ વાર બાસઠ દિવસે સ્નાન કર્યું ! હા, નાહ્યા વગરના બબ્બે મહિના. પછી પહેલીજવાર નીસરણી ઉતર્યા, પછી પહેલીવાર એક અઢમાંસ ફર્લાંગ ચાલીને મોટા ભાઈને ઘેર ગયા. પહેલીવાર ઓફીસે ગયા અને પછી ત્રણ મહિને પહેલીવાર આ લખવાનું શરૂ કર્યું ! અને એમ અગણિત 'પહેલીવાર' ઘણા વિક્રમો આ માંદગીમાં હજી નોંધાયા કરે છે !'

મિત્ર : 'સારવારની મઝા આવતી હશે નહિ !'

'હા. માંદગીની શરૂઆતમાં તો સારવાર કરનારની ભારે કસોટી હોય છે: સળંગ ઉજાગરા અને અથાગ ચાલુ શુશ્રૂષા. પણ આપણે જરા 'ભયમુક્ત' જાહેર થયા કે સારવાર મંડળ જાણે એક ઉત્સાહી પોલિસની ટુકડી બની જાય છે. અમુક જેમ કે છોટીબેન મહેમાનો પરની ચોકીનું કામ ઉપાડી લે છે ને ડોકટરની સલાહ મુજબ બહારથી આવનારાઓને આ 'દેવ'ના દર્શન પણ દુર્લભ બનાવે છે ! દરદીના પ્રત્યક્ષ દર્શનાભિલાષીઓને ખોટું લાગ્યાની ખફગી પણ આ પોલિસો વહોરે છે. પોલિસનો બીજો વિભાગ આપણા પર ચોકી રાખે છે અને વારંવાર પોતાના વડા અધિકારીઓને ચાડી ખાય છે ! જેમકે 'એય એમણે પાસું ફેરવ્યું' 'એય આ તો જાતે બેઠા થયા છે' 'એય આતો પગ હલાવે છે.' 'એય આ તો છાપું વાંચી જાય છે' વગેરે. પછી એમ ચાડી ખાનાર ચાર જણાઓ આપણને પાસું ફેરવવામાં મદદ કરવા

આવે છે અને કેમ જાણે આપણે ચોખાની ગુણ હોઈએ તેમ ફેરવે છે. હકીકતે તો 'ગાડા નીચે શ્વાન' જેવું બને છે, કારણ કે આપણે જાતે જ પાસું ફેરવ્યું હોય છે!

પરિચારિકા વર્ગ એટલે કે ઘરના મહિલા મંડળને ધીમે ધીમે સમજાય છે કે પેટી કે પાટ ખસેડવી તે માત્ર સરળ મજૂરીનું કામ છે પણ માંદા માણસનું શરીર ફેરવવું એ એક કળા જ છે! ચાદર બદલે ત્યારે જોઈ લો રકાસ! બાકી આપણે જાતે ખસતા થઈ જઈએ. ત્યાં લગીમાં આ લોકો પાસું ફેરવરાવતા જરૂર શીખી જાય છે! ઉપરાંત દવાઓની સંખ્યા તેમજ તે પાવાનો ઉત્સાહ પણ આ પોલિસીને ગજબનો હોય છે. આપણે ભૂલેચૂકે બગાસું ખાવા પણ મોઢું ઉઘાડયું કે કંઈ પણ દવા રેડી જ દેશે. મોરફિયાના ઘેનમાં અમને આંખો મીંચેલી રાખવાની ટેવ પડી ગયેલી, તો કેટલીક વાર 'મોઢું ઉઘાડો દવા રેડું' કહેતા અમે મોઢું ઉઘાડીએ અને રેડનારાં કોઈની સાથે ગપાટે ચઢી જાય, ત્યારે મિનિટો લગી મોઢું ઉઘાડું રહ્યાના પ્રસંગો બનતા હતા અને ગૃહરાણીનો દવા પાવાનો ઉમળકો તો ત્યારે જ સંતોષાય કે જ્યારે દવા રેડયા પછી ચોંટી રહેલી દવામાં પાણી નાંખી તે ફરી વાર પાય! જેમ દૂધ લેતી વખતે માપ ભર્યા પછી ઉપર વધારાનું લઈએ, ત્યારે જ સંતોષ થાય છે ને તેમ.'

મિત્ર: 'બાકી માંદગી ખાસ ધમાલ વગરની ને?'

'અરે કોઈવાર ઘરનાઓ એવી ધમાલ કરી મૂકે છે.'

'દાખલા તરીકે?'

'માંદગીને અઠવાડિયું થયેલું અને અમે નિરાંતે ઊંઘતા હતા. એવાં મઝાનાં સ્વપ્નાં આવતાં હતાં?'

'કેવાં સ્વપ્નાં?'

'એ તો બહુ જ રસિક. તમને કલ્પના પણ ના આવે, પણ આ

સ્વપ્નાં અંગે ફરી કોઈવાર, હાલ તો પેલી ધમાલની વાત સાંભળો. હું તો ધસઘસાટ ઊંઘતો હતો. એકાએક કોઈએ મારો હાથ ખેંચ્યો. હું પરાણે જાગ્યો તો ઘડિયાળમાં મધરાતના અઢી વાગ્યા હતા અને ડોક્ટર હાથ પર બ્લડપ્રેશર માટેનો પટો બાંધતા હતા. મેં ડોક્ટરને પૂછ્યું ? કેમ આટલી રાતે મને જગાડ્યો ? તો કારણ માટે ડોક્ટરે ગૃહરાણી તરફ આંગળી ચીંધી. ગૃહરાણીએ ખુલાસો કરતાં કહ્યું ! તમારે ઊંઘવું હોય, તો ઊંઘો પણ આ તે કંઈ ઊંઘવાની રીત છે ? મારો તો જીવ જ ઊડી ગયો.'

'એવું તે અમારાથી શું થઈ ગયું ?' અમે પૂછ્યું.

'શું થયું તે સાંભળો ! તમે મધરાતે ઊંઘવું શરૂ કર્યું ને એટલે અમે બધાં બાજુની રૂમમાં જતા રહ્યાં કે જેથી તમને જરાપણ ખલેલ ના પહોંચે. એ વાગે તમારા રૂમમાંથી કશો જ અવાજ આવે નહિ અને પાછું તમે કદી નહોતા સૂતા એવા ડાબે પાસે સૂતેલા...!'

'પણ શેનો અવાજ ના આવે ?' અમે વચમાંથી પૂછ્યું.

'શેનો તે તમારાં નસ્કોરાંના ઘુરઘરાટનો સ્તો ! મેં તમને થોડાં હલાવ્યાં. તો યે કંઈ બોલ્યાં નહિ. અમારી ગભરામણમાં તમારી નાડ ના પકડાઈ મારાથી કે નણંદ અને દેરાણીથી ! અને ગભરામણમાં અમે તો ડોક્ટરને બોલાવ્યા.'

'ઓહો ! ગભરામણમાં બિચારા ડોક્ટર સાહેબને છેક અઢી વાગે જગાડ્યા ?'

ડોક્ટર સાહેબ કહે : 'સારું થયું મને જગાડ્યો. આવી માંદગીમાં હંમેશા દરદી કરતાં તો સારવાર કરનારની ગભરામણ દૂર કરવાના વધુ પ્રસંગો બને છે.'

ડોક્ટર ગયા પછી ગૃહિણીએ નોટીસ આપી : 'ઊંઘવું હોય તો ઊંઘી જાઓ પણ કૃપા કરી નસ્કોરાંનો અવાજ આમ એકાએક બંધ ના કરતા.'

તો હાલ માંદગી પુરાણ દ્વિતીયોધ્યાય...અચ્યુતમ્ કેશવમ્...

# ૧૮ : પથારીમાં પંચોતેર દિવસ (૩)

## ( પૂર્ણાહુતિ )

એક વાચક મિત્રે પૂછ્યું : 'હાર્ટએટેક જેવા ગંભીર બનાવને તમારી જેમ, દરેકને માટે, હળવી રીતે લેવો એ શક્ય અને સરળ છે?'

જવાબમાં અમે જણાવ્યું કે કોઇપણ માંદગીમાંથી વહેલી તકે ઉગરવા માટે આ પણ એક ઉત્તમ માર્ગ છે. બાકી સૌની જાણમાં એવા બનાવો હશે કે રોગ નહિ પણ તેના સમાચારના આઘાતમાત્રથી, માત્ર મનની સ્વસ્થતા ગુમાવ્યાના કારણે જ, કંઇક વ્યક્તિઓએ પ્રાણ ખોયા હશે. પંચગીનીના પેલા સર્પ નિષ્ણાત ડોકટર કહેતા કે કંઇક કમનસીબો માટે 'સર્પ કરડ્યો' એટલી માહિતી જ પ્રાણઘાતક નીવડે છે. બાકી હજારે માત્ર ચાર સાપ જ ઝેરી હોય છે અને આ જ માહિતી પર પેલા સાપ ઉતારનારા જશ મેળવી જાય છે!

અમને મિત્રો સાથે વાત કરતાં જણાયું કે દરેક જણ જિંદગીમાં એકાદવાર તો મૃત્યુના મુખમાંથી બચ્યો છે. પેલા મિત્ર ગંભીર મોટર અકસ્માતમાંથી ઉગરી ગયા હતા, જ્યારે પેલા ભાઈ અઠવાડિયા પરજ એક ટ્રેન પસાર થતાં પાટા ઓળંગવા જતાં ઉલટી દિશામાં આવતા એન્જીનથી સ્હેજમાં બચી ગયા હતા. ફરી કદી પણ ફાટક બંધ હશે, ત્યારે પાટા નહિ ઓળંગે. મુંબઇની ત્રણ બહેનપણીઓની કહાણી પ્રમાણે સિલોનમાં ટ્રેનની રાતની મુસાફરી દરમિયાન તેઓ એક સ્ટેશને ચાપીવા ઉતરેલી. ચા પીવાય તે પહેલાં તો ટ્રેન ઉપડી અને આ ત્રણે યુવતીઓને હાથમાં આવ્યો તે ડબ્બામાં ચઢી જવું પડયું. ડબામાં દાખલ

થતાં જ તેઓએ જોયું કે મીલીટરીનો ડબ્બો હતો. અને એ ' જવાનો ' દારૂમાં ચકચૂર થઇ નાચગાન કરતા હતા. પોતાના ડબ્બામાં આટલી રાત્રે આપોઆપ ચઢી આવેલી ત્રણ પરીઓ જોતાં આ ચકચૂર યુવાનો સ્વાભાવિક રીતે જ ભાન ભૂલે! તેમણે એવાં ચેનચાળા શરૂ કર્યા કે વાઘની આગળ હરણનાં બચ્ચાંની જેમ ધ્રૂજતી આ ત્રણે યુવતીઓએ બારણું ઉઘાડી રાખી ભગવાનનું નામ લેવા લાગી. આ જવાનોએ દારૂ ઢીંચેલો કે માંડ ઊભા રહી શકે. ટ્રેન તો જોરથી દોડતી હતી ને સાંકળ ખેંચવા પણ જરા અંદર જવું પડે તેમ હતું. છોકરીઓ પોતાની મેળે પાસે ના આવી એટલે પેલા દારૂડિયામાંથી બે જણા લથડિયાં ખાતાં તેઓ પાસે આવવા લાગ્યા, ત્યારે અંતે છોકરીઓએ સખત ગભરામણમાં એવો નિર્ણય લીધો કે કંઇ પણ આક્રમણ થાય તે પહેલાં ત્રણે જણી-ઓએ એક સાથે ચાલુ ટ્રેને ભૂસકો મારવો. પેલા દારૂડિયા આગળ વધતા હતા. મૃત્યુ સમીપ હતું, ત્યાં જ એક સ્ટેશન આવ્યું, ગાડી ઊભી રહી અને એ સુંદરીઓ આ વાત કહેવા મૃત્યુમાંથી ઊગરી ગઇ! દાખલા દૂર ક્યાં શોધવા? અમારા પેલા મિત્રને જ પૂછોને! છપ્પનની ત્રીજી માર્ચે ભાઇ સાહેબ જૂહુના દરિયામાં પડ્યા તો તરવા, પણ માંડ્યા ડૂબવા! જર્મન ગૃહસ્થોનાં રૂપમાં પેલા બે દેવદૂતો ના આવી પહોંચ્યા હોત તો બે વર્ષથી અમે આ ' વર્ષગાંઠ ' ની ઊજવણી કેવી રીતે કરત? ટૂંકમાં જે કોઇ અકસ્માત કે બિમારી એવી બને કે પાછળથી કંઇ ખોડખાંપણના રહે તો તે પ્રસંગને હળવી રીતે ઘટાવ્યા સિવાય કયું શાણપણ છે!

પણ અમારા જેવી બિમારીનો લહાવો લેવાની વાત શરૂઆતમાં કરેલી તે અંગે અમે વિચાર બદલ્યો છે! દુનિયામાં શાન્તિ સ્થાપવાના મનસૂબા રાખનારે જાણવું રહ્યું કે જગતમાં કશું જ સ્થિર નથી! આજ લગી મૂળભૂત તત્ત્વો—એલિમેન્ટ્સ એક સો ગણાતા હતા.

છેલ્લી શોધ પ્રમાણે તો જો કે જગત આખું આપણે બધાં જ એક માત્ર

તત્ત્વ હાઈડ્રોજનના બનેલાં છીએ ! ને પ્રત્યેક પરમાણુમાં પણ પ્રોટોનની આજુબાજુ પ્રચંડ શક્તિથી ઈલેક્ટ્રોન ઘૂમ્યા કરે છે ! ) તો અમારે પણ વિચારોમાં સ્થિરતા શા માટે રાખવી ? એટલે અમે હવે માનીએ છીએ કે કોલસા અને કેરોસીનને મોંઘવારીની જવાળાઓથી જલાવતા આ જમાનાના હૃદયરોગના પ્રયોગથી ઘણે દૂર રહેવું. આ એક લકઝરી આઈટેમ જેવો રાજરોગ છે. તેમાં ફીઝીશિયનની કાડિયોગ્રામવાળી, દરેક સિત્તેર રૂપિયાની, એવી પાંચ છ વિઝિટો આવે; રોજના દસ રૂપિયાની એન્ટિસેપ્ટિક 'જનતા ગોળી' ખાવી પડે; અઠવાડિયે બે વાર લોહી જામી જવાની ( કલોટીંગની ) શક્તિ અંગેની તપાસના વીસ વીસ ગણવાના; ( અને આવા પ્રસંગે પાપડી ભેગી ઈયળ જેમ કોઇ સગાંને પોતાનું લોહી પણ આપવા તૈયાર કરવાના. દરદીનું લોહી તપાસવાની દવા બરાબર છે કે નહિ તે માટે અન્યનું નોરમલ લોહી જોઈએ.) અને આ ઉપરાંત સ્નાયુમાં છિદ્રો હોય તેટલી સોયો ભોંકાવવાનાં કે ઓક્સીજન વગેરેનાં બિલો તો જુદાં ! ટૂંકમાં આ બાદશાહી માંદગીના ખર્ચનો સરવાળો કરવો તે કરતાં રેતીમાં માથું સંતાડી દેવું સારું. બાકી તો એટલામાં પોતાના મકાનમાં એકાદ બે ઓરડા જરૂર બંધાવી શકાય !

અલબત્ત આવી માંદગીમાં દિલાસા શોધવા હોય તો ચઢી ગયેલાં ઘણાં પુસ્તકો વાંચી શકાય છે; આંતરડાં ઓવરહોલ થઇ જાય છે; ચામડીનો રંગ જરા ઊઘડે છે અને સ્વપ્નાં મઝાનાં આવે છે ! એકવાર ભર ઊંઘમાં રાતના દોઢ વાગે અમે જાણે સ્પ્રીન્ગનો ટેસ્ટ કરતા હોઇએ તેમ પલંગમાં ઉછળીને પાછા પડ્યા. પાસે બેઠેલાંઓએ ચમકીને ખુલાસો પૂછ્યો, તો અમે જણાવ્યું કે આ એક રસિક સ્વપ્નનો ભાગ હતો અનેક વિચિત્ર સ્વપ્નમાંના એકની જ વાત કરીએ તો તે રાતે સ્વપ્નમાં અમે એક અદ્યતન મેળામાં હતા. અન્ય સહેલાણીઓ સાથે દોઢસો ફૂટ ઊંચા એક મિનારા પરથી લટકતી એક ખુરશીમાં અમે પણ લંગરની જેમ ઘૂમતા હતા. ત્યાં નીચે એક ટ્રેન આવીને ઊભી. તેનો છેલ્લો ઉઘાડો ડબ્બો પાણી ભરેલો હોજ હતો અને તે મિનારાની બરાબર

નીચે જ હતો. લાઉડસ્પીકરમાંથી સૂચના સંભળાઈ કે "મિનારા પરથી આ હોજમાં ભૂસકો મારે તેને જ આ ટ્રેનની મુસાફરીમાં ઘૂમવાનો અધિકાર મળશે.' જોતજોતામાં બધાએ ભૂસકા માર્યા એટલે અમારી પણ હિંમત આવી અને એટલે ઊંચેથી અમે પણ સીધા પેલા હોજમાં પડ્યા. (પલંગમાં ઉછળીને પડ્યા ને તે આ જ ભૂસકો હતો.) પછી આ રંગબેરંગી ટ્રેન ઉપડી. ટ્રેન સળંગ કોરીડોરવાળી હતી અને બધા સાથે અમે પણ હોજમાંથી નીકળીને ટ્રેનમાં ચાલુ ડબ્બામાં ગયા. તુરત સૂચનાઓ સંભળાઇ 'હવે ટ્રેન ખૂબ ગરમ ટ્રોપીકલ દેશમાંથી પસાર થશે.' અને ખરેખર એટલી બધી ગરમ લાગવા માંડી કે અમારાં ભીનાં કપડાં સૂકાઈ જાય, તે પહેલાં તેમાંથી વરાળ નીકળવા માંડી. ત્યાં બીજી સૂચના સંભળાઈ: 'તાપ લાગે તેથી કપડાં ફેંકી દેવા માટે છાપરાંની બારીઓ ખૂલશે.' ત્યાં તો છાપરે બારીઓ ખૂલી અને બધા ઉતારુઓએ જાણે સ્નાનનો ગણવેશ માત્ર રાખી બધાં કપડાં ફેંકી દીધાં. કેવો તાપ! પણ પાછી સૂચનાઓ સંભળાઈ: 'હવે આપણે એસ્કીમોના પ્રદેશોમાંથી પસાર થઈએ છીએ.' અને ત્યાં તો એટલી બધી ઠંડી શરૂ થઇ ગઈ કે અમે બધાં ઉતારુઓ ધ્રૂજવા માંડ્યા. ટ્રેન તો જાણે બસો માઇલની ઝડપે દોડતી હતી! દરેકને હવે કપડાં ફેંકી દીધાની મૂર્ખાઇ માટે પસ્તાવો થવા લાગ્યો.

ત્યાંતો પાછી આકાશવાણી સંભળાઈ: 'તમારી બેઠક નીચેનું ખાનું ખેંચો' અને ખરેખર દરેકની બેઠક નીચેથી સૌ સૌનાં પેલાં ફેંકી દીધેલાં કપડાં અસ્ત્રી કરેલ ગડીબંધ તૈયાર નીકળ્યાં! પાછી આબોહવા સરખી થઇ ગઇને આકાશવાણી થઇ! 'ઉત્તર બાજુની બારીએ પુરુષોને જોવા લાયક દૃશ્યો છે અને દક્ષિણ બાજુની બારીઓએ સ્ત્રીઓને જોવા લાયક દૃશ્યો છે.' સ્વાભાવિક રીતે સૂચના વિરુદ્ધ ઉત્તર બાજુની બારીઓ પર બધી સ્ત્રીઓ ગઇ અને દક્ષિણ બાજુની બારીઓએ પુરુષો ભેગા થયા હતા. બેય બાજુ ગધેડાંનાં ટોળાં હતાં! પણ ત્યાં તો ચાલતી ટ્રે-

કરરરરરર એમ કાપડ ફાટે એવો અવાજ થયો અને ઝીપફાસનરની જેમ વચમાંથી ટ્રેનના બે ભાગ પડવા માંડ્યા! પુરુષોવાળી ટ્રેનનું ફડાસીઉં જમણી બાજુના પાટે અને સ્ત્રીઓવાળી ટ્રેનનું ડાબી બાજુના પાટે અંગ્રેજી અક્ષર ' 'વાય'ની જેમ છૂટી પડી ગઇ. આમ પુરુષો અને સ્ત્રીઓ છૂટાં પડી ગયાં અને બેય અડધિયાં ટ્રેનો તદ્દન વિરુદ્ધ દિશામાં દોડતી છેવટે દેખાતી બંધ થઇ ગઇ! ગજબ થઇ ગયો. પછી અમારી ટ્રેન એક અંધારી ટનલમાં પેઠી અને તેમાંથી જેવી બહાર નીકળી, ત્યારે ફરી પાછો ટ્રેનનો છૂટો પડી ગયેલો ભાગ બાજુની ટનલમાંથી નીકળીને વચમાંથી ઝીપની માફક ધીમે ધીમે સંધાઈ જાય, તેમ પાછા સૌ સૌનાં કુટુંબીજનો અને મિત્રો મળી ગયાં!

હૃદયરોગની માંદગીમાં આવતાં આવાં વિચિત્ર સ્વપ્નાનું રહસ્ય ઉકેલવામાં અમારી ખબર જોવા આવતા હજનેક ડૉક્ટર મિત્રોમાંથી કોઈએ પૂર્ણ સફળતા મેળવી નથી. બાકી અમે તેઓની સલાહનો ઠીક ઠીક લાભ લીધા કર્યો છે. જેમકે છીંકથી ઊગરવા અમને અતિપ્રિય એવી ઘરના લોકોની રજકણે ખાવા દેતા નહિ. અમે ડૉક્ટરને એવી રીતે પૂછતા: ' જુઓને ડૉક્ટર સાહેબ મારે સોપારી બિલકુલ ખાવી નથી, છતાં ઘરનાં પરાણે આપે છે.' તો ડૉક્ટર જવાબ આપે, ' થોડો બારીક ભૂકો લેવામાં કશો વાંધો નહિ.' અને આમ ઉલટી રીતે અમને જરૂરી છૂટ મળતી હતી! અને શારીરિક પ્રગતિ સાથે માનસિક અધોગતિ થતી હોવાથી ડૉક્ટરોના મતમતાંતરનો લાભ પણ અમે લેતા. જેમકે અમુક ડૉક્ટર સનસનાટીથી બચવા છાપા વાંચવાની છૂટ ના આપે, પણ પુસ્તકો વાંચવા દે અને અમુક ડૉક્ટર ઢોકળાંની છૂટ ના આપે પણ ફણગાવાળા મગ ખાવા દે. આપણે આમ બારે ડૉક્ટરોના મત ભેગા કરીને દરેકમાંથી સારું (!) પસંદ કરીએ! પરિણામે છાપાં, ચોપડી, ઢોકળાં અને ફણગા-વાળા મગ બધાંનો લાભ લઇ શકાતો. આવું અમે સરકાર પાસેથી શીખ્યા છીએ. મધ્યસ્થ સરકારે કરવેરાના માળખામાં સુધારો કરવા

પેલા પરદેશી અર્થશાસ્ત્રી ડૉ. કાલ્ડોરની સલાહ માંગી. દેખતી રીતે જ ડૉ. કાલ્ડોરે અમુક કરવેરામાં ઘટાડા સૂચવ્યા, તો અમુકમાં વધારા. સરકારને ડૉ. કાલ્ડોરના કરવેરામાં વધારા કરવાના સૂચનનો માત્ર સ્વીકાર કરવાનું અનુકૂળ લાગ્યું. અમે પણ એ જ સરકારી નીતિ અનુસાર દરેક ડૉકટરની સલાહમાંથી અમને અનુકૂળ લાગ્યું તે તે ગ્રહણ કરીએ છીએ.

શરૂમાં એકવાર ડૉકટરને પૂછ્યું: 'અમારી જીભની સફેદી ક્યારે જશે?' ત્યારે તેમણે જણાવેલું: 'એક તો ચાલુ ખોરાક લેશો ત્યારે અને બીજું તમને બોલવાની છૂટ મળશે ત્યારે.' આથી એક નવું સત્ય લાગ્યું કે જીભની સફેદી બોલ બોલ કરવાથી ઘટે છે, આ પરથી બોલ બોલ કરનાર મુલાકાતીઓના સ્મરણ થાય છે. અમારે જીભ પર પ્રતિબંધ હતો એટલે મુલાકાતીઓને અમે પેલી ચિઠ્ઠી બતાવતા કે 'તમે જ બોલ બોલ કરો, મને માત્ર સાંભળવાની જ છૂટ છે.' પરિણામ વિચિત્ર આવતું. અમે અનુભવ્યું કે ઘણી વ્યક્તિઓ બહુ થોડું બોલી શકે છે અને બબ્બે જણા હોય તો ય અંદર-અંદર અમને સંભળાવવાની સેવા કરવા પૂરતી વાતચીત પણ કરી શકતા ન હતા. ચિઠ્ઠી આપું તો ઉલટા મૂંગા થઈ જાય. આમ 'બોલ બોલ' કરતી વ્યક્તિઓ તરફ અમને જે આદર ભાવ છે, તે ઉલટો વધ્યો છે. અલબત્ત અર્થવગરનું બોલ બોલ કરનારની વાત જુદી છે. પણ માહિતી કે આનંદ આપતી વાતચીતની કલા એ તો ખરેખર કુદરતની બક્ષીસ છે અને તેવી બક્ષીસ ના મળી હોય તો અમારા જેવા માંદા, જેને બોલવાનો પ્રતિબંધ હોય તેઓની શુશ્રૂષા માટે પણ આ કળા સૌએ કેળવવી જોઈએ! અમારે શુભ નસીબે તો કલાકો લગી રસિક વાર્તાઓ કહી શકે એવાં મિત્રો છે. બાકી કેટલીકવાર ખબર કાઢવા આવનાર પાંચ છ જણા પણ જાણે બહેરા મૂંગાની શાળા બની જાય છે! આવી પરિસ્થિતિમાં દરદીએ સમયસૂચકતા વાપરી કુદરતી હાજતની સંજ્ઞા કરીને મહેમાનોને ઓરડો ખાલી કરાવવાનો દરદીનો આગવો નુસખો વાપરવો પડે છે!

કરરરરરર એમ કાપડ ફાટે એવો અવાજ થયો અને ઝીપફાસનરની જેમ વચમાંથી ટ્રેનના બે ભાગ પડવા માંડયા! પુરુષોવાળી ટ્રેનનું ફડાસીઉં જમણી બાજુના પાટે અને સ્ત્રીઓવાળી ટ્રેનનું ડાબી બાજુના પાટે અંગ્રેજી અક્ષર' 'વાય'ની જેમ છૂટી પડી ગઇ. આમ પુરુષો અને સ્ત્રીઓ છૂટાં પડી ગયાં અને બેય અડધિયાં ટ્રેનો તદ્દન વિરુદ્ધ દિશામાં દોડતી છેવટે દેખાતી બંધ થઇ ગઇ! ગજબ થઇ ગયો. પછી અમારી ટ્રેન એક અંધારી ટનલમાં પેઠી અને તેમાંથી જેવી બહાર નીકળી, ત્યારે ફરી પાછો ટ્રેનનો છૂટો પડી ગયેલો ભાગ બાજુની ટનલમાંથી નીકળીને વચમાંથી ઝીપની માફક ધીમે ધીમે સંધાઈ જાય, તેમ પાછા સૌ સૌનાં કુટુંબીજનો અને મિત્રો મળી ગયાં!

હૃદયરોગની માંદગીમાં આવતાં આવાં વિચિત્ર સ્વપ્નાનું રહસ્ય ઉકેલવામાં અમારી ખબર જોવા આવતા ડઝનેક ડોક્ટર મિત્રોમાંથી કોઈએ પૂર્ણ સફળતા મેળવી નથી. બાકી અમે તેઓની સલાહનો ઠીક ઠીક લાભ લીધા કર્યો છે. જેમકે છીંકથી ઊગરવા અમને અતિપ્રિય એવી ઘરના લોકોની રજકણે ખાવા દેતા નહિ. અમે ડોક્ટરને એવી રીતે પૂછતા: 'જુઓને ડોક્ટર સાહેબ મારે સોપારી બિલકુલ ખાવી નથી, છતાં ઘરનાં પરાણે આપે છે.' તો ડોક્ટર જવાબ આપે, 'થોડો બારીક ભૂકો લેવામાં કશો વાંધો નહિ.' અને આમ ઉલટી રીતે અમને જરૂરી છૂટ મળતી હતી! અને શારીરિક પ્રગતિ સાથે માનસિક અધોગતિ થતી હોવાથી ડોક્ટરોના મતમતાંતરનો લાભ પણ અમે લેતા. જેમકે અમુક ડોક્ટર સનસનાટીથી બચવા છાપા વાંચવાની છૂટ ના આપે, પણ પુસ્તકો વાંચવા દે અને અમુક ડોક્ટર ઢોકળાંની છૂટ ના આપે પણ ફણગાવાળા મગ ખાવા દે. આપણે આમ બારે ડોક્ટરોના મત ભેગા કરીને દરેકમાંથી સારું (!) પસંદ કરીએ! પરિણામે છાપાં, ચોપડી, ઢોકળાં અને ફણગાવાળા મગ બધાંનો લાભ લઇ શકાતો. આવું અમે સરકાર પાસેથી શીખ્યા છીએ. મધ્યસ્થ સરકારે કરવેરાના માળખામાં સુધારો કરવા

એક આ કારણ અમને બંધબેસતું આવે છે, કારણ કે અમે પણ 'ડ્રાયવર' વર્ગના છીએ! એટલે કે 'એક ડ્રાઈવીંગ' કરનારે હવે વાહન ચલાવતાં શીખી લેવું એ હવે પોતાના હિતનું નહિ ગણાય!

સરવાળે હૃદયરોગ અટકાવવા માટે હજી કંઈ ચોક્કસ માર્ગ વિજ્ઞાનને જડ્યો નથી. રશિયાની માફક આ રોગની બાબતમાં ભગવાને પોતાનો 'વિટો' રાખ્યો લાગે છે! બાકી આમ તો હૃદય ઘણી જ મજબૂત બનાવટનું છે. ચાલીસ વર્ષની ઉંમર લગીમાં ક્ષણનો પણ થાક ખાધા વગર પંદર અબજ વખત તેણે સતત્ ધબકારા કરી લોહીનું પંપીંગ ચાલુ રાખ્યું હોય છે. મનુષ્યે બનાવેલું કોઈ મશીન સતત્ આટલું કામ આપી શકતું નથી. બચવાનો માર્ગ એક જ છે અને તે એ કે 'ઈવોલ્યુશન થીયરી' પર શ્રદ્ધા રાખવી. એટલે કે મનુષ્યના દેહને પૂંછડા જેવી જે વસ્તુની જરૂર નથી તે લઈ લેશે અને જે જે વસ્તુની જરૂર પડશે તે તે કુદરત આપોઆપ પૂરી પાડશે! એ નિયમ પ્રમાણે આપણને ધીમે ધીમે એક વધુ હૃદયની જરૂર પડશે અને જે ભગવાને બે હાથ બે આંખ બે ફેફસાં આપ્યાં છે તે યોગ્ય વખતે બીજું હૃદય પણ જરૂર આપશે એવી શ્રદ્ધા રાખીએ!

હવે અંતે હૃદયરોગ કેમ અટકે તેની વાત કરી લઈએ. પેલું પુસ્તક 'થેંક ગોડ ફોર માય હાર્ટ એટેક' તેમજ નવેમ્બરના 'લાઇફ'માં આ અંગે રસિક માહિતી છે. પણ આ બધી માહિતીનો સાર એ છે કે હાર્ટએટેક અટકાવવાનો કે અગાઉથી ચેતવણી મેળવવાનો કોઈ જ માર્ગ હજી શોધી શકાયો નથી. દુનિયામાં અમેરિકામાં સૌથી વિશેષ મરણો હૃદયરોગથી થાય છે ને તેનું કારણ પ્રાણીજન્ય ચરબીવાળા ખોરાકનો અતિરેક જણાવાય છે. પણ છેલ્લાં જાપાનીઝ સંશોધન મુજબ પ્રાણીજન્ય ચરબીનો વાંધો નથી. સત્ય એ છે કે અમેરિકાએ અન્ય રોગો પર કાબૂ મેળવી આયુષ્યની મર્યાદા એટલી બધી ઊંચી ચઢાવી છે કે તેઓને આત્માને દેહથી છૂટો પાડવા માટે હૃદયરોગનો આશરો લેવાનો રહે છે. અને રોગો પરનો કાબૂ એટલી હદનો છે કે જે એમેરિકનો હૃદયરોગની અવગણના કરે તેને મોટર અકસ્માતને શરણે જવું પડે છે. અમેરિકામાં સૌથી ભયંકર રોગ મોટર અકસ્માતનો જ છે!

હૃદયરોગનું ઓછામાં ઓછું પ્રમાણ જાપાનીઝોમાં છે અને અમેરિકન સંશોધન પ્રમાણે તેનું કારણ જાપાનીઝ પ્રજા ભાત ખાય છે તે જ છે. જ્યારે પં. જવાહરલાલજી દેશના હિતમાં ચોખા છોડાવવા માગે છે. અમારા જેવા માટે કોયડો એ જ છે કે પહેલો દેશ કે દેહ! વધારે ચરબી અને વધુ લોહીનું દબાણ એ કારણો પણ અંગત રીતે અમને અનુરૂપ થતા નથી. ત્રીજું, પ્રાણીજન્ય ચરબીના ખોરાકથી લોહીમાં કોલેસ્ટેરોલનું પ્રમાણ વધે છે એ પણ એક કારણ ગણાય છે. અને તે પણ ઓછું કરવા આપણા જેવા શાકાહારી માટે તો માત્ર ઘી છોડવાનું રહે છે. હાઇડ્રોજનેટેડ બનાવટી ઘી પણ છોડવું રહ્યું. પણ જાપાનીઝોએ એની છૂટ આપી છે અને વળી અમેરિકન મત પ્રમાણે 'કોલેસ્ટેરોલ'માં માનસિક આઘાતથી પણ વધઘટ થાય છે. અમેરિકન મત પ્રમાણે બેસી રહેનારાને હાર્ટ એટેક વિશેષ થાય છે. જેમકે બસ કંડક્ટરો કરતાં બસ-ડ્રાયવરોમાં હૃદયરોગનું પ્રમાણ સવિશેષ જણાયું છે! અલબત્ત

એક આ કારણ અમને બંધબેસતું આવે છે, કારણ કે અમે પણ 'ડ્રાયવર' વર્ગના છીએ! એટલે કે 'એક ડ્રાઈવીંગ' કરનારે હવે વાહન ચલાવતાં શીખી લેવું એ હવે પોતાના હિતનું નહિ ગણાય!

સરવાળે હૃદયરોગ અટકાવવા માટે હજી કંઈ ચોક્કસ માર્ગ વિજ્ઞાનને જડ્યો નથી. રશિયાની માફક આ રોગની બાબતમાં ભગવાને પોતાનો 'વિટો' રાખ્યો લાગે છે! બાકી આમ તો હૃદય ઘણી જ મજબૂત બનાવટનું છે. ચાલીસ વર્ષની ઉંમર લગીમાં ક્ષણનો પણ થાક ખાધા વગર પંદર અબજ વખત તેણે સતત્ ધબકારા કરી લોહીનું પંપીંગ ચાલુ રાખ્યું હોય છે. મનુષ્યે બનાવેલું કોઈ મશીન સતત્ આટલું કામ આપી શકતું નથી. બચવાનો માર્ગ એક જ છે અને તે એ કે 'ઈવોલ્યુશન થીયરી' પર શ્રદ્ધા રાખવી. એટલે કે મનુષ્યના દેહને પૂંછડા જેવી જે વસ્તુની જરૂર નથી તે લઈ લેશે અને જે જે વસ્તુની જરૂર પડશે તે તે કુદરત આપોઆપ પૂરી પાડશે! એ નિયમ પ્રમાણે આપણને ધીમે ધીમે એક વધુ હૃદયની જરૂર પડશે અને જે ભગવાને બે હાથ બે આંખ બે ફેફસાં આપ્યાં છે તે યોગ્ય વખતે બીજું હૃદય પણ જરૂર આપશે એવી શ્રદ્ધા રાખીએ!

રાણીને ઘેર લઈ આવવા પોતાને પિયર પહોંચી. પણ ત્યાં તો સમાચાર સાંભળી તેના હોશકોશ ઊડી ગયા ! બાપનો વિચાર ફરી ગયેલો અને બેનનું લગ્ન તો આગલે દિવસે જ બીજા મુરતિયા સાથે પતાવી દેવામાં આવ્યું હતું. અહીં તો કન્યા રાણીના હજાર રૂપિયા ઉપજેલા, જ્યારે બેનને ત્યાં બેન પરણાવે તો તો ઓછાં નાણાં લેવાય છે ! વળી મા-બાપને મન તો બધા મુરતિયા સરખા હતા. એક બાજુ બેનના લગ્નનું જમણ ચાલે છે અને બીજી બાજુ મેના માતાના ખોળામાં પોક મૂકીને રડે છે. પોતાના માબાપને કહે "હવે હું કયે મોઢે ઘેર જાઉં-મારા સાસુજીને શી રીતે મોઢું દેખાડું ?"

બાપે જણાવ્યું કે "તું દિયરના લગ્ન કરવા ના આવીશ એવો પત્ર મેં લહિયા પાસે લખાવ્યો છે, છતાં તું કેમ આવી ?" તેના જવાબમાં મેનાએ કહ્યું કે: "ઉલટું તમે લખાવ્યું છે કે જલદી જલદી આવજે. હેંડો અમદાવાદ. મીંરા શેઠાણી પાસે કાગળ વંચાવું."

બાપ કહે: "થવાનું થઈ ગયું પણ હવે તું તારી બેનના લગ્નમાં આવી છું તો એ ત્રણ દહાડા રહી જા." મેના ઘેર પણ શું મોઢું બતાવે એટલે સૂડી વચ્ચે સોપારી જેમ વખાની મારી પિયરમાં ચાર દહાડા રહી, પણ અન્નને અડકી નહિ.

જાન વિદાય થવાની હતી તેની આગલી રાતે રાણી બેનને આવી કહે "મેના બેન ! પૈસાની લાયમાં મોટીમચ્ચ મૂછાળા અને જેની બે બૈરી તો નાસી ગઈ છે એવા સાથે મને પરણાવી છે. હું તો કાનાને પઈણિવાજ હજી પણ ખુશી છું તો જાન ઉપડે ત્યારે બીજા સ્ટેશનેથી હું તારી સાથે નાશી જઈશ. પેલો કાગળ લહિયા પાસે બાપાએ લખાવેલો કે તું લગ્ન માટે ના આવીશ પણ તેમાં, લહિયાને ચાર આના આપીને નીચે 'તું ઉતાવળી ઉતાવળી દોડી આવજે.' એમ મેંજ લખાવેલું. એટલે બેય લખાણ હાચા, તો રાહ જોજે."

મેનાએ પેલી જાનવાળી ટ્રેન પર બીજા સ્ટેશને ઉતરીને રાણીની

રાહ જોઈ. ટ્રેન ઉપડી સ્ટેશન ખાલી થઈ ગયું. કોઈ દેખાયું નહિ. એક ઓળખીતીએ સંદેશો આપ્યો કે રાણીને જાપ્તા હેઠળ રાખવામાં આવી હતી. કશી ગંધ આવી ગઈ હશે.

અહીં ઘેર કાનો અને તેની ઘરડી મા હરખભેર 'વહુ'ની રાહ જોતાં હતાં. રાણી આવશે તો આમ કરીશું, રાણી આવશે તો તેમ કરીશું. કાનાએ ઈંટ માટીની બીજી ઓરડી પણ ચણાવી લીધી હતી. ધાર્યા કરતાં વધુ દિવસો થઈ ગયા હતા, છતાં આ અભણ કેમ તાર કાગળમાં સમજે નહિ અને મોડા વહેલાની ચિન્તાયે ના કરે. ત્યાં તો બપોરના બાર વાગે દૂરથી મેના અને કાકી, મામી વગેરે વાળી પેલી નાનકડી જાન આવતી દેખાઈ. કાનાના મિત્રોએ ખુશાલીમાં થાળી વગાડી અને બંગલામાંથી પણ બધાં 'વહુ'નું સ્વાગત કરવા ભેગા થઈ ગયાં. પણ મેનાએ બંગલાના પગથિયે માથું પછાડીને પોક મૂકી.

બધાંને થયું કે કંઈ અશુભ થયું છે. ઘરમાં કોઈ સ્વર્ગવાસી થયું લાગે છે. મેના શું બોલે ? પણ સાથેનાએ વાતનો ફોડ પાડ્યો કે તેઓ પહોંચ્યા તેને આગલે દહાડે જ રાણીને બીજે પરણાવી દેવામાં આવી હતી અને મેનાએ માબાપ આગળ ઘણો કકળાટ કર્યો, પણ કંઈ ઉપજ્યું નથી.

અઠવાડિયું થઈ ગયું પણ મેના પોતાની સાસુ પાસે ઓરડીમાં જતી નથી. બંગલામાં કામ કરે છે અને ઓટલે સૂઈ જાય છે. એટલામાં રાણીનો સંદેશો લઈને મેનાની એક બેનપણી આવી પહોંચી ને મેનાને કહે : "રાણીએ કહાવ્યું છે કે મારે તો કાના સાથે જ લગ્ન કરવું છે. માટે કાનાને કહો કે મને ઉપાડી જાય. હું બધી રીતે તૈયાર છું. જાન ઉપડી–ત્યારથી ટ્રેનમાં મારી ઉપર ચોકી રાખવામાં આવી હતી, એટલે હું તને મળી શકી નથી. તો વહેલી તકે તારો દિયર આ નરકમાંથી ઉગારી જાય."

મેના આ સમાચાર સાંભળી ખુશ થઈ અને પહેલીવાર સાસુજીના

ઘરમાં પ્રવેશ કર્યો. તેણે દિયરને પડકાર કર્યો કે "તું મરદ હો ને પાણી ચઢે તો રાણીને છોડાવી લાવ, નહિ તો આ ઘાઘરો પહેરીને બેસ."

કાનાને પાણી તો ચઢ્યું છે, પરંતુ તે જ ઘડીએ તેની અગાઉની નાસી ગયેલી બૈરી તરફથી સંદેશો લઈને તેનો ભાઈ ઘરમાંજ આવેલો છે. આગલી બૈરીએ કહાવ્યું છે કે પોતે કાનાને મૂકીને ભાગી ગઈ અને બીજાનું ઘર માંડ્યું તે તેની ભૂલ થઈ ગઈ છે. આજ બે વર્ષ થયાં તે પસ્તાય છે, વાંક કાનાનો નહિ પણ પોતાનો ગણે છે. કાનો તેને ઘરમાં રાખવાની હા પાડતો હોય તો ફરી વાર પોતાના આ ધણીથી નાસી છૂટીને કાનાનું ઘર માંડવા તૈયાર છે ને તેની નોકરડી તરીકે રહેવા પણ ખુશી છે.

બબ્બે બૈરીએ કુંવારો કાનો આમ ભારે મૂંઝવણમાં પડ્યો છે. મેના મમત પકડીને બેઠી છે. મિત્રો કાનાને કહે છે કે હાલ આપણે રાણીને ઉપાડી લાવીએ. બીજી બાજુ કાનાને મન પોતાની પત્નીને ઉપાડી જનારને ઘેરથી પાછી તેને છોડાવી લાવ્યાનો અભરખો છે, જ્યારે પહેલી નાસી ગએલી ત્યારે તેણે કહેલું કે "તને બે વર્ષમાં ફરી ઉપાડી ના લાવું તો આ મૂછો મૂંડાવી નાખું."

આમ કાનો ભારે દ્વિધામાં છે.

કોમના રિવાજો જાણવા જેવા છે. નાસી જવાથી બૈરીની આબરૂને ધોકો લાગતો નથી. મૂરતિયાની કંઈ કિમ્મત નથી, જ્યારે કન્યાના પાંચસોથી હજાર ઉપજે છે. અને સ્ત્રીઓ કામ કરી આર્થિક રીતે પગભર રહેતી હોવાથી કોમ આખીમાં ઉજળિયાત કોમથી ઉલટું દીકરીનો જન્મ ખુશાલીનો પ્રસંગ ગણાય છે. ચાર દીકરીએ મેના વધુ મોભાથી એકલી રહી શકી છે. પતિપત્ની આજીવન બદલાયા ન હોય એવાં તો કોમમાં એક માત્ર દંપતી મેના અને તેનો પતિ જ હતાં. આથી મેનાએ પતિસ્મરણે જીવન જીવી કોમમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે, છતાં પોતે દિયરને પોતાની પરણાવેલી બેન રાણીને ઉઠાવી લાવવા હઠ

પકડીને બેઠી છે. આ કોમના લગ્નના રિવાજ મુજબ જે પુરુષ બીજાની પત્નીને ભગાડી જાય તે આપોઆપ તેનો પતિ થઈ જાય છે. માત્ર અગાઉના પતિને તેણે કન્યા લાવવા આપેલાં નાણાંનાં દોઢાં નાણાં ન્યાત મારફત મોકલવાં પડે. ટૂંકામાં ઉપાડી જવું એજ એક લગ્નવિધિ અને તેનો ખર્ચ મૂળ કન્યાની કિંમત કરતાં દોઢો થાય એટલું જ. આ કિસ્સામાં મેના રાણીને મફત ઘેર લાવત તેને બદલે હિયર ઉઠાવી લાવે તો હજારેકનો દંડ ન્યાત મારફત પહેલા પતિને આપવો પડે. લગ્ન સંસ્થાના કેવા ઉદાર રિવાજો આપણા આંગણામાં છે!

આ તો સાચી વાર્તા છે. તો અમે હવે વાંચકને બે પ્રશ્ન પૂછીએ છીએ. આ વાતોનો અંત શું આવશે? કાનો આગલી બૈરીને ઉપાડી લાવશે કે ભાભીની ઇચ્છા મુજબ તેની બેન રાણીને? કાનાને તમે શું સલાહ આપશો? કાનો શું કરે?

# ૨૦ : સ્નાનકુંડ

"તમારા શહેરમાં મ્યુ. એ સુંદર તરવાનો હોજ બંધાવ્યો છે અને તમે પોતે કેમ એનો લાભ લેતા નથી?" મુંબઈથી પધારેલ એક મફતલાલપાર્ક-નિવાસીએ પૂછ્યું.

"ગફલતમાં જ રહી ગયો. બાકી સવાફૂટ જેટલું તરતાં આવડે છે એટલે સદ્‌ગુણે હું પાટસ્કર દાખલ થઈ જાત."

"પાટસ્કર દાખલ એટલે?"

"આ હો. માફ કરજો. બાકી પેલા મધ્યસ્થ સરકારના કાયદા પ્રધાને મુંબઈને બે વર્ષમાં આપોઆપ મહારાષ્ટ્રમાં જોડવાની યોજના જાહેર કરી ત્યારે 'આપોઆપ'ની સર્વ યોજના માટે અમે લોકો પાટસ્કર શબ્દ વાપરીએ છીએ. અને પછીથી તો આપોઆપ શબ્દને બદલે પાટસ્કર શબ્દ પ્રચલિત થઈ ગયો છે. અમારા આ મ્યુ. ર. લ. સ્નાનકુંડમાં પણ તરતા આવડતું હોય તે બધાને પાટસ્કર ભૂલ્યો આપોઆપ સભ્ય બનાવી દેવામાં આવ્યા છે."

"તો પછી તમે હવે અરજી કરોને!"

"એ તો એવું છે કે જેમ શ્રી નહેરૂએ મુંબઈને પાંચ વર્ષ મહારાષ્ટ્રમાં જતું અટકાવી પાટસ્કર યોજના તોડી પાડી એજ રીતે તરતા આવડે તેવાઓ માટે પણ પાટસ્કર સભ્ય થવાની યોજના અમારી મ્યુ. સ્નાનકુંડ સમિતિએ તોડી નાખી છે. પરિણામે એવું થયું કે અમારા

જેવા તારાઓ રહી ગયા અને સાડા ત્રણ ફૂટમાં છબછબિયાં કરનારાં પેસી ગયાં."

"એ તો યોગ્ય જ છે, નહિ તો પછી શિખનારાને તક જ ના મળેને! પેલા ઈભારકોઠાનું સાંભળ્યું?"

"શું?"

"કહે છે કે સ્નાનકુંડમાં જવા માટે સવારે મોટરમાં લિફ્ટ મળે એ હેતુથી એક મોટરવાળા પાડોશીનું ફૉર્મ છેલ્લી ઘડીએ ભરાવી લીધું. પછી તો ન કર્યું નારાયણે તે ચિઠ્ઠીઓ ઉપાડવામાં ઈભારકોઠા પોતે જ રહી ગયા અને પેલા મિત્ર પેસી ગયા. હવે તો તેમને પણ મારી જેમ કોઈના મહેમાન બનીને ચાર આને ખંખોળિયું ખાવું પડે છે!"

"અમારા મફતલાલ પાર્ક કરતાં સારું; અમારે ત્યાં રૂપિયે ડીપ છે. બાકી જોવાની મઝા અમારે ત્યાં. એક તો આખા પાર્કમાં ભાઈ બહેનો સ્વીમીંગસુટમાં હરીફરી શકે."

"ખરી વાત છે. હું તમારે ત્યાં પહેલે દિવસે આવ્યો, ત્યારે તમારા પેલા મિત્ર અને તેમના પત્નીને ઘરમાંજ તરવાના ગણવેશમાં ટેબલ પર ચા પીતાં પીતાં મને આવકારતાં જોઈ દીંગ થઈ ગયેલો. પછી ખ્યાલ આવ્યો કે રિવાજથી જ સ્નાનકુંડમાં જનારાં પાર્કનાં સ્ત્રીપુરુષો વચમાં પડોશીને ત્યાં ચા પીવા પણ આમ નિસ્સંકોચ પણે ટપકી પડે છે. બાકી સ્નાનકુંડમાં નહાવાનો આનંદ અનેરો છે અને તેથી 'લાલદરવાજાનું સ્વર્ગ' ઊભું કરીને આમારી મ્યુ. એ એક અભિનંદનીય કાર્ય કર્યું છે."

"એમાં અભિનંદનીય શું છે મોટું?" પેલા મુંબઈગરાએ પૂછ્યું.

"કેમ આમ બોલો છો તમે? હોજમાં સ્નાન કરવા જેવો નિર્દોષ આનંદ છે કોઈ બીજો? જૂનવાણી ગણાતા અમદાવાદમાં આવો ૧૨૦–૫૦નો મીઠાં પાણીનો આધુનિક કુંડ થાય એ તો ઘેર બેઠાં સ્વર્ગ જેવું ગણાય ને! વળી અમદાવાદની બહેનો અને તેયે માત્ર કોલેજની સપ્રમાણ

મેરિલિન મનરોજ નહિ પણ દેહના પ્રમાણની અવગણના કરતી ગૃહિણીઓ અને સાસુઓ પણ અહીં તરવા આવે છે। તરવાનું સારું જ્ઞાન ધરાવતી પેલી પંચામૃતબહેનોના આંખદેખ્યા અહેવાલ પ્રમાણે, અમને તરવા કરતાં તો આ કપ્રમાણ સન્નારીઓને તરતાં શિખતી જોવાનું અને તેમની નવી નૈતિક હિંમતની કદર કરવાની ઔર મઝા આવે છે."

"એ તો ઠીક બાકી મારે મન અહીં પણ અમારા મફતલાલ પાર્ક જેમ આખો દિવસ ગમે ત્યારે આબાલવૃદ્ધ સ્ત્રી–પુરુષોને ગમે ત્યારે આવવાની છૂટ હશે. જ્યારે અહીં તો પતિપત્નીને પણ છૂટા પાડવામાં આવે છે."

"હજી શરૂઆત છે ને! બાકી જ્યાં જેવા રિવાજ. જાપાનમાં 'વિનસદ મિલો'નું પૂતળું ના રાખી શકાય છતાં જાહેર સ્નાનાગારમાં બબ્બે આનાની ફીથી વિના વસ્ત્ર નાહી શકાય. એટલું જ નહિ પણ અમેરિકન લશ્કરે જાપાનનો કબ્જો લીધા પછી એક અમલદારે જાહેર સ્નાનાગારમાં વિનાવસ્ત્રે ભાઈ–બહેનોને અલગ અલગ રાખવાનો હુકમ આપ્યો અને બીજે દિવસે ત્યાં આવી જોયું તો? સ્નાનાગારના માલિકે વચમાં માત્ર એક દોરડું જ બાંધીને આદમ–ઈવોને જૂદાં પાડેલાં! વારુ તમે અત્યારથી જ અત્રે મીક્ષ બાથ ઈચ્છો છો?"

"હાસ્તો વળી."

"આ શહેરમાં એવું જોયું કોઈ જગાએ?"

"હા, નદી પર સેંકડો ભાઈ–બહેનો માટે તમારી મ્યુ. એ મિશ્ર સ્નાનની સગવડ રાખી છે ને!"

અમે કાનની બૂટ પકડતાં કબૂલ્યું: "હા, એ વાત તો ખરી. નદીમાં તો વર્ષોથી કોઈ જાતનો પ્રતિબંધ નથી."

"અને આ ર. લ. સ્નાનકુંડમાં તો ઉલટું એન્લાઈટન્ડ બહેનો આવે છે તો મિશ્રસ્નાન કેમ નહિ? અહીં તો જોયું કે બહેનોના સમયે ઝાંપા ઉપર પણ પડદાં લગાવે છે. વળી બાજુમાં આટલાં ઊંચાં પતરાંનાં

પડદાં લગાવી મારા જેવા મફતલાલપાર્ક વાસીને તો આશ્ચર્યમાં ડુબાડી દીધો છે. આ તે કેવી લોકશાહી–બિચારાં નદીમાં નહાય એ ગરીબ, મધ્યમ વર્ગનાઓને કંઈ જ રક્ષણ નહિ અને સુધરેલી તથા શ્રીમંત સન્નારીઓ માટે પતરાં?"

"એવું છે ને કે સ્નાનકુંડ બંધાયો પછી આજુબાજુનાં મકાનોની કિંમત વધી ગઈ હતી. કહેવાય છે પેલા ઊંચા પતરાને ખીલીથી કાણાં પાડીને કોઈએ 'સ્ટેલાગ સેવન્ટીન' ફિલ્મની જેમ કોઈએ ચાર ચાર ફી ખાધેલી! બાકી પતરાં શા માટે લગાવ્યાં તેની ખબર છે?"

"સ્નાન કરવા આવતી સન્નારીઓએ શરત કરી હશે કે આજુ-બાજુમાં ઊંચાં પતરાં લગાવો તો જ ફોર્મ ભરીશું"

"અરે હોય? એ બહેનો તો તમે કહ્યું તેવી સુશિક્ષિત–એન્લાઈટંડ છે, પણ આજુબાજુનાં મકાનોવાળી જૂનવાણી છે. એકસો સત્યાસી સહીઓ સાથે એ મકાનોવાળી બહેનોએ મ્યુ. ને અરજી કરી કે: 'જો સ્ત્રીઓ સાલ્લા પહેરીને અહીં સ્નાન ના કરવાની હોય તો તેવાં દશ્યથી અમે ટેવાયલાં નથી, બિકીની ગણવેશ અમે સહન કરી શકીએ નહિ. ઉપરાંત અમારા પતિદેવોના માનસ પર એની અશુભ અસર થાય છે. માટે ત્રીસ ફૂટ ઊંચા પતરાંની આડ બાંધી અમને રક્ષણ આપો.' અને મ્યુ. ને તે યોગ્ય લાગ્યું."

"એમ! ત્યારે તો આજુબાજુ વસતી બહેનોની ઈચ્છાથી પતરાં લગાવ્યાં છે!"

"ત્યારે! આ તો અમદાવાદ છે. જો કે અમુક મકાનવાળાએ આવાં પતરાંની દીવાલથી હવા રોકાય છે; અને પોતાના મકાનની આજુબાજુ દેખાતું કોઈપણ પ્રકારનું કુદરતી સૌંદર્ય રોકવાનો મ્યુ. નો અધિકાર નથી; વગેરે વાંધા જણાવ્યા છે. એક તમારા વિચારના મકાનમાલિકે તો એવી પણ ધમકી આપ્યાનું કહેવાય છે કે 'પતરાં

જેટલાં ઊંચા બાંધશો તેથી વધુ ઊંચો એક માળ હું મારા ઘર પર બાંધીશ અને ટિકિટો વેચીશ!"

"મને લાગે છે કે તો પછી અહીંઆ બાયનોકયુલરના ભાવ વધી ગયા હશે!"

"પણ આવાની સામે પગલાંએ કેવી રીતે લેવાય—કોઈના ઘર પર ઓછા પડદા બાંધી શકાય છે?"

"મેં એકવાર એવું કરેલું. વાત એમ હતી કે અમે 'કવિચિ અચંબા' તરફથી ઉદયશંકરનું છાયાનૃત્ય રામલીલા પ્રીતમનગરના મેદાનમાં ગોઠવેલું. પચાસ ફૂટ ઊંચો પડદો હોવાથી આજુબાજુનાં મકાનવાળાને મફત નિમંત્રણો આપી પોતાનાં ઘર બંધ રાખવા સમજાવેલા. પરંતુ એક બંગલાવાળાએ અમારું માન્યું નહિ અને કહે કે: 'મારા ઘેરથી જે દેખાતું હોય તેના પર કોઈ પ્રતિબંધ હું સ્વીકારીશ નહિ. મેં તો પચાસ ખુરશીઓ ધાબા પર ગોઠવીને મિત્રોને બતાવવાનું નક્કી કર્યું છે."

"બરાબર છે. તેમાં તમારું શું ચાલે!"

"મને એક નુસખો સૂઝ્યો. એક મોટું સફેદ ફ્લડલાઈટ પેલા ભાઈના ઘર સામું ગોઠવ્યું."

"આબાદ નુસખો ગણાય—આંખ પર આંજી નાખે એવું તેજ પડે એટલે કેવી રીતે જોઈ શકે!"

"બસ ત્યારે મ્યુ. પણ બહેનોનો કે મિશ્રનો સમય રાતનો રાખે અને આજુબાજુ ઊંધા ફ્લડ લેમ્પ્સ ગોઠવી દે."

"પણ મને ડર છે કે લોકશાહીના સિદ્ધાંતે માત્ર ર. લ. સ્નાનકુંડની બહેનોને આવું રક્ષણ આપવું તે ન્યાયી નહિ ગણાય!"

"કેમ?" અમે પૂછ્યું.

કેમ તે અહીં શ્રીમંત સન્નારીઓ માટે પતરાં કે લેમ્પનું રક્ષણ, જ્યારે સાબરમતીમાંની ગરીબ બહેનો માટે રક્ષણ તો ઠીક પણ ઉપરથી

ડોકિયાં કરવા માટે ત્રણ ત્રણ પૂલોની સગવડ ઓછી પડે છે કે તે પાછો ચોથો જવાહર પૂલ મ્યુ. બંધાવી રહી છે!"

"એ વાત ખરી. સ્નાન કરનારા તરવાનું શીખે ત્યારે ખરા પણ અત્યારથી મંડળ ઊભું કરી પાણીને વહેતું રાખી, તરતી જ્યાતને દૂર કરવાનું વગેરે માટે આંદોલન કરી રહ્યા છે; તે જ રીતે સાબરમતી નદીમાં સ્નાન કરતી બહેનો પણ મ્યુ. ને પડકાર ફેંકશે કે ર. લ. કુંડની સ્નાન સુંદરીઓની જેમ અમને પણ પતરાં બાંધી આપો."

"પણ મ્યુ. એ એનો જવાબ તૈયાર રાખ્યો છે કે નદીમાં સ્નાનના ગણવેશમાં જ સ્નાન કરવાની બાંહેધરી આપો અને મહિને બહાર નહિ તો નવ રૂપિયા ફી આપો."

"વાહ ભાઈ વાહ, અમદાવાદને અમદાવાદી જ પહોંચે."

જેટલાં ઊંચા બાંધશો તેથી વધુ ઊંચો એક માળ હું મારા ઘર પર બાંધીશ અને ટિકિટો વેચીશ!"

"મને લાગે છે કે તો પછી અહીંઆ બાયનોક્યુલરના ભાવ વધી ગયા હશે!"

"પણ આવાની સામે પગલાંએ કેવી રીતે લેવાય—કોઈના ઘર પર ઓછા પડદા બાંધી શકાય છે?"

"મેં એકવાર એવું કરેલું. વાત એમ હતી કે અમે 'કવિચિ અચંબા' તરફથી ઉદયશંકરનું છાયાનૃત્ય રામલીલા પ્રીતમનગરના મેદાનમાં ગોઠવેલું. પચાસ ફૂટ ઊંચો પડદો હોવાથી આજુબાજુનાં મકાનવાળાને મફત નિમંત્રણો આપી પોતાનાં ઘર બંધ રાખવા સમજાવેલા. પરંતુ એક બંગલાવાળાએ અમારું માન્યું નહિ અને કહે કે: 'મારા ઘેરથી જે દેખાતું હોય તેના પર કોઈ પ્રતિબંધ હું સ્વીકારીશ નહિ. મેં તો પચાસ ખુરશીઓ ધાબા પર ગોઠવીને મિત્રોને બતાવવાનું નક્કી કર્યું છે."

"બરાબર છે. તેમાં તમારું શું ચાલે!"

"મને એક નુસખો સૂઝ્યો. એક મોટું સફેદ ફ્લડલાઈટ પેલા ભાઈના ઘર સામું ગોઠવ્યું."

"આબાદ નુસખો ગણાય—આંખ પર આંજી નાખે એવું તેજ પડે એટલે કેવી રીતે જોઈ શકે!"

"બસ ત્યારે મ્યુ. પણ બહેનોનો કે મિશ્રનો સમય રાતનો રાખે અને આજુબાજુ ઊંધા ફ્લડ લેમ્પ્સ ગોઠવી દે."

"પણ મને ડર છે કે લોકશાહીના સિદ્ધાંતે માત્ર ર. લ. સ્નાનકુંડની બહેનોને આવું રક્ષણ આપવું તે ન્યાયી નહિ ગણાય!"

"કેમ?" અમે પૂછ્યું.

કેમ તે અહીં શ્રીમંત સન્નારીઓ માટે પતરાં કે લેમ્પનું રક્ષણ, જ્યારે સાબરમતીમાંની ગરીબ બહેનો માટે રક્ષણ તો ઠીક પણ ઉપરથી

ડોકિયાં કરવા માટે ત્રણ ત્રણ પૂરુષોની સગવડ ઓછી પડે છે કે તે પાછો ચોથો જવાહર પૂલ મ્યુ. બંધાવી રહી છે!"

"એ વાત ખરી. સ્નાન કરનારા તરવાનું શીખે ત્યારે ખરા પણ અત્યારથી મંડળ ઊભું કરી પાણીને વહેતું રાખી, તરતી છબાતને દૂર કરવાનું વગેરે માટે આંદોલન કરી રહ્યા છે; તે જ રીતે સાબરમતી નદીમાં સ્નાન કરતી બહેનો પણ મ્યુ. ને પડકાર ફેંકશે કે ર. લ. કુંડની સ્નાન સુંદરીઓની જેમ અમને પણ પતરાં બાંધી આપો."

"પણ મ્યુ. એ એનો જવાબ તૈયાર રાખ્યો છે કે નદીમાં સ્નાનના ગણવેશમાં જ સ્નાન કરવાની બાંહેધરી આપો અને મહિને બાર નહિ તો નવ રૂપિયા ફી આપો."

"વાહ ભાઈ વાહ, અમદાવાદને અમદાવાદી જ પહોંચે."

## ૨૧ : પોતાની જાતને શોકાંજલિ.

**ગઈ** હોળીની રાત્રે આકાશવાણી તરફથી ટાઉન હોલમાં " વિનોદ પરિષદ " ભરવાનો એક વિશિષ્ટ કાર્યક્રમ રજૂ થયો હતો. અન્ય કાર્યક્રમ પછી તેમાં પોતાની જાતને શોકાંજલિ આપવાનો કાર્યક્રમ પણ હતો. સ્વાભાવિક રીતે જ પોતાની જાતને સ્વર્ગસ્થ બનાવી જાતે તેનાં ગુણગાન કેવી રીતે ગાવાં ? હાલ અમે અમારા આત્માને દેહથી મુક્ત કરવા ખુશી ન હતા છતાં અમારે પણ જાતને શોકાંજલિ તો આપવાની હતી. એટલે અમે આવા વિશિષ્ટ અનુભવનો લહાવો અમારી રીતે લીધેલો ! અમારી એ શોકાંજલિ આકાશવાણીના સૌજન્યથી થોડા ફેરફાર સાથે રજૂ કરીએ છીએ

### ફિલસૂફને શોકાંજલિ

આજ ઈ. સ. ૧૯૯૭ના માર્ચની પંદરમી તારીખે જ્યારે આપણે સૌ જાણીતા બુઝર્ગ સાક્ષર સ્વર્ગસ્થ શ્રી ચિનુભાઈ પટવાને શોકાંજલિ આપવા એકઠાં થયાં છીએ ત્યારે, સ્વાભાવિક રીતે જ ચાલીસ વર્ષ પહેલાં આજ તારીખે, આ જ ટાઉનહોલના મંચ ઉપર, આ જ સમયે આકાશવાણીના ઉપક્રમે ભરાયેલી વિનોદપરિષદનાં સ્મરણો તાજાં થાય છે. તે સમયે લીધેલી એક છબી, જે મેં મઢાવીને સંઘરી રાખી છે. તેમાં સ્વર્ગસ્થની જમણી બાજુ સ્વર્ગસ્થ શ્રી જ્યોતીન્દ્રભાઈ હતા તેમજ ડાબી બાજુ સ્વર્ગસ્થ શ્રી. નારદ, સ્વ. શ્રી કુંજવિહારી ધ્રુવ તથા સ્વર્ગસ્થ

શ્રી ચંદ્રવદન મહેતા અને બકુલ ડોસા બેઠેલા દેખાય છે. સ્વ. શ્રી જ્યોતીન્દ્રભાઈની જમણી બાજુ પોતાના મોઢામાં પાન મૂકતા ઝડપાઈ ગયા હોવાથી જેમનું મોઢું તેમના હાથ વડે ઢંકાઈ ગયું છે તે સ્વ. શ્રી લીલીબહેન શાહ છે.

પ્રસંગોચિત આજે એ બધાં સ્મરણોને બાજુ પર રાખી હૈયું કઠણ કરીને, પંચાશી વર્ષની આજના જમાનામાં આધેડ ગણાતી ઉંમરે અકસ્માતથી અવસાન પામેલા એ સ્વર્ગસ્થનાં સેંકડો કુટુંબીજનોને, તેમના ચિતુદાદાની પડેલી ખોટમાં આપણે હાર્દિક આશ્વાસન પાઠવીએ છીએ. જો કે સાહિત્યજગતમાં તો સ્વર્ગસ્થે પીરસેલા પીળાં પાન અને ખોરી સોપારીને કારણે આથમી ગયેલા એ લેખકની ખોટ અન્ય ઉગતા હાસ્યલેખકોએ ત્રીસેક વર્ષથી પૂરી દીધેલી હોઈ, આપણને એ ખોટ હવે બહુ સાલશે નહિ એટલા આપણે સદ્‌ભાગી ગણાઈએ !

મને હાલ સ્વર્ગસ્થને શોકાંજલિ આપવા ઊભો કરેલો છે છતાં સ્વર્ગસ્થના જીવન અને કવનને ધ્યાનમાં રાખીને હું તો તેમને હર્ષાંજલિ જ આપીશ. આપ સૌ જાણીને ખુશી થશો કે સ્વર્ગસ્થે પોતાના વીલમાં પોતાના તેરમાને દિવસે સર્વ લેખકભાઈઓને તેમજ તેમની શોકાંજલિની સભામાં હાજર રહેલાં આપ સૌ શ્રોતાજનોને પોતાને પ્રિય એવી પુરણપોળીનું ભોજન આપવાનો પ્રબંધ કરેલો છે.

કહેવાય છે કે દુનિયામાં જાણતાં હોય એવો માત્ર હસવાના રોગથી ગુજરી ગયાનો કોઈ પણ દાખલો માનવીના ઇતિહાસમાં બન્યો હોય તો તે સ્વર્ગસ્થનો આ પહેલો જ છે. મરણની રાત્રે, પોતે છ વર્ષના બાળક હતા ત્યારે એક ખમીસમાત્ર પહેરેલી હાલતમાં પેલા કપાતા માથાદાર પતંગ પકડવા ઘરમાંથી દૂર બજાર લગી દોડી ગયેલા એ પ્રસંગનું મિત્રો આગળ સ્મરણ કરતાં સ્વર્ગસ્થ હસવા પર ચડેલા. પછી તો હસવું કેમે કરી રોકી શકાયું જ નહિ. મદદ કરનારને પણ એમનો આ હસ-વાનો ચેપ લાગતો. આખરે સ્વર્ગસ્થે એક ચિઠ્ઠી લખીને સમજાવ્યું કે જો તેઓનું હસવું રોકવામાં નહિ આવે તો તેઓ ગુજરી

જશે. પેલા ડૉક્ટરે સ્વર્ગસ્થના મોઢામાં નેપકીન ખોસીને ડૂચો મારવા પ્રયત્ન કર્યો; પરંતુ તેમ કરતાં ડૉક્ટરના હાથને સ્વર્ગસ્થથી બચકું ભરાઈ જવાથી એ પ્રયોગ નિષ્ફળ ગયેલો, તે બધું તો આપ સૌને સુવિદિત છે. અંતે સ્વર્ગસ્થે જાતે, અગાઉના અનુભવ જેમ એક સોપારીનો ટુકડો પોતાના મોઢામાં મૂકયો જે કમનસીબે તેમના ગળામાં ભરાઈ ગયો! હાસ્ય તો અટક્યું કિન્તુ તે હંમેશ માટે અટક્યું!

સ્વર્ગસ્થનાં ધર્મપત્ની એકાશી વર્ષની ઉંમરે ચૂડીચાંલ્લો લઈ વિદાય થયાં પછી તેમની સલાહ મુજબ, તેમની પ્રૌત્રવધૂ સ્વર્ગસ્થને ટોકતી કે :-"દાદાજી, હવે તમે સોપારીના ટુકડા છોડો. માત્ર ભૂકો જ ખાઓ." પરંતુ જેને બયાશી વર્ષે બીજી વાર દાંત ફૂટેલા એ ડોસા સોપારીનો ભૂકો ખાવાનું કેમ સ્વીકારે! આખરે એ ગોઝારા સોપારીના ટુકડાએ જ જીવ લીધો.

કોઈ પૂછે કે : "ચિનુદાદા, અમારે પણ આટલી ઉમરે તમારા જેવું તાજગી અને તંદુરસ્તી ભર્યું દીર્ઘાયુ કેવી રીતે મેળવવું?" તો જવાબમાં સ્વર્ગસ્થ કહેતા : "દિવસમાં બાર કપ ચા, દર ત્રીજા કપે ગાઠિયાના સેવન સાથે પીઓ." ઘણાને ખબર હશે કે ચાની તેમની આ ટેવ અને તેના પરોક્ષ પ્રચારની કદરમાં 'ટીબોર્ડ' તરફથી ૧૯૮૦ માં જ્યારે સ્વર્ગસ્થને ચાંદીનો ટી સેટ મળેલો ત્યારથી તે છેક તેમના સ્વર્ગવાસ લગી ટી બોર્ડે તેઓને પેલી ખાસ ઊંચી જાતની "સોનેરી પત્તી" ચા પણ વિના મૂલ્યે પૂરી પાડેલી.

તા. ૧૫-૩-૫૭ની વિનોદ પરિષદમાં, તેમના જ સૂચનથી થયેલ ઠરાવ પ્રમાણે સ્વર્ગમાં પણ "વિનોદ પરિષદ" ભરવા, તેમના અન્ય સૌ મિત્રો જરા ઉતાવળે સ્વર્ગે સીધાવ્યા ત્યારે, "તમે બધા જાઓ. હું આ આવ્યો." કહીને પાછળથી ચિનુદાદાએ ગુલાંટ મારી અને પોતાની પાંચમી પેઢી જોવા રોકાઈ ગયા. ઉતાવળથી સ્વર્ગે પહોંચી ગયેલા મિત્રોએ ત્યાંથી ઠરાવ કરી મોકલ્યો કે : "કદી આ વાણિયાનો વિશ્વાસ કરવો નહીં."

સ્વર્ગસ્થ કુટુંબ નિયોજનની યોજનાના સખ્ત વિરોધી હતા એ તો સુવિદિત છે. જ્યારે પેલી કુટુંબ નિયોજન અંગેની શોધખોળમાં થયેલી ગંભીર ભૂલને કારણે ૧૯૬૮થી ૧૯૭૨ લગી એક પણ નવા બાળકે ભારતમાં જન્મ લીધો નહિ ત્યારે દેશભરમાં વસ્તી વધારવા માટે કેવી ગજબ ઝુંબેશ સ્વર્ગસ્થે પણ ચલાવેલી? પરિણામે સ્વર્ગસ્થ શ્રી ચિનુદાદા પોતાની પાછળ પુત્રો, પૌત્રો, પૌત્રીઓ, પ્રપૌત્રો, પ્રપૌત્રીઓ વગેરેનું એકસોને સુડતાલીસ જણાનું કુટુંબ હસતું મૂકી ગયા છે.

થોડા મહિના પહેલાં પોતાને લોહીનું દબાણ થતાં પોતે હવે પોતાના પેલા મિત્રોને મળવા સ્વર્ગે જવા ઉત્સુક છે તેવી જાહેરાતથી છાપાંવાળાઓએ તેમનો ફોટો-બ્લોક તેમ જ જીવન ઝરમરનું કંપોઝ તૈયાર રાખેલું. પણ દોઢ મહિના લગી સ્વર્ગસ્થ ગુજરી ગયા નહિ. એ તો સમજ્યા પણ પછી નેવું વર્ષના એક મિત્રના કહેવાના દબાણથી તેમની ઈકોતેર વર્ષની કુંવારી કન્યા સાથે સ્વર્ગસ્થે લગન કર્યું. પરિણામે સ્વર્ગસ્થની તબિયત સુધરી ગઈ અને છાપાંવાળાઓએ કંટાળીને તેમની મૃત્યનોંધ અંગેનું કંપોઝ છોડી નાખેલું. આ ચિઢાયેલા કંપોઝીટરોએ ઠરાવ કર્યો કે સ્વર્ગસ્થ ગુજરી જાય પછી એક અઠવાડિયા લગી તેમની મૃત્યુનોંધ કંપોઝ કરવી નહિ. આ જ કારણે સ્વર્ગસ્થના અવસાનના સમાચાર હજી લગી વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ થયા નથી.

સ્વર્ગસ્થે "શકુંતલાનું ભૂત" નામના તેમના એક નાટક દ્વારા સમર્થન કર્યું છે તેમ તેઓ ભૂતની હસ્તીમાં માનતા નહોતા, પરંતુ ભૂત તો તેઓની હસ્તિમાં માનતું જ હતું! આથી છાપાના પેલા ખબરપત્રી કહે છે તેમ સંભવ છે કે સ્વ. ચિનુદાદાનું ભૂત ટાઉનહોલમાં આ મંચ પર આવી પોતાના એક પ્રપૌત્ર "ચિનુભાઈ પંદરમા" ના દેહમાં પ્રવેશ કરી હાલ આ રીતે પોતાની જાતને હર્ષાંજલિ આપતું હોય!

અંતે, એ હસતા ફિલસૂફને ઘણું સુખ, સંતોષ અને શાન્તિ મળેલી હોવાથી આપણે સૌ એટલું જ ઇચ્છીએ કે આ દુનિયાનો પથારો પાથરીને હવે ગૂંચવાયેલા, મૂંઝાયેલા અને કંટાળેલા પેલા બિચારા ઈશ્વરને સદ્‌ગત શાંતિ આપે.!

—ફિલસૂફ.

## ૨૨ : પહેલો દિવસ–કૉલેજનો

જિન્દગીમાં બનતા અગત્યના પ્રસંગોમાં કેટલીકવાર પહેલો દિવસ સ્મરણભરપૂર હોય છે. તે દિવસે હંમેશાં જ કંઇ શુભ બનાવો બનતા હોતા નથી છતાં પણ તેવો પહેલો દિવસ સૌને યાદ કરવો તો ગમે છે જ.

જીવનનો સૌથી ચિરસ્મરણીય પહેલો દિવસ તો આપણે આ સંસારમાં પ્રવેશ કરીએ છીએ, એટલે કે જન્મ લઈએ છીએ, તે જ ગણાય. તેમાંયે ખાસ કરીને જાત પર સંયમ રાખી અગાઉ ત્રણેક બહેનોને જવા દઇ પછી, ત્રણ બહેનોના ભાઈ તરીકે જન્મ લીધો હોય તો કશી જ મહેનત વગર આપણે, ઘરમાં અતિ હર્ષનો પ્રસંગ ઉપસ્થિત કર્યો હોય છે. તે દિવસ કાળી અમાસનો હોય તોયે ઉત્સવદિન તરીકે ઉજવાય છે! ઉપરાંત આવી રીતે માતપિતા ને બહેનોને રગરગાવી ધીરજથી જન્મ લીધો હોય તો શરૂઆતના અનેક વર્ષો લાડભર્યા લાલન-પાલનમાં જાય છે. પરંતુ જો જન્મ લેવામાં ગોટાળો થયો અને ધારો કે પાંચ ભાઇઓ ઉપર છઠ્ઠા ભાઈ તરીકે જન્મ લીધો તો જરાયે આવકારપાત્ર થતા નથી! આવા સંજોગોમાં છોકરાને બદલે છોકરીનું ખોળિયું પસંદ કરવું સલાહભર્યું ગણાય. આવી રીતે ઘણી બહેનોનો છેલ્લો ભાઇ કે, અમારી બેન જેમ પાંચ પાંડવોની નાની બેન તરીકે જન્મ લેનારનો પહેલો દિવસ ખરેખર ચિરસ્મરણીય હોય છે.

દીકરો હોઇએ તો પેંડા વહેંચાય. અને દીકરી તરીકે જન્મો તો પણ, માબાપના લગ્ન બાદ ખાસ્સાં ઓગણીસ–વીસ વર્ષ બાદ પધારીએ તો, પેલાં દંપતીને ત્યાં બનેલું તેમ, ત્રણ હજાર રૂપિયાની બરફી વહેંચવાના શુભ પ્રસંગના તમે નિમિત્ત બનો. પરંતુ આ પ્રકારના પહેલા દિવસની મુશ્કેલી એ છે કે આપણે મોટા થઈએ બાદ પરોક્ષ–સેકંડહેન્ડ સમાચારો મળે છે કે: "તું જન્મી (કે જન્મ્યો) ત્યારે અમે થાળી વગાડેલી, ચિંગૂસ દાદાજી જે ચાર આની યે કાઢે નહિ તેઓ ચાલીને રૂપિયાના પેંડા લઇ આવેલા! ઑફિસમાં તારા પિતાશ્રીના મિત્રોએ આઇસ્ક્રીમનો ખર્ચ કરાવેલો અને તારી બાની પડોશણો અઠવાડિયા લગી ઘેર રોજ ચા પીવા આવતી. તારો જન્મ ઘરમાં જ થયેલો તેથી તે જ ટાણે મામા–મામીઓ રૂપાના ઘૂઘરા આપી ગયેલા. હમણા તેમાંથી એક ઘૂઘરો પોલીશ કરાવી તારા નાના મામીની ભાણીની ભાણી માટે હું આપી આવી. જનમની આખી રાત તું પુષ્કળ રડેલો અને ખુશાલી દર્શાવતા તારા પિતા પણ કંટાળીને બહાર ઓટલે સૂવા ચાલ્યા ગયેલા." વગેરે વગેરે. પરંતુ યાદગાર પહેલા દિવસ તરીકે આ દિવસ પસંદ કરવા જેવો નથી, કારણ કે તે પ્રસંગનું એક પણ સ્મરણ યાદ રાખવા માટે આપણી ઉંમર ઘણી નાની હોય છે!

આ પછીનો અગત્યનો પહેલો દિવસ આપણે શાળામાં દાખલ થઇએ છીએ તે ગણાય. તેના સ્મરણમાં તો બાની આનાકાની છતાં પિતાશ્રીએ પરાણે શાળામાં મૂકી ગયેલાનું સ્મરણ યાદ છે. પ્રાથમિક શાળાનો અમારો તે વખતનો શિક્ષક 'સોટી સરી'માં માનતો હતો, અને અમે પાટલી પર ગોઠવાયા ત્યાં તો અમારી બાજુના છએક વર્ષના ભાઈને, મૌખિક લેખામાં ભૂલ પડતાં, પેલા શિક્ષકે એક તીવ્ર ચૂંટી ખણી, આથી ગભરાયેલા સસલા જેવા અમે એકાએક ઊભા થઈ દોડતાજ ઘેર આવી બાની સોડમાં લપાઈ ગયા. અડધી કલાકમાં જ અમને ઘેર પાછા આવેલા જોઈ બા તો ઘણી ખુશ થયેલી, કારણ "આટલા નાના

# ૨૨ : પહેલો દિવસ–કોલેજનો

જિન્દગીમાં બનતા અગત્યના પ્રસંગોમાં કેટલીકવાર પહેલો દિવસ સ્મરણભરપૂર હોય છે. તે દિવસે હંમેશાં જ કંઇ શુભ બનાવો બનતા હોતા નથી છતાં પણ તેવો પહેલો દિવસ સૌને યાદ કરવો તો ગમે છે જ.

જીવનનો સૌથી ચિરસ્મરણીય પહેલો દિવસ તો આપણે આ સંસારમાં પ્રવેશ કરીએ છીએ, એટલે કે જન્મ લઈએ છીએ, તે જ ગણાય. તેમાંયે ખાસ કરીને જાત પર સંયમ રાખી અગાઉ ત્રણેક બહેનોને જવા દઇ પછી, ત્રણ બહેનોના ભાઈ તરીકે જન્મ લીધો હોય તો કશી જ મહેનત વગર આપણે, ઘરમાં અતિ હર્ષનો પ્રસંગ ઉપસ્થિત કર્યો હોય છે. તે દિવસ કાળી અમાસનો હોય તોયે ઉત્સવદિન તરીકે ઉજવાય છે! ઉપરાંત આવી રીતે માતપિતા ને બહેનોને રગરગાવી ધીરજથી જન્મ લીધો હોય તો શરૂઆતના અનેક વર્ષો લાડભર્યા લાલન-પાલનમાં જાય છે. પરંતુ જો જન્મ લેવામાં ગોટાળો થયો અને ધારો કે પાંચ ભાઇઓ ઉપર છઠ્ઠા ભાઈ તરીકે જન્મ લીધો તો જરાયે આવકારપાત્ર થતા નથી! આવા સંજોગોમાં છોકરાને બદલે છોકરીનું ખોળિયું પસંદ કરવું સલાહભર્યું ગણાય. આવી રીતે ઘણી બહેનોનો છેલ્લો ભાઇ કે, અમારી બેન જેમ પાંચ પાંડવોની નાની બેન તરીકે જન્મ લેનારનો પહેલો દિવસ ખરેખર ચિરસ્મરણીય હોય છે.

દીકરો હોઇએ તો પેંડા વહેંચાય. અને દીકરી તરીકે જન્મો તો પણ, માબાપના લગ્ન બાદ ખાસ્સાં ઓગણીસ–વીસ વર્ષ બાદ પધારીએ તો, પેલાં દંપતીને ત્યાં બનેલું તેમ, ત્રણ હજાર રૂપિયાની બરફી વહેંચવાના શુભ પ્રસંગના તમે નિમિત્ત બનો. પરંતુ આ પ્રકારના પહેલા દિવસની મુશ્કેલી એ છે કે આપણે મોટા થઈએ બાદ પરોક્ષ–સેકંડહેન્ડ સમાચારો મળે છે કે: "તું જન્મી (કે જન્મ્યો) ત્યારે અમે થાળી વગાડેલી, ચિંગૂસ દાદાજી જે ચાર આની યે કાઢે નહિ તેઓ ચાલીને રૂપિયાના પેંડા લઇ આવેલા! ઓફિસમાં તારા પિતાશ્રીના મિત્રોએ આઇસ્ક્રીમનો ખર્ચ કરાવેલો અને તારી બાની પડોશણો અઠવાડિયા લગી ઘેર રોજ ચા પીવા આવતી. તારો જન્મ ઘરમાં જ થયેલો તેથી તે જ ટાણે મામા–મામીઓ રૂપાના ઘૂઘરા આપી ગયેલા. હમણા તેમાંથી એક ઘૂઘરો પોલીશ કરાવી તારા નાના મામીની ભાણીની ભાણી માટે હું આપી આવી. જનમની આખી રાત તું પુષ્કળ રડેલો અને ખુશાલી દર્શાવતા તારા પિતા પણ કંટાળીને પરોઢ ઓટલે સૂવા ચાલ્યા ગયેલા." વગેરે વગેરે. પરંતુ યાદગાર પહેલા દિવસ તરીકે આ દિવસ પસંદ કરવા જેવો નથી, કારણ કે તે પ્રસંગનું એક પણ સ્મરણ યાદ રાખવા માટે આપણી ઉંમર ઘણી નાની હોય છે!

આ પછીનો અગત્યનો પહેલો દિવસ આપણે શાળામાં દાખલ થઇએ છીએ તે ગણાય. તેના સ્મરણમાં તો બાની આનાકાની છતાં પિતાશ્રીએ પરાણે શાળામાં મૂકી ગયેલાનું સ્મરણ યાદ છે. પ્રાથમિક શાળાનો અમારો તે વખતનો શિક્ષક 'સોટી સરી'માં માનતો હતો, અને અમે પાટલી પર ગોઠવાયા ત્યાં તો અમારી બાજુના છએક વર્ષના ભાઈને, મૌખિક લેખામાં ભૂલ પડતાં, પેલા શિક્ષકે એક તીવ્ર ચૂંટી ખણી, આથી ગભરાયેલા સસલા જેવા અમે એકાએક ઊભા થઈ દોડતાજ ઘેર આવી બાની સોડમાં લપાઈ ગયા. અડધી કલાકમાં જ અમને ઘેર પાછા આવેલા જોઈ બા તો ઘણી ખુશ થયેલી, કારણ "આટલા નાના

છોકરાને નિશાળે બેસાડવાની શી ઉતાવળ હતી ?" જ્યારે પોતાના અઢાર વર્ષના છોકરાને બહારગામની કોલેજમાં ભણવા મોકલવાની તૈયારી આજની આધુનિક મમ્મીઓ પણ નથી બતાવી શકતી, તો વળી પાંચ વર્ષના બાળકને તે કઈ મા છૂટો પાડે ? પરંતુ આ પ્રસંગના પહેલા દિવસે અમારે માટે શાળાથી ખોટા રૂપિયા માફક પાછા ફર્યા સિવાયનું કોઈ સ્મરણ નહિ જડે એવું ધારીને જ આકાશવાણીએ "કોલેજનો પહેલો દિવસ" અમને તેમના પહેલા દિવસની શ્રેણીમાં આપ્યો હશે.

મેટ્રિક પાસ થયા પછી કોલેજમાં, ફર્સ્ટ ઇયર આર્ટ્સમાં દાખલ થયા તે પ્રસંગનો પહેલો દિવસ અમારા સ્મરણપટ પરથી હજી પણ ખસતો નથી. કોઈ નવી ઓળખાણ મિત્રતામાં પરિણમતા તુરતજ અમે અમારા કોલેજ પ્રવેશના પ્રથમ દિવસનાં સ્મરણો કદાચ એકસોને એક વાર પણ કહેવાના !

મેટ્રિક સુધી અમે લેંઘો અને ખમીસ પહેરતા જેની અસ્ત્રી, તે કપડાં પથારી નીચે દબાવીને તેના પર રાતભર ઊંઘી આળોટવાથી થઈ જતી. પરંતુ કોલેજ પ્રવેશના પહેલા દિન માટે પહેલીવાર અમે હાફકોટ, લેંઘો અને ખમીસને ધોબી પાસે અસ્ત્રી કરાવેલી એટલું જ નહિ પણ બરાબર કોલેજ સમયના પા કલાક અગાઉ જ ગરમ અસ્ત્રીવાળાં આ કપડાં અમે સાયકલ ઉપર એક હાથમાં અદ્ધર રાખીને લઈ આવેલા ત્યારે ધોતિયું પ્રચલિત હોઇ લેંઘો ફેશનમાં ગણાતો. ગાંધીજીના રંગે અમે રંગાયેલા હોઇ શુદ્ધ ખાદીનો સફેદ કોટ, લેંઘો અને કોલર કોટ પર ચઢાવીને પહેરેલું ટેનીસ શર્ટ તથા ગ્રામોદ્યોગની અહિંસક, પરંતુ સફેદ રંગની ચંપલ પહેરી અમે અમારી જાતને અરીસામાં જાણે ઓળખી શક્યા ન હતા !

સદ્‌ભાગ્યે કોલેજ ઘર પાસેના રેલના પાટાની પેલી બાજુ નજીક હોઈ કોલેજનો પહેલો પાંચ મિનિટનો બેલ વાગે અમે વટમાં ઘરની બહાર નીકળી પડ્યા. ત્યારે અમે કોઈના સામુ નહિ, પરંતુ અમારા પોતાના

પોપાક સામેજ જોતા જોતા રેલના પાટા ઉપર ધીમે ધીમે આગળ વધતા હતા. કંઈક થયું અને અમે પડ્યા. ત્યારે ખબર પડી કે રોજથી ટેવાયેલ સીગ્નલનો તાર ચુકાવવો આ પહેલીવાર અમે ભૂલી ગયા હતા! પણ શુભનસીબ કે તદ્દન ભોંય પડી ગયા ન હતા અને કપડાંની અસ્ત્રીને કશું જ નુકશાન થયું ન હતું. કપડાં સામું જોતાજોતા અમે પાટા પર જ આગળ વધ્યા અને બે મિનિટમાં કૉલેજની દિશામાં વળતા પાટા પરથી અમે ઊતર્યાં કે તુરત એક એન્જીન અમને જાણે ઘસડાઈને પસાર થઈ ગયું! અમે નજર કરી તો એન્જીન ડ્રાઈવર અમારા પર ડોળા કાઢી જોતો હતો, અને ત્યારે જ અમને પણ એકાએક ભાન થયું કે અસ્ત્રીવાળાં પૂરાં કપડાં પહેરીને પ્રથમવાર અમે કૉલેજ જતા હોવાથી એન્જીનની સળંગ વાગતી સીટી અમારી ધૂનમાં વિક્ષેપ પાડી શકી ન હતી! આમ જિન્દગીની મોટી ઘાતમાંથી અમે ઉગરી ગયેલા એ પ્રસંગ યાદ આવતા આજે પણ રુંવાડાં ખડાં થઈ જાય છે. અને તે પ્રસંગના સ્મરણમાં બાબાની મમ્મી તેને કૉલેજ જાય ત્યારે પાટા ઓળંગે ત્યાં લગી અગાસીમાં ઊભી રહે છે!

આ પરાક્રમ બાદ અમે જરા અસ્વસ્થ દશામાં કૉલેજ પહોંચ્યા, ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું. કારણકે કોઈ વર્ગ બહાર દેખાતું ન હતું. અમે દોડ્યા અને જે વર્ગમાં બેસવાની વર્ષોથી હોંશ હતી તેની પાટલી પર બેઠા. પણ આ શું? વર્ગમાં કોઇ જ ન હતું. દૂર ઉપહાર-ગૃહમાં થોડા છોકરાઓ ચા પીતા હતા. ત્યાં જઇ એક ઈન્ટરમાં અભ્યાસ કરતા મિત્રને પૂછ્યું: "વર્ગમાં કેમ કોઈ નથી?" તો તેણે હસીને કહ્યું: "તમે તો સાવ મૂરખ છો. કૉલેજમાં પહેલે દિવસે તો કદી પિરિયડ લેવાયા સાંભળ્યાં છે? આ કંઇ સ્કૂલ નથી. મીસ્ટર, અહીં બેસીને ચા પીઓ નહિ તો ઘેર જાઓ. નિયમિત પિરિયડ તો અઠવા-ડિયામાં શરૂ થાય તો સારું!" અમે ત્યાંથી નોટીસ બોર્ડ જોવા પાછા આવ્યા. નોટીસ સ્પષ્ટ હતી.

" એફ. વાય. એ. ના નિયમિત લેકચર્સ ગુરુથી શરૂ થશે." પરંતુ નોટીસમાં તે અગાઉના ચાર દિવસની રજા છે એવું નહોતું લખ્યું. તે અંગે ઊભેલા એક ઓળખીતા વિદ્યાર્થીએ ખુલાસો કર્યો કે " કૉલેજમાં પ્રોફેસરો તેમજ વિદ્યાર્થીઓ પોતે પોતાને અનુકૂળ રજાઓ પાડી લે છે, આ સ્કૂલ નથી."

અમારે મન રજા એ મહાન હર્ષનો પ્રસંગ હતો. શાળાના જીવન દરમિયાન મનમાં એવું સળંગ થતું કે કેળવણી વિભાગના કોઈ મોટા અધિકારી સ્વર્ગવાસ પામે તો સારું ! અને જ્યારે કોઇ અતિ કડક એવા શિક્ષક પરલોકવાસી થતા ત્યારે રજા જાહેર થયે અમે એ મરણનો શોક છુપાવી શકતા, પરંતુ રજાનો હર્ષ દબાવી શકતા નહિ !

આજે કૉલેજના પહેલા જ દિવસે ત્રણ રજાઓ મળી છતાં એ હર્ષ શોકમિશ્રિત હતો. શોક એક તો એટલા પૂરતો કે અમારા અસ્ત્રી-બંધ કપડાંની કદર કરનાર કોઇ દેખાયું નહિ; અને શોકનું બીજું કારણ એ હતું કે સરકારી હાઇસ્કૂલમાં સહશિક્ષણની ખોટ સાલતી હતી તે કૉલેજમાં પરિપૂર્ણ થવાની અમારી આજની છૂપી મહેચ્છા પણ વણપૂરી રહી; કમનસીબે એકપણ કૉલેજ કન્યા ત્યાં દેખાતી ન હતી. પેલા ઈન્ટરવાળા મિત્રને ચા પાઇ અમે પૂછ્યું : " આપણી આ કૉલેજમાં છોકરીઓ કેમ દેખાતી નથી." તેણે ખુલાસો કરી સમજાવ્યું : " નિરાશ થવાની જરૂર નથી કારણ કે વર્ગની શરૂઆતમાં છોકરીઓ પહેલા બેલે આવતી નથી. તે દરમિયાન કૉલેજ જીવનમાં વિવિધ સ્મરણોમાં મહત્ત્વનો ભાગ ભજવતી પેલી લેડીઝ રૂમમાં તેઓ બેસે છે. તેઓ પણ સહશિક્ષણથી ટેવાએલી નહિ હોવાથી તમારા જેવા નવા નવા વિદ્યાર્થીથી બીએ છે અને તેથી તમે વર્ગમાં ગોઠવાઇ જાઓ પછી બીજો ઘંટ વાગે ત્યારે પ્રોફેસરના રક્ષણ નીચે વર્ગમાં આવે છે." " પણ હાલ કેમ દેખાતી નથી ?" અમે પૂછ્યું. તો જવાબ મળ્યો : " લેડીઝ રૂમમાં એટલી બધી સગવડો છે અને જરા વરસાદ શરૂ થયો છે એટલે આજે તો હમણાં એકેના દર્શન તમને નહિ થાય."

આથી નિરાશ બની અમે ઘેર જતા હતા, ત્યાં તો રૂમમાંથી જાણે એક પરીઓની ટોળી હી હી હા હા કરતી કરતી અમારા તરફ આવતી દેખાઈ.

અમે કોટ, ખમીસની અસ્ત્રી સરખી કરી લીધી. "તમે કહેતા હતાને કે નહિ દેખાય!" અમે પૂછ્યું. મિત્રે જવાબ આપ્યો: "તું નસીબદાર છું. હવે તેઓ આ ઝરમર ઝરમર વરસાદમાં આંટો મારવા નીકળી લાગે છે. તેઓ ઘણી એસ્થેટિક હોય છે. આ કંઈ સ્કૂલ નથી સમજ્યો. અને જે પેલી પીળી સાડીવાળી છે તે ગરબા સુંદર ગાય છે; અને ગુલાબી બ્લાઉઝવાળી છે ને તે મણીપુરી નૃત્યમાં આખી કૉલેજના છોકરાઓને નચાવે છે! પેલી બ્લ્યુ સાડી અને કાળા બ્લાઉઝવાળીનું પેલા અંગ્રેજીના પ્રોફેસર સાથે સંભળાય છે; અને પેલી બંગાળી ઢબની સાડીવાળીનું રોમાન્સ ડ્રામેટિક સેક્રેટરી સાથે ગણાય છે."

પેલી પરીઓનું ટોળું અમારી નજીક આવતું હતું તેમ અમારી ધ્રુજારી, ગમે તે કારણે, વધતી હતી; આવા ટોળાને નજીકથી જોવા અમે ટેવાયેલાં ન હતાં. સ્કૂલમાં આવું કશું અમને શિખવવામાં આવ્યું ન હતું. કૉલેજકન્યાનું ટોળું અમારી પાસે આવ્યું, ત્યાં તો પેલા મિત્રનો હાથ છોડાવી અમે ખરેખર ભાગ્યા. ત્યારે પાછળ તે છોકરીઓનો ખિલ-ખિલાટ હસવાનો અવાજ સંભળાયાનો ખ્યાલ છે. અમે પોતે આટલા બધા શરમાળ હોઈશું તેનો અમને તે જ ક્ષણે પરચો થયો. એમ હર્ષ-શોકની મિશ્રિત લાગણી સાથે ઉતાવળે ઘેર પહોંચી આમ કૉલેજનો પ્રથમ દિવસ અમે પૂરો કર્યો.

આથી નિરાશ બની અમે ઘેર જતા હતા, ત્યાં તો રૂમમાંથી જાણે એક પરીઓની ટોળી હી હી હા હા કરતી કરતી અમારા તરફ આવતી દેખાઈ.

અમે કોટ, ખમીસની અસ્ત્રી સરખી કરી લીધી. "તમે કહેતા હતાને કે નહિ દેખાય!" અમે પૂછ્યું. મિત્રે જવાબ આપ્યો: "તું નસીબદાર છું. હવે તેઓ આ ઝરમર ઝરમર વરસાદમાં આંટો મારવા નીકળી લાગે છે. તેઓ ઘણી એસ્થેટિક હોય છે. આ કંઈ સ્કૂલ નથી સમજ્યો. અને જો પેલી પીળી સાડીવાળી છે તે ગરબા સુંદર ગાય છે; અને ગુલાબી બ્લાઉઝવાળી છે ને તે મણીપુરી નૃત્યમાં આપણી કોલેજના છોકરાઓને નચાવે છે! પેલી બ્લ્યુ સાડી અને કાળા બ્લાઉઝવાળીનું પેલા અંગ્રેજીના પ્રોફેસર સાથે સંભળાય છે; અને પેલી બંગાળી ઢબની સાડીવાળીનું રોમાન્સ ડ્રામેટિક સેક્રેટરી સાથે ગણાય છે."

પેલી પરીઓનું ટોળું અમારી નજીક આવતું હતું તેમ અમારી ધ્રૂજારી, ગમે તે કારણે, વધતી હતી; આવા ટોળાંને નજીકથી જોવા અમે ટેવાયેલાં ન હતાં. સ્કૂલમાં આવું કશું અમને શિખવવામાં આવ્યું ન હતું. કોલેજકન્યાનું ટોળું અમારી પાસે આવ્યું, ત્યાં તો પેલા મિત્રનો હાથ છોડાવી અમે ખરેખર ભાગ્યા. ત્યારે પાછળ તે છોકરીઓનો ખિલખિલાટ હસવાનો અવાજ સંભળાયાનો ખ્યાલ છે. અમે પોતે આટલા બધા શરમાળ હોઈશું તેનો અમને તે જ ક્ષણે પરચો થયો. એમ હર્ષ-શોકની મિશ્રિત લાગણી સાથે ઉતાવળે ઘેર પહોંચી આમ કોલેજનો પ્રથમ દિવસ અમે પૂરો કર્યો.

# ૨૩ : સુખી આપણે માનવી કે....

બધાજ ધર્મો એક બાબતમાં સંમત છે કે સર્વ પ્રાણીઓમાં માણસ સર્વોચ્ચ છે. આપણાં શાસ્ત્રો પ્રમાણે પણ ચોરાશી જન્મોનું ચક્કર લગાવીએ ત્યારે માંડ આ મહામૂલો માનવદેહ પ્રાપ્ત થાય છે. અમે પણ એમ માનતા હતા કે પૂર્વજન્મમાં કરેલાં ઘણાં પુણ્યોના ઈનામરૂપે આ માનવ દેહ અમને મળ્યો છે! જોકે માનવી અન્ય સર્વ જીવો કરતાં વધુ સુખી છે કે કેમ એ અંગેની શંકા તો અમારા મનમાં વારંવાર જાગ્યા જ કરે છે. પરંતુ રોજિન્દા કામ અને વહેવારમાં અટવાયેલા અમે, આ ગંભીર પ્રશ્ન અંગે કોઈ નિર્ણય કરી શક્યા નથી. અને એવી ભ્રમણા ટકાવી રાખી છે કે દેખીતી રીતે જ માનવી સૌથી સુખી પ્રાણી છે. પરંતુ આજે વહેલી સવારે ફરી પેલી કુશંકાઓએ અમ જેવા સુખી માનવી પર હુમલો કર્યો!

વાત એમ છે કે શિયાળાને ગાદી સોંપ્યા વગર મેઘરાજા એકાએક ચાલ્યા ગયા એટલે અમે ફરી ધાબા પર સૂવાનું શરૂ કર્યું. ખુલ્લાં આકાશમાં અને આવી સમશીતોષ્ણ આબોહવામા સૂવાનું કેવું આહ્લાદજનક લાગે છે! ને તેમાંયે, પથારીમાં પડ્યા પછી ઊભા થઈએ તો પાછી હતી તેવી, કરચોળી વગરની અક્કડ થઈ જાય તેવી રીતે પાથરેલી અને ચાંદનીની હરીફાઈ કરતી બગપાંખ જેવી સફેદ ચાદર બિછાવેલી

કામની વહેંચણી પણ કેવી અદ્‌ભુત–ટોળામાંથી થોડા થોડાને વચમાંથી જ ઊતરતા જવાનું અને અન્યને આગળ વધવાનું. બધા જ એક જગાએ ઊતરી ખોરાકનો જથ્થો વેપારી દૃષ્ટિએ (કોરનર) સંઘરો નહિ કરી લે. અને એકાદ બિલાડી નીચેથી પસાર થતી હોય તો પચાસ સાઠ કાગડા કાગારોળ કરી છાપાની ગરજ સારશે.

કેવું વ્યવસ્થિત જીવન: રોજ સવાર સાંજ આ કાગદંપતીઓ ઘડિયાળની મદદ વગર વખતસર ઘેરથી કામ પર, તેમ જ સાંજે કામ પરથી ઘેર જાય છે! તેઓ વીટામીનવાળો, પ્રોટીનવાળો ખોરાક, પસંદ કરતા હશે કે નહિ? એમને કોઈ ડોકટર કે વૈદ્યની જરૂર નથી, આ કાગ લોકોને નથી ઉપાધિ હોસ્પીટલો કે સુવાવડખાનાંમાં નામ નોંધાવવાની; બાળમંદિરો, શાળાઓ કે કોલેજોમાં બચ્ચાંને દાખલ કરાવવાની; બિન આવડતને લીધે સમય કાઢવાની ઊણપ પૂરવા, ઉજાગરા કે રાત્રીજીવન ઉપસ્થિત કરીને પછી સિનેમા કે થિયેટરની; કે નથી કોઈ કાળા બજારની ટિકિટોની કે સિનેમા પર પહોંચ્યા બાદ ચશ્મા ભૂલ્યાની કે નથી તેમને મકાન માટે સિમેન્ટ લોખંડની પરમીટની ઉપાધિ; કે નથી ઉપાધિ તેમને ઉઘાડી ઢાંકેલી જમીનોનો કર ભરવાની નોટીસો મેળવવાની! નથી તેઓને બેંકના કેશ ક્રેડિટ એકાઉન્ટની કે ગોડાઉન ઉપર નાણાં લેવાની ઉપાધિ; નથી કોઈને ખરા ખોટા ચેક આપવા લેવાના પ્રસંગો, નથી સવારનું છાપું ખોલી પોતાના જાતભાઈઓની બદનક્ષીઓના અહેવાલ વાંચવાના.

મનુષ્યે સુખ મેળવવાને જે જે શોધખોળ કરી એમાં ખાસ કરીને તો "પૈસા" ની શોધથી પોતાની જાતનું સત્યાનાશ વાળી નાંખ્યું લાગે છે! કાગડાઓ માટે એક દિવસથી વધુ ચાલે એવો કોઈ સંગ્રહ નહિ–નાણાં જ નહિ એટલે મોંઘવારી નહિ, ફુગાવો નહિ, પરિણામે શેરબજારની ઉથલપાથલ નહિ, તેજીમંદી નહિ! અને તેવા કારણે હૃદયહુમલા કે આપઘાત નહિ. સિવાય પહેલીવાર હમણાં જ એક કાગડા કુટુંબને ઇન્ફ્લ્યુએન્ઝા થયેલો, પણ તે બે કલાક ચાલેલો. બાકી નથી કોઈ કાગડાને

વીમા કોર્પોરેશનના ઈન્સ્પેક્ટરો જેમ સપ્ટેમ્બરની ફોટોગ્રાફીકેશનની કે ફ્રેવોટાની ઉપાધિ !

વળી આપણી જેમ દેશની આવકનો મોટો ભાગ સંરક્ષણની બીકથી લશ્કર માટે અલાયદો રાખવાની ઉપાધિ. નહિ પોતાના અલાયદા દેશ. નહિ કે તેના રક્ષણ માટે કે ભક્ષણ માટે અણુબોમ્બની જરૂર હોય ! કાગડાકરતાં કાગડીની સામાજિક કે આર્થિક સ્થિતિ રતીભાર ઓછી છે ખરી ?

આપણે એમની દયા ખાતા કહીશું કે ત્રણ ચાર હજાર વર્ષોમાં માણસે કેવી પ્રગતિ કરી : તાજમહેલ ને એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ બાંધ્યાં, કુતુબ અને 'એફેલ' મિનારા બાંધ્યા, ટેલિવીઝન અને અવાજની ઝડપે ઊડનાર રોકેટ બનાવ્યાં. અસ્ત્રી ના કરવી પડે એવાં નાયલોનનાં કપડાં બનાવ્યાં......અને આ કાગડા હજી ઉધાડા ફરે છે ! રજ માત્ર પ્રગતિ સાધી છે. એમણે ? પણ હીરોશીમા પર બોમ્બ ફેંકનાર અને ખાનાર આપણે માનવીએ પ્રગતિ સાધી કે અધોગતિ !

આ ઊંચે ઊડતા જતા કાગડાઓના જીવન અંગે અમને કોઈ ખાસ અભ્યાસ નથી. પરંતુ કાગજીવનના પ્રકૃતિ સૌંદર્યના કોઈ અભ્યાસીને પૂછો કે કોઈ કાગદંપતીને પોતાના બાળક માટે ડિપ્થેરિયાની રસીની જરૂર પડે છે ? તેમને પેનીસીલીન કે કલોરોફોર્મની જરૂર પડી ? કાગબહેનો માટે અલાયદી બેઠકો કે વિકાસ સાધવા અલગ સંસ્થાની જરૂર પડી છે ?

ધાબા પર પૂરીના ટુકડા મૂકીને તે પર તૂટી પડતા કાગડાઓ અમે જોયા છે. એકને ગભરાવીને દૂર કરી શકાતો નથી. લાકડી ઉગામવા માત્રથી ડરે એ બીજા ! છેક પાસે આવી ઘા કરે તો કૂદીને સ્હેજ દૂર બેસશે, પણ નાસી જશે નહિ.

થોડા દિવસથી એક કાગડો અમારા રસોડામાં એવો પેંધો પડ્યો છે ! સળિયાવાળી જાળીમાંથી સાચવીને અંદર આવે છે અને ગમે ત્યારે

કામની વહેંચણી પણ કેવી અદ્દભુત–ટોળામાંથી થોડા થોડાને વચમાંથી જ ઊતરતા જવાનું અને અન્યને આગળ વધવાનું. બધા જ એક જગાએ ઊતરી ખોરાકનો જથ્થો વેપારી દૃષ્ટિએ (કારનર) સંઘરો નહિ કરી લે. અને એકાદ બિલાડી નીચેથી પસાર થતી હોય તો પચાસ સાઠ કાગડા કાગારોળ કરી છાપાની ગરજ સારશે.

કેવું વ્યવસ્થિત જીવન: રોજ સવાર સાંજ આ કાગદંપતીઓ ઘડિયાળની મદદ વગર વખતસર ઘેરથી કામ પર, તેમ જ સાંજે કામ પરથી ઘેર જાય છે! તેઓ વીટામીનવાળો, પ્રોટીનવાળો ખોરાક, પસંદ કરતા હશે કે નહિ? એમને કોઈ ડૉકટર કે વૈદ્યની જરૂર નથી, આ કાગ લોકોને નથી ઉપાધિ હોસ્પીટલો કે સુવાવડખાનાંમાં નામ નોંધાવવાની; બાળમંદિરો, શાળાઓ કે કાલેજોમાં બચ્ચાંને દાખલ કરાવવાની; બિન આવડતને લીધે સમય કાઢવાની ઊણપ પૂરવા, ઉજાગરા કે રાત્રીજીવન ઉપસ્થિત કરીને પછી સિનેમા કે થિયેટરની; કે નથી કોઈ કાળા બજારની ટિકિટોની કે સિનેમા પર પહોંચ્યા બાદ ચશ્મા ભૂલ્યાની કે નથી તેમને મકાન માટે સિમેન્ટ લોખંડની પરમીટની ઉપાધિ; કે નથી ઉપાધિ તેમને ઉઘાડી ઢાંકેલી જમીનોનો કર ભરવાની નોટીસો મેળવવાની! નથી તેઓને બેંકના કેશ ક્રેડિટ એકાઉન્ટની કે ગોડાઉન ઉપર નાણાં લેવાની ઉપાધિ; નથી કોઈને ખરા ખોટા ચેક આપવા લેવાના પ્રસંગો, નથી સવારનું છાપું ખોલી પોતાના જાતભાઈઓની બદનક્ષીઓના અહેવાલ વાંચવાના.

મનુષ્યે સુખ મેળવવાને જે જે શોધખોળ કરી એમાં ખાસ કરીને તો “પૈસા” ની શોધથી પોતાની જાતનું સત્યાનાશ વાળી નાંખ્યું લાગે છે! કાગડાઓ માટે એક દિવસથી વધુ ચાલે એવો કોઈ સંગ્રહ નહિ–નાણાં જ નહિ એટલે મોંઘવારી નહિ, ફુગાવો નહિ, પરિણામે શેરબજારની ઉથલપાથલ નહિ, તેજીમંદી નહિ! અને તેવા કારણે હૃદયહુમલા કે આપઘાત નહિ. સિવાય પહેલીવાર હમણાં જ એક કાગડા કુટુંબને ઇન્ફ્લુએન્ઝા થએલો, પણ તે બે કલાક ચાલેલો. બાકી નથી કોઈ કાગડાને

વીમા કોર્પોરેશનના ઇન્સ્પેકટરો જેમ સપ્ટેમ્બરની ફોટોગ્રાફીશનની કે ક્વોટાની ઉપાધિ !

વળી આપણી જેમ દેશની આવકનો મોટો ભાગ સંરક્ષણની બીકથી લશ્કર માટે અલાયદો રાખવાની ઉપાધિ. નહિ પોતાના અલાયદા દેશ. નહિ કે તેના રક્ષણ માટે કે ભક્ષણ માટે અણુબોમ્બની જરૂર હોય ! કાગડાકરતાં કાગડીની સામાજિક કે આર્થિક સ્થિતિ રતીભાર ઓછી છે ખરી ?

આપણે એમની દયા ખાતા કહીશું કે ત્રણ ચાર હજાર વર્ષોમાં માણસે કેવી પ્રગતિ કરી : તાજમહેલ ને એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ બાંધ્યાં, કુતુબ અને 'એફેલ' મિનારા બાંધ્યા, ટેલિવીઝન અને અવાજની ઝડપે ઊડનાર રોકેટ બનાવ્યાં. અસ્ત્રી ના કરવી પડે એવાં નાયલોનનાં કપડાં બનાવ્યાં......અને આ કાગડા હજી ઉધારા કરે છે ! રજ માત્ર પ્રગતિ સાધી છે. એમણે ? પણ હીરોશીમા પર બોમ્બ ફેંકનાર અને ખાનાર આપણે માનવીએ પ્રગતિ સાધી કે અધોગતિ !

આ ઊંચે ઊડના જતા કાગડાઓના જીવન અંગે અમને કોઈ ખાસ અભ્યાસ નથી. પરંતુ કાગજીવનના પ્રકૃતિ સૌંદર્યના કોઈ અભ્યાસીને પૂછો કે કોઈ કાગદંપતીને પોતાના બાળક માટે ડિપ્થેરિયાની રસીની જરૂર પડે છે ? તેમને પેનીસીલીન કે કલોરોફોર્મની જરૂર પડી ? કાગબહેનો માટે અલાયદી બેઠકો કે વિકાસ સાધવા અલગ સંસ્થાની જરૂર પડી છે ?

ધાબા પર પૂરીના ટુકડા મૂકીને તે પર તૂટી પડતા કાગડાઓ અમે જોયા છે. એકને ગભરાવીને દૂર કરી શકાતો નથી. લાકડી ઉગામવા માત્રથી ડરે એ બીજા ! છેક પાસે આવી ઘા કરે તો કૂદીને સ્હેજ દૂર બેસશે, પણ નાસી જશે નહિ.

થોડા દિવસથી એક કાગડો અમારા રસોડામાં એવો પેધો પડ્યો છે ! સળિયાવાળી જાળીમાંથી સાચવીને અંદર આવે છે અને ગમે ત્યારે

રોટલી, શાક, ભાત, વડું, ભજિયું જે હોય તે અવશ્ય ઉઠાવી જાય છે: બહાર નજર કરવાથી દેખાતો નથી કે તે ક્યાં છુપાઈ બેઠો છે. કાગડાઓની કોઈ યુનિવર્સિટીનો એ અંડર ગ્રેજ્યુએટ લાગે છે. વખતસર રોટલીના સમયે દસ વાગે નોકરી પર હાજર થાય છે! ઢાંકણું ઊંચું કરીને રોટલી ઉપાડે છે. જાળીમાંથી નાસી જવાનું સહેલું નથી છતાં ઘાંટા પાડીએ તો પણ ધીમે રહીને જાળી પાસે જશે. અને શરીર સંકોચીને હિંમતથી બહાર જઈને રેલના પાટા પાસે તેના બચ્ચાંને ખવડાવે છે. આ એ જ સ્ત્રી કાગડી છે જે ઘરમાંથી રોટલી ઉઠાવીને ઊડીને બહાર પાસેના જ ઝાડ પર પીંછાની સાડી સંકોરીને એવી ખુશખુશાલ બેસતી લાગે છે. આ આ કાગડીને હાંકીને થાકી ગયા છીએ. અમે સંતાઈને તેને ફસાવીને જાળીમાંથી બહાર નીકળતાં લાકડી મારી શકીએ ખરા. પણ એની ઠંડી તાકાત અને હિંમત પર વારી જઈ ખુશ થઈને હવે રોટલી બહાર ફેંકીએ છીએ. રોટલી નિયમિત ફેંકીએ તો તે કાગડી હવે ઘરમાં નથી આવતી. સમજી ગઈ લાગે છે. પણ ચિન્તા એને છે કે આપણને? સુખી માનવી કે કાગડા?

# ૨૪ : અમે અને જ્યોતિષશાસ્ત્ર

જન્મે અમે દ્વિજ નહિ હોવા છતાં જ્યોતિષશાસ્ત્ર સાથે અમારે જાણે સગાઈ સંબંધ રહ્યો છે! તેનું કારણ તો એ છે કે અમારા પૂજ્ય પિતાશ્રી ખગોળશાસ્ત્રના ઊંડા અભ્યાસી હતા, ને જ્યોતિષશાસ્ત્રનો પાયો-આધાર ખગોળવિદ્યા પર હોવાથી સ્વાભાવિક રીતે જ જ્યોતિષશાસ્ત્ર સાથે અમારે સંબંધ રાખવો પડતો. પરંતુ કેટલીકવાર સગાઈ નજીકની હોવા છતાં રાગ હોતો નથી એવો સંબંધ તેમના ખગોળશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર વચ્ચે હતો. ફળ જ્યોતિષવાળાઓને તો ગ્રહોની સ્થિતિની મનુષ્યને શી અસર થાય તેટલી જ નિસ્બત હોવાથી તેઓ ગ્રહોની આકાશમાંની સાચી સ્થિતિ વિષે ચિંતા કરતા નથી અને દુર્ભાગ્યે પિતાશ્રીથી ખગોળનું આવું અપમાન સહન થતું નહિ. એમનું કહેવું એમ હતું કે: "હે જ્યોતિષીઓ! ગ્રહની જે સ્થિતિ પર તમે લોકો ફળાદેશ આપો છો, તે જગાએ ખરેખર તે ગ્રહ આવે છે કે નહિ તે તો જુઓ." પરંતુ જોષીઓ રિવાજ મુજબ તેમની અવગણના કરતા.

એક વાર આ અંગે એક ભારે ચર્ચા છાપામાં ચાલી. ગ્રહલાઘવીય રૂઢિચુસ્ત પંચાંગ પ્રમાણે તે સમયે ગુરુ ચંદ્રની દક્ષિણે હતો, જ્યારે નરી આંખે જોઈએ તો ગુરુ ચંદ્રની ઉત્તરે હતો. આથી પિતાશ્રીએ આ અંગે સ્થાનિક કૉલેજના પ્રિન્સિપાલ પાસેથી રાત્રે નિવેદન મેળવ્યું કે "મેં પ્રત્યક્ષ જોયું છે કે ગુરુ ચંદ્રની દક્ષિણે છે." તે નિવેદન ફોનથી પિતાશ્રીએ

એક જાણીતા છાપાના તંત્રીને જણાવી પ્રસિદ્ધ કરવા કહ્યું, પરંતુ છાપામાં સવારે "ચન્દ્ર ગુરુની દક્ષિણે છે" તેમ છપાયેલું. પિતાશ્રીના ગુસ્સાનો પાર ન હતો અને બીજી બાજુ એજ નિવેદનનો ગેરલાભ લઈ જોષીઓ તૂટી પડ્યા કે "પ્રિન્સિપાલ સાહેબ અમને ટેકો આપે છે." કંપોઝીટરની ભૂલને કારણે "ગુરુ ચંદ્રની દક્ષિણે" ને બદલે "ચંદ્ર ગુરુની દક્ષિણે" છપાયું છે તેવા ખુલાસા તો આવ્યા, પરંતુ લોકો તો કેટલા ખુલાસાના ખુલાસા વાંચે?

અમારા પિતાશ્રી અમને ભારપૂર્વક કહી ગયેલા છે કે: "ફળ જ્યોતિષશાસ્ત્ર કે હસ્તરેખાશાસ્ત્ર એ દુનિયામાં ચાલતાં અનેક તૂત અને ધતિંગોમાંનું એક છે અને પોતે ખગોળશાસ્ત્રી હોવાથી અનેક અનુભવે તે સિદ્ધ કર્યું છે. માટે અમારે કોઈએ તેમાં ભરોસો મૂકવો નહિ."

પરંતુ છાપામાં આપેલું તેમનું પેલું ચીવટભર્યું નિવેદનનું જે થઈ ગયું, તેથી મનુષ્ય તો શું પણ ખુદ છાપાં પર પણ ગ્રહોની કેવી અસર થાય છે તેનો પરચો અમે જોયો હતો, ને! આથી મનને નિખાલસપણે ખુલ્લું રાખીને જ્યોતિષશાસ્ત્રને અમે વિજ્ઞાન તરીકે નહિ તો છેવટે એક ઉપયોગી શાસ્ત્ર તરીકે લેખવા માંડ્યું.

અમારા સ્વ. પિતાશ્રી એમ કહેતા હતા કે આપણે મૂઠી વાળીએ ત્યારે હાથમાં જે સળ–કરચોળી પડે છે તેને ને આપણા ભવિષ્યને કશો સંબંધ નથી. એટલે હસ્તરેખાશાસ્ત્ર પણ પાયા વગરનું શાસ્ત્ર છે. પરંતુ અમે એક વાર પૂછ્યું કે "તો પછી જ્યારે બિલાડી આડી ઊતરે ત્યારે ત્યારે અશુભ જ બને છે તેનું કારણ શું?" ત્યારે તેમણે કહ્યું કે "બિલાડીનું આડું ઊતરવું, મંગળવારે હજામત કરાવવી, અમાસે મુસાફરી કરવી વગેરે પ્રસંગે અશુભ થવું એ જેટલું વૈજ્ઞાનિક છે તેટલું જ હસ્તરેખાશાસ્ત્ર વિજ્ઞાન ગણાય. એમ તો હું પોતે અમુક કામમાં સફળતા મેળવવા અમુક જ કોટ પહેરું છું અને બધી પરીક્ષાઓ પણ અમુક જ પેનથી પાસ કરેલી એટલે તારે પણ એ રીતે

જ્યોતિષશાસ્ત્ર કે હસ્તરેખાશાસ્ત્ર વિજ્ઞાન છે એમ માનવું હોય તો ભલે. બાકી મારું માને તો એ બધાને તું 'વહેમનું વિજ્ઞાન' ગણજે."

આમ કામ સરળ થઈ ગયું અને અમે હસ્તરેખાજ્ઞાનને વહેમનું વિજ્ઞાન ગણી આગળ વધ્યા. પછી અનુભવે અમે ઘણું નવું શીખ્યા.

હસ્તરેખાજ્ઞાન માત્ર ભૂત, વર્તમાન કે ભવિષ્ય જાણવા માટે ઉપયોગી હશે તે કરતાં તો જીવનમાં તેનો અગત્યનો એક નૂતન ઉપયોગ પણ છે! "પાનસોપારી" નામના એક પુસ્તકમાં નહિ વાંચવા યોગ્ય લેખ "પ્રણય માર્ગદર્શિકા"માં નીચે પ્રમાણે એક ફકરો છે :—

હસ્તરેખાજ્ઞાન : આ એક પાયા વગરની વસ્તુ છે અને દુનિયામાં ચાલતાં અનેક ધતિંગો ભેગી એ પણ ચાલે છે. આમ છતાં યોગ્ય ઉંમરે ભાવિ કન્યાનો સંપર્ક સાધવા માટે હસ્તરેખાજ્ઞાન જેવું અદ્દ્ભુત સાધન બીજું એકે નથી. આથી દરેક યુવક આ જ્ઞાન મેળવવું આવશ્યક છે. અલબત્ત તે માટે થોડી મહેનત લઈ "શીરો"–ના હસ્તરેખાવિજ્ઞાન અંગેનાં એકાદ બે પુસ્તકો પર નજર ફેરવી જઈ, માઉન્ટ ઓફ વિનસ, માઉન્ટ ઓફ સેટર્ન, આયુષ્ય રેખા, નસીબ રેખા, મસ્તક રેખા, હૃદય-રેખા તેમજ આંગળીઓના ઘાટની સંજ્ઞાઓ તમારે જાણવી પડશે. પછી તો અતિ શરમાળ એવી યુવતી પણ અલ્પ પરિચયે તેનો હાથ તમારા હાથમાં મૂકતાં સંકોચ પામશે નહિ. અને એક વાર હાથમાં હાથ આવ્યા-બાદ 'તારાપોરવાળો' બુદ્ધિશાળી યુવક બધું સંભાળી લેશે! જુદી જુદી રેખાઓ ઉપસાવી તપાસવા યુવતીના માટે એ કોમળ હાથને વિવિધ પ્રકારની કસરત આપવી આવશ્યક ગણાય છે. વળી હસ્તરેખા જોવાની કળા તો બાગમાં, ટ્રેઈનમાં કે ખુદ માબાપની હાજરીમાં, દીવાનખાનામાં પણ, આસાનીથી અજમાવી શકાય છે. જોનાર બતાવનાર (અને અમે હાજર હોઈએ તો અમારા) સિવાય અન્યને ભાગ્યેજ ખ્યાલ આવશે કે અહીં હસ્તરેખા ઉકેલાય છે કે હૃદયરેખા! અને પછી તો હાથનો પ્રિન્ટ કાગળ પર મેળવીને ધારેલી નવી રેખાઓ ફૂટી કે નહિ તે બહાને

મરજી મુજબની મુલાકાતો મેળવાશે. અલબત્ત અન્ય જાણકાર હરીફોની સામે ઊભા રહેવા માટે તમારે સૂક્ષ્મદર્શક કાચનો ખર્ચ કરવો પડશે—'અપટુડેટ' રહેવું તે તો પ્રણય કલાકારની પ્રાથમિક ફરજ ગણાવી જોઈ એને? અને એટલું પણ જાણી લો કે હસ્તરેખાવાચનમાં એક યુવતીને જે કહેવાનું છે તે જગતની બધી યુવતીઓને બંધ બેસતું આવે છે, માટે નીચે મુજબનો, થોડા અંગ્રેજી શબ્દોવાળો ગુજરાતી શ્લોક ગોખી કાઢો તોય ચાલશે:

"તમે, સરિતા, બહુ 'ઇમોશનલ' છો પણ તમે જાણો છો કે તમારું દરેક 'એક્શન' 'મેલીસથી' પર હોય છે. જો કે કોઈવાર તમારો આવેગ બુદ્ધિને અસર કરી જાય છે તો કોઈવાર ઋજુતા—લાગણીઓ તને—ભૂલ્યો—તમને—વેરભાવનાથી ઉગારી લે છે. ઇર્ષા અને ઉદારતા વચ્ચે તારા—તમારા હૃદયમાં વારંવાર ઘર્ષણ થાય છે, પરંતુ અંતે તમારી 'સિન્સિઆરિટીની' હંમેશાં જીત થાય છે. ને ભૂલને માટે તારી સહૃદયતા પશ્ચાતાપને આવકારી તારા સાચા સ્ત્રી હૃદયને હિલોળે ચઢાવે છે......" વગેરે વગેરે. અને શ્રદ્ધા રાખજો કે ગમે તેવી યુવતી આ રેખા વાંચનને પોતાનું માનીને તમારી કદર કરશે.

અમારા જીવનની વિશિષ્ટતા એ છે કે હાથ બતાવવા કરતાં અન્યના હાથ જોવાના પ્રસંગો જ વિશેષ બન્યા છે. તો પછી કહેવાની જરૂર ખરી કે યોગ્ય ઉંમરે અમે અમારું હસ્તરેખાજ્ઞાન વટાવીને ધ્યેયને પહોંચી ગયેલા! પરંતુ લગ્ન પછી તુરત અમારું પોલ પકડાઈ ગયેલું અને ઘરમાંથી વિનંતી થઈ કે અમારે હસ્તરેખાજ્ઞાનનો કદી ઉપયોગ કરવો નહિ! ને સુખી સંસારમાં પત્નીશ્રીની વિનંતીનો અર્થ ગુજરાતીમાં 'હુકમ' થતો હોવાથી હસ્તરેખાજ્ઞાન ગરજ વિતે અમે વીસરી ગયા.

ચારેક વર્ષ પસાર થયાં ત્યાં તો પાછી બેંતાલીસની સત્યાગ્રહની આંધી આવી અને અમને જેલ—સહેલનો લાભ મળ્યો. પત્નીશ્રીની કંઈ મદદ ત્યાં મળે એમ નહિ હોવાથી જેલની વિશિષ્ટ મુશ્કેલીઓનો સામનો

કરવા માટે અમે ફરીવાર હસ્તરેખા દેવીની આરાધના આદરી દીધી. ફળ પણ તુરતજ મળી ગયું. જોતજોતામાં તો જેલના વોર્ડર પોલીસ અધિકારી તેમજ અંતે જેલર સાહેબને પણ સમાચાર પહોંચી વળ્યા કે એક 'મહાન જ્યોતિષી' પોતાનાજ પીંજરામાં પુરાયેલ છે. પછી તો ઓફિસમાંથી આડકતરા કામે નિમંત્રણો આવવાં લાગ્યાં, અને જ્યાં પોતાની બેરેકના કંપાઉન્ડની બહાર નીકળવાના યે સાંસા હતા, ત્યાં અમે જેલના મુખ્ય દરવાજા લગી આસાનીથી જવા લાગ્યા.

તેમાં વળી અમારી નસીબ રેખાને જોરે જેલરનો પગાર વધશે એવો તુક્કો પેલા તીડા જોષીની જેમ સાચો પડ્યો એટલે પછી તો તેમની મહેરબાનીની વાત ન પૂછો!

ત્યારે ફરીવાર અમે પિતાશ્રીનું સ્મરણ કરીને બબડ્યા કે: "હે પિતાશ્રી આપના મતે ભલે હસ્તરેખાજ્ઞાન એક ધતિંગ હોય, પરંતુ જીવનમાં આ વિદ્યાના અનેક ઉપયોગો છે તેની કોણ ના પાડી શકે!"

અને જ્યાં લગી "કાલે પોતાનું શું થશે" એ જાણવાની સ્વાભાવિક જિજ્ઞાસાવૃત્તિ મનુષ્યમાં છે, ત્યાં લગી સારી ઓળખાણો કરવા માટે હસ્તરેખાજ્ઞાનની હરીફાઈ અન્ય કોઈ વિદ્યા નહિ કરી શકે. ભલભલા મહાપુરુષો અને વિદ્વાનો પણ આ જિજ્ઞાસાવૃત્તિથી પર નથી હોતા એટલે આકાંક્ષાવાળા યુવકે આ વિદ્યાની અવગણના ન કરવી એવું ખુદ અમે પોતે કહીએ છીએ. આમ ખાનગીમાં અંગત રીતે અમે હસ્તરેખા વિદ્યાને ધતિંગ ગણતા, છતાં અમારે પણ સમાજમાં રહેવાનું હોઈ બહુમતિને માન આપીએ છીએ અને ખુલ્લી રીતે 'આ વિજ્ઞાન છે' તેવું જાહેર કરીએ છીએ! કારણ કે વહેવારુ ગૃહસ્થ તરીકે અમે જાણીએ છીએ કે "લંગડાના ગામમાં બે પગવાળાનું કામ નહિ."

એજ રીતે અમે અમારા આ જ્ઞાનની ધીરધાર પણ કરીએ છીએ. જેમ બી. એ. પાસ થઈને જૂની ચોપડીઓ ઇન્ટર થએલ

મિત્રને આપીએ છીએ તેમ, એક મિત્રને અમે અમારું જ્ઞાન દીધું અને તેણે સિદ્ધિ પણ મેળવી. એ પ્રસંગનું વર્ણન કરતાં તે મુંબઈથી લખે છે કે :

"મારી પત્ની થોડા મહિના પર જ્યારે મારી બહેનપણી માત્ર હતી ત્યારે તેને મેં આડકતરી રીતે સમાચાર પહોંચાડેલા કે મને હસ્તરેખાજ્ઞાન પણ પ્રાપ્ત થયું છે. પછી અકસ્માત એલિફંટાની ગુફાઓ જોવા જતાં તે મને સ્ટીમરમાં મળી ગઈ અને તેનો હાથ જોવા દેવા વિનંતી કરી. હાથમાં હાથ લેવાની તક ઝડપી જાણે ગંભીરપણે હું બોલવા લાગ્યો:

"તમારા નસીબમાં દરિયાની મુસાફરી પણ છે."

"વાહ એમ?" તેણે કહ્યું.

"હા, પરંતુ તે પંદર મિનિટમાં પૂરી થશે."

તે ગુસ્સે થઈ: "જવા દો મશ્કરી, આતો મને હસ્તરેખાનો શોખ છે માટે જ હાથને પણ હું અડકવા દઉં છું બાકી..."

હું વચમાં બોલ્યો, "તો હું પણ મારી પવિત્ર વિદ્યાનું અપમાન સહન નહિ કરું." કહેતાં મેં હાથ મૂકી દીધો.

તે કહે : "ના, ના, એમ ચિઢાઓ નહિ. લો આ હથેળી. ને જુઓ, મને બાળકો બહુ જ ગમે છે, માટે નિખાલસપણે લગ્નથીએ આગળની વાત પૂછું છું: મારા નસીબમાં કેટલાં બાળકો છે?"

"ઊભાં રહો. આવતાં પાંચ વર્ષમાં ત્રણ તંદુરસ્ત બાળકોનુ માતૃત્વ આપના નસીબમાં છે પરંતુ..."

"પરંતુ શું?"

"ચિઢાઓ નહિ તો કહું."

"કહોને મારા જેટલાજ નિખાલસ બનીને!"

"તો સાંભળો. આવતાં છ વર્ષ લગી કોઈ સંજોગોમાં આપના લગ્નની શક્યતા નથી."

"કપાળ તમારું" એ લાલચોળ થઈને બોલી.

મેં કહ્યું "પણ મારા ગુરુની પદ્ધતિ મુજબ જોતાં તમારી હથેલી લગ્નની રેખાઓ વગર બાળકો બતાવે છે તેમાં મારો શો દોષ?" અને ધીમે ધીમે એ તકરાર પ્રેમમાં ક્યારે પરિણમી એની તેને તો ખબરે પડી નહિ! તો ગુરુજી, કામ પત્યું હોઈ આ હથિયાર સાભાર પરત કરું છું–કોઈ બીજા જરૂરિયાતવાળાને આશીર્વાદ સાથે ધીરજો..."

અમે અમારી અંગત માન્યતાઓ અને સિદ્ધાંતોને સતત્ વળગી રહેવાની અણઆવડતને કારણે કેટલીકવાર જ્યોતિષશાસ્ત્ર અને હસ્તરેખાશાસ્ત્ર એ બન્નેય વિજ્ઞાન નથી એવું પુરવાર કરવા જાહેર ચર્ચામાં ઊતરી પડીએ છીએ. એક મિત્રને ત્યાં પધારેલ એક જાણીતા જ્યોતિષીએ પોતાનું શાસ્ત્ર કેવું સારું છે તેના અનેક દાખલા વ્યક્તિઓનાં નામ સાથે આપ્યા. અમે પણ અમારી ભૂલ સમજી ગયા અને હાજર રહેલા સૌની સાથે જોષીજીની વાતને ટેકો આપવા લાગ્યા. અમારા મનમાં એવી ભ્રમણા હતી કે લોકો તો જોષીએ કહેલું જે સાચું પડે છે તે જ માત્ર યાદ રાખે છે અને જે ખોટું પડે છે તેને સહેલાઈથી ભૂલી જાય છે, એ ભ્રમણા દૂર થઈ અને અમે હસ્તરેખાજ્ઞાન એ એક વિજ્ઞાન જ છે એમ કહી જોષીને ટેકો આપતાં ઉમેર્યું કે: "આપણી આ સરકાર પણ મૂરખી છે. એકાદ જોષીને પ્રધાન મંડળમાં રાખે તો યોજનાઓમાંથી રોજનો લાખોનો લાભ કરી આપે. વળી જિન્દગીની વીમાકંપનીઓ પણ સાવ મૂરખી છે. ડૉક્ટરોને બદલે માત્ર જોષીઓ જ નીમે અને શારીરિક તપાસને બદલે હસ્તરેખા કે કુંડળી જોઈને કેસો લેવામાં આવે તો હોસ્પિટલોમાંથી જ કરોડોનો બિઝનેસ મળેને! આપણે નજરે જોઈએ છીએ કે સાજા માણસનું હૃદય ક્ષણમાં બંધ થઈ જાય છે. જ્યારે ઓપરેશનવાળો દરદી ઘોડા જેવો બની ઘેર આવે છે! આપણી બેંકના ડિરેક્ટરો પણ મૂરખના સરદાર છે ને? આપના જેવા

એકાદ જોષી ડિરેક્ટર રાખતા હોય તો કઈ પેઢી ક્યારે દેવાળું કાઢવાની છે તેની તુરત્ ખબર પડે એટલે નાણાંની ધીરધારની ધાલમેલમાંથી લાખ્ખોનો ફાયદો થાયને...” પરંતુ ગમે તે કારણે પેલા જોષીજીને અમારી દલીલોવાળો ટેકો પસંદ આવ્યો લાગ્યો નહિ, અને ઊઠીને ચાલતા થયા. ચાલો ઈશ્વરને ગમ્યું તે ખરું.

અમે અગાઉ કહ્યું છે તેમ અમારે પોતાના હાથ બતાવવાના કરતાં અન્યના હાથ જોવાના પ્રસંગો જ વધારે બન્યા છે. અમારું જ્ઞાન તાજું રાખવાની ઈચ્છા હજી પ્રબળ રહી છે. આથી અમે નિશાળમાં ભણતા હતા, ત્યારે બચાવેલા રૂપિયા બે ખરચીને એક જોષીને હાથ તથા કુંડળી આપીને કઢાવેલ વર્ષફળ અમે અભ્યાસની દૃષ્ટિએ દરેક વર્ષે એકવાર વાંચી વિચારીએ છીએ. કહેવું પડશે કે તેમાંનું ઘણું સાચું પડતું આવ્યું છે. એમાંથી થોડા ફકરા, કાંઉસમાં અમારી ટીકાઓ સાથે, આપને સંભળાવીએ છીએઃ–

“શ્રી...ની હસ્તરેખાઓ તેમજ ગ્રહયોગ જોતાં પ્રથમ દેહ માલિક બુધનો હોવાથી દેખાવમાં સુંદર, શરીરે મધ્યમ અને સહેજ પાતળા બાંધાના ગણાય. સૂર્ય દેવસ્થાનમાં હોવાથી સ્વભાવે ગરમ. (આ ખોટું કહ્યું. તેમાં જોષીનો વાંક નથી. ગુસ્સે થવાની દરેક તક શરૂમાં પિતાશ્રી અને પછી મોટાભાઈ ઉઠાવી લેતા. અને પછી તો લગ્ન થયું એટલે અમે હજી ગુસ્સો કરવાની તક મેળવી નથી.) ચંદ્રની સંપૂર્ણ દૃષ્ટિ હોવાથી ચઢેલો ક્રોધ શાંત થાય. શુક્ર લગ્ને હોવાથી બીજા ગુણોમાં સ્વભાવે ઉદાર, મિલનસાર, પરોપકારી, પુણ્યશાળી આત્મા...(ભાઈ આ તો ટૂંકામાં મૃત્યુ પછીની છાયાની અંજલિમાં વર્ણવાતા બધા ગુણો અમારામાં અગાઉથી છે એવું લાગે છે. એટલે થોડું ટૂંકાવીએ). રાહુ મંગળની યુતિ હોવાથી હઠયોગ અને મક્કમતા (જે ગુણોનું લગ્ન બાદ સામા પક્ષને ધીરાણ કર્યું છે)...પશુ વગેરેની સુખાકારી નહિ (દૂધમાં પાણીની વાત્–તદ્દન સાચું. અમારી મહોંઘી ગાડી ઉર્ફે મોટરસાઈકલ

અને હવે ઓરતોંકી ગાડી–મોટર પાછળ શિવજીનું વાહન પોઠિયો તેમજ શ્વાનમંડળ પણ પાછળ પડયાના પ્રસંગો આજકાલ તો હમેશના છેને !) ...ધનસ્થાનનો માલિક ચંદ્ર સાતમા સ્થાનમાં હોવાથી ધન–પૈસા સંબંધી સારું સુખ મળશે (સારું થયું આજે ફરી વાંચ્યું.ફરી ગુમાવવાની બીકે આજલગી ચૂકી ગયેલ પેલી શબ્દરચના હરીફાઈ અને સરકારી ઈનામી બોન્ડનો આશરો જરૂર લેવો પડશે !)

નવમાંશ કુંડળીમાં વૃશ્ચિક રાશિગત હોવાથી રોગ અને દુશ્મનની બાબતમાં ધનનો ઘણો વ્યય થશે. (ખરી વાત છે. અમે પણ જોષીની જેમ ડૉકટરો અને વકીલોને ગયા ભવના વેરી ગણીએ છીએ !)

પરાક્રમેશ સૂર્ય લગ્ન હોવાથી પરાક્રમની બાબતમાં શ્રેષ્ઠ અને પર ન્યાતજાતથી ફાયદો (હા ભાઈ, કન્યા તો પરન્યાતની મળી)...ચતુર્થના અધિપતિ બુધ હોવાથી જમીનનું સુખ (તદ્દન સાચું, નાણાંનું સુખ હતું તે નાણું માટીમાં મળી ગયું અને જમીનનું સુખ થયું ખરું !)

બુદ્ધિને કારણે જમીન ગીરે મૂકવાનો સંભવ (બાપરે) પણ બુધ બલિષ્ઠ હોવાથી ગએલી મિલ્કત પાછી મળે (થેંક્યુ મિ. જોષી.).

(લો હવે જરા રસિક ભાગ આવ્યો છે.) સપ્તમ સ્થાનનો અધિપતિ ગુરુ ધનસ્થાનમાં હોવાથી પત્ની સારા ઘરની, સારા સ્વભાવની, વહેવારકુશળ, પતિપરાયણ મળે. લગ્નયોગ ૧૮, ૨૧, અને ૧૪, (લગ્નની ઉમ્મર તદ્દન સાચી કહી છે પણ આ તો અમે પોતે જ દોઢડહાપણ કરી આવતી કન્યાઓ પાછી ઠેલી, લખ્યા લેખનો સામનો કરી, છેવટે ૨૭ મે વર્ષે ગૃહસ્થાશ્રમમાં પડ્યા. વાંક અમારો જ છે. જોષીના લખવા મુજબ થવા દીધું હોત તો અમારા દીર્ઘદૃષ્ટિવાળા અને વ્યવહારુ મિત્રોની જેમ અમારાં છોકરાં આજે ખપમાં લાગે તેવાં મોટાં, લગભગ અમારા જેવડાં હોત. તેને બદલે હાલ તેઓ હજી નાનાં જ છે જ્યારે મિત્રો તો પૌત્રને રમાડે છે ! મોડું લગ્ન કરવા બદલ અમને આમ આજીવન પસ્તાવાનું રહેવાનું ! હવે આગળ) તો પત્ની ૩૫ કે ૪૫ વર્ષ લગી જીવે... (તો પછી બીજીનો યોગ નથી? હોય તો ય શા અર્થનો ?)

'બીજું ઘણું છે, પરંતુ તેમાં માત્ર અમને જ રસ પડે એવું હોઈ અટકીએ છીએ!

થોડા દિવસ પર એક અજાણ્યા જોષીએ ઓટલે ઊભા ઊભા અમારો હાથ જોવા માગ્યો. અમે કહ્યું કે અમે એમાં માનતા નથી. પરંતુ જ્યારે તેણે એમ કહ્યું કે તેના કુટુંબના નિભાવનો પ્રશ્ન છે ત્યારે અમને થયું કે હસ્તરેખાશાસ્ત્ર ભલે કોઈ ગરીબની આવકનું સાધન બનતું. તેને બે રૂપિયા આપ્યા બાદ તેણે કહ્યું 'સાહેબ આપના વિશિષ્ટ હાથની છાપ આપો. મને આપને નામે નવું કામ મેળવવામાં ખપમાં લાગશે." આથી અમે તેને તેની કાળી શાહીથી અમારી હથેલીની છાપ આપી વિદાય કર્યો.

પરંતુ ઘરમાં દાખલ થતાં જ પત્નીશ્રીએ પૂછ્યું: "હાથ કાળો શેનો કર્યો?"

"કોઈ ગરીબને મદદ કરવા." અમે ગર્વભેર કહ્યું.

સખ્તાઈથી તેઓ બોલ્યાં:

"કોઈ પણ કારણે તમારે હાથ કાળા કરવાના નથી." અને "હાથ કાળા કરવા" એ વાક્યનો અર્થ ખ્યાલમાં આવતાં અમે સ્નાનાગારમાં દોડી જઈ સાબુ વડે હાથ સાફ કરવા લાગી ગયા.

# ૨૫ : ચાલો સવારે ફરવા જઇએ

નિદ્રાદેવીની અમારા પરની કૃપા હજી પણ સૌને અદેખાઈ આવે તેવી છે. અમે બાળક હતા, ત્યારે બાળક માફક ઊંઘતા હતા. અને હજી પણ બાળક માફક જ, કોઇ ઉઠાડે નહિ તો સાડા આઠ લગી પથારીવશ રહીએ છીએ! સ્વાભાવિક રીતે એ વહેલા ઊઠનાર અદેખા વર્ગની સતત્ ટીકાનું પાત્ર અમે બની રહ્યા છીએ. અમને હજી પણ સમજાતું નથી કે જો સવારે ખાસ કામ ના હોય તો જેણે આખી રાત બેભાન સ્થિતિમાં આપણી શુશ્રૂષા કરી તે સાથી સૈયાને એકાએક તરછોડવાનો શો અર્થ છે? ઉપરાંત પથારીને વહેલી સવારે તરછોડનાર વર્ગ બપોરના ઘરની શેતરંજી, સોફા કે દુકાનની ગાદીના ભોગ તો બને છે જ! આમ ખરી રીતે સામા પક્ષની નબળાઈ, ઉજાગરો થયો હોવા છતાં પણ, સવારની ઊંઘ લંબાવવાની અશક્તિમાં સમાયેલી છે. અમે સવારના સાડા આઠ લગી પથારીમાં પડી જ કેમ રહી શકીએ એની તેઓને નવાઈ લાગે છે. શરૂમાં કહ્યું તેમ નિદ્રા દેવીની કૃપા અમે એટલી કક્ષાએ સાધી છે કે સવારે પોણા સાતે ઊઠી સાત વાગે બ્રજવંદન કરી પાછા સવા સાતે ઘેર આવી ઊંઘ સાંધી નવ લગી બાકીનો "કવોટા" પૂરો કરીએ છીએ! એજ રીતે પહેલાં મિત્રો અમને અંધારી સવારે પરાણે ઉઠાડી અખાડે ઘસડી જતા હતા, ત્યારે પણ અમે શેતરંજી ઓશીકાનો વીંટલો ઉઠાવી મિત્રોના હજારો દંડબેઠક દરમિયાન અખાડે ઊંઘી, પાછા ઊઠીને ઘેર આવી ફરી નવી ફીરકી લગાવી ઊંઘના પેચ

અમારી વચમાં પડી ગયેલું પચીસ ફૂટનું છેટું ઘટાડવા અમે ઊભા રહ્યા, ત્યાં તો પાછળથી આવતી પેલી મોટરે બ્રેક મારીઃ 'ચાલો બેસી જાવ'

"આભાર, પણ અમારે તો ફરવા જવું છે." અમે કહ્યું.

"હવે ચાલોને, લિફ્ટ મળે છે તો એક વાર બાગમાં પહોંચી જઈએ, નહીં તો વચમાં કોઈનું કોઈ મળ્યા જ કરશે અને તમે રહ્યા વાતોડિયા!"

મિત્રની મોટરમાં લિફ્ટ મેળવી અમે બાગને ઝાંપે ઊતર્યાં ત્યારે ઘણાં લોકો પાછાં ફરતાં હતાં.

"મેયરનું નામ યાદ રહી જાય એવા ઠીક ઠીક બાગ બનાવ્યા છે તેમણે, પણ મને આ કાંકરા બહુ વાગે છે. બાગમાં તો માટીના રસ્તા જોઈએ. આવો લોનમાં બેસીએ." અમે તેમ કર્યું અને સ્હેજ પૂછ્યું, "સવાર કરતાં સાંજે ફરવા આવવું સારું નહિ?"

"તે તમારાથી સવારે ઉઠાતું નથી એટલે સાંજ જ પસંદ કરોને? આ મો. ટી. બાગમાં મને રાત્રે બિલકુલ ફાવતું નથી. બધાં વીજળીનાં ફ્લેડ લાઈટ્સ એવાં ગોઠવ્યાં છે કે કોઇપણ દિશામાં બેસો આંખો આંજ્યા વિના રહેતાં નથી! અને બીજું, થોડાં મોટાં ઝાડ ઝાડીઓ પણ જોઈએ. આતો એક છેડેથી બીજે છેડે બધાંને દેખી શકાય, યુવક વર્ગ માટે થોડીક પ્રાયવસી પણ જોઈએ ને?"

તેવામાં એક ઓળખીતા અમારી પાસે આવી પહોંચ્યા અને બે લોન પર રૂમાલ પાથરીને ચણાજોરગરમ મૂકયા.

બજારુ ચીજોનો બાગમાં પ્રતિબંધ હતો, છતાં ચણા કેવી રીતે આવ્યા તેના ખુલાસામાં પેલા ભાઈએ સમજાવ્યું કે આ ચણા ઘરની બનાવટના છે. અને એક પણ કાગળ બાગમાં ફેંકયા વગર તેઓ વારંવાર અહીં કોઈ આવો નાસ્તો કરે છે.

થોડા ગપાટા બાદ અમે બન્ને ઘર બાજુ જવાં ઉપડયાં. પાંચેક મિનિટમાં ધાર્યું હતું તેવું થયું. શ્રીમતીના એક બેનપણી શાક લઈને ઘેર જતાં રસ્તામાં મળ્યાં. "ચાલો તમે બન્ને ઘેર ચા પીને જજો."

"હમણાં જ ચા પીધી છે. અમે તો ફરવા નીકળ્યાં છીએ પણ પા માઈલે ચાલ્યા નથી. આજે હું ખાસ આમને ચલાવવા લાવી છું તો રી આવીશું કોઈવાર !"

"ના, આજ તો તને ન જ જવા દઉં, એમને ઉતાવળ હોય તો ભલે જાય. હું આજ લગીમાં ચાર વખત તારે ઘેર આવી ગઈ ને તું એકે વાર નથી આવી. ચાલ આજ તને દહીંવડાં ખવડાવું."

ખાંડવીનું નામ નિર્ણયમાં ખાંડ પડાવે તેવું ગણાય ! એ બ્હેન-પણીઓ રસ્તામાં મળે ત્યારે બંગાળી વીસ મિનિટ, બાજુ પર ઊભેલા પુરુષ પાત્રને ગણવી જ રહી ! અમારી ખાંડવીની નબળાઈ પણ જાણીતી હતી. એટલે અમે પેલી બ્હેનપણીને ઘેર ચાલ્યાં. ઘર પાસે જ હતું. પણ તેમાં 'બ્હેન પણેવી' નહતા, એટલે અમે છાપાની મિત્રતા સાધી ચા ખાંડવી પતાવ્યા.

અમે જવાની વાત ઉપાડી તો શ્રીમતીજીએ સમજાવ્યું કે બન્નેની મિત્ર એક બ્હેનનું ઓપરેશન કરાવ્યું છે અને બન્ને જણીને સાથે ખબર કાઢવા જવું છે. પછી ધાટ ખાય કે ના ખાય. ટૂંકમાં "તમારે જવું હોય તો જાવ."

અમે બાકીની મુસાફરી ઝડપથી ચાલી નાંખવા વિચાર્યું, ત્યાં તો પેલી બસ અમારી સાઇડ કાપી આગળ આવીને ઊભી. અમે તેમાં કેમ ચઢી ગયા તેનો ખ્યાલ આવ્યો નહિ. પણ વહેલા ઘેર તો જરૂર પહોંચી ગયા.

આમ કુલ ત્રણ માઈલ ફરવા ગયાં એમાંથી માંડ આડસો વાર પગ વડે માપ્યા હશે !

પરવારી અમે જમવાની રાહ જોતા હતા. ત્યારે તેઓ આવી પહોંચ્યાં. અમે કહ્યું, "ફરવાની બહુ મઝા આવી."

"એમ, પણ હું તો જમીને જ આવી. ચાલો હું તમને જમાડું–નવા મહારાજે પીરસ્યું નથી હજી ?"

# ૨૯ : સોહાગરાત્રી

[ ગયે અઠવાડિયે અમદાવાદમાં પરણેલી મુંબઈની એક યુવતીએ તેની એક બહેનપણી ઉપર લખેલો પત્ર આ કટારના વાંચકોને રસ પડે એવો લાગ્યો છે. પત્ર લખનારની મંજૂરીથી યોગ્ય સુધારા સાથે તે અત્રે છાપીએ છીએ.—ફિલસૂફ ]

અમદાવાદ, તા. ૧૫ મી મે, ૧૯૫૯

પ્રિય નીતી,

મારા લગ્નને દિવસે ઉટીથી કરેલો તારો શુભેચ્છાનો તાર મળ્યો, ત્યારે મને બિલકુલ ગમ્યું ન હતું. તાર તો ગમે તેની પાસે કરાવી શકાય, એમાં કાંઈ પર્સનલ ટચ આવે? પણ બીજે જ દિવસે તારો લાંબો પત્ર મળ્યો તેથી તું લગ્નમાં નથી આવી શકી એની ઘણી ખોટ એ ભાવભીના પત્રે સારી રીતે પૂરી!

લુચ્ચી નહિ તો—એટલું યાદ દેવડાવ્યું ના હોત તો ના ચાલત? મને પણ બરાબર યાદ છે કે આઠ વર્ષ પર આપણે પેલી શરદપૂનમની ચાંદનીમાં એક બીજાને વચન આપેલું કે જેનું લગ્ન પહેલું થાય, તેણે પોતાના લગ્નની સોહાગરાત્રીનું વર્ણન બહેનપણીને કરવું. તેં ભલે વચન યાદ કરાવ્યું, પણ એ તો બધું રૂબરૂ કહેવાય, લખવાનું હોય! એટલે આપણે મળીએ ત્યાં લગી હું મુક્ત છું.

પણ જા, તારા જેવું કોણ થાય. મારા લગ્નની પહેલી રાતની

વાત તને નહિ તો કોને કહું ! જોજે અલી આ પત્ર બાથરૂમમાં જઈને જ વાંચજે. અને પછી કાં તો બંબામાં સળગાવી દેજે. અગર તો ઝીણી ઝીણી કરચો કરી ફેંકી દેજે. નહિ તો જો પેલા ફિલસૂફ જેવાના હાથમાં જશે તો છાપી મારશે.

નીની, લગ્ન તો બધું સારી રીતે પત્યું. બાકી તમારા અમદાવાદનો તાપ તો બાપરે બાપ ! જો કે મારા ધાંધલિયા મુંબઈ કરતાં શાન્ત અમદાવાદ મને તો ગમે છે જ, પણ લગ્ન મુંબઈ કર્યાં હોત તો—જવાદેને ક્યારેય કન્યાપક્ષનું કંઈ ઉપજ્યું છે ?

અલી તમારા અમદાવાદમાં વહુ તે કેમ જાણે રેડિયો કે ફર્નિચર ના હોય તેમ પડોશણો મને મોડી રાત લગી જોવા આવેલી. અને પેલી તો પાછી મોઢેમોઢ કહે : 'વહુ છે તો ખાસ્સી રૂપાળી એની સાસુ જેવી.' હા, મારાં સાસુ હજી એવાં જ જાજરમાન તો જરૂર લાગે છે. સાસુ, સસરા, નણંદ, દિયર બધાં જ ખૂબ માયાળુ છે. વહુ લાવ્યાનો શું ઉમંગ અને હરખ !

તને થશે કે આ લાંબી ચોડી વાતો છેડશે પણ ટેવ પ્રમાણે મુદ્દા પર નહિ આવે. પણ મારે એટલું તો કહેવું પડશે કે કાકાજી જેવું રસિક કોઈ નહિ. કાકાજી એટલે અમારા વરરાજાથી એક વર્ષે નાના તેમના કાકા; માંડ અઠ્ઠાવીસ વર્ષના છે. એમણે અમારે માટે લગ્નભેટ તરીકે આબુની એક હોટલમાં અઠવાડિયાની રૂમ અને પહેલા વર્ગની ટિકિટો દશ દિવસ અગાઉથી રિઝર્વ કરાવી રાખેલી. પણ એમાં કાકાજીની શરત એ હતી કે લગ્નને બીજે દિવસે જ ઉપડવું, પણ સાસુજી અને ઘરનાં બધાંની મરજી એવી કે ચારેક દિવસ ઘરમાં રહી પછી હનીમુન કરવા ગમે ત્યાં જઈએ. હનીમુન પર તુરત નહિ જવા દેવાનું કારણ વરરાજાએ પછી સમજાવ્યું હતું: સગાં અને સંબંધીઓને ત્યાં પગે લાગવા જવાનું ને ? સાસુ સસરાએ કંઈક દંપતીઓને રૂપિયાની નોટો વડે આશીર્વાદ આપ્યા હતા, તે બધું એકઠું કરવાનું કામ અમારું વહુ–

દીકરાનું. વળી અમુક ઘેર અમે પગે લાગવા ના જઈએ તો ઉપરથી ખોટું લાગે ને છાશમાં માખણુ જાય એવું થાય. એટલે ટ્રેનનું આણુતું માંડ મળતું રિઝર્વેશન જતું કરવું પડ્યું અને કાકાજીએ તેમની શરતી ઓફર પાછી ખેંચી લીધી. એ તો કહે મુલત્વી રાખો તે હનીમુન ના ગણાય, હવે તેઓ તેના બદલે અન્ય ભેટ આપશે.

એકંદરે ભેટ સોગાદો સારી મળી છે. તને અલી, માત્ર મારી ભેટો જોઈને લગ્ન કરવાનું મન થઇ જશે!

હું પાછી આડી ઊતરી, નહિ! પણ તું જ કહે ને કે એવી વાત તે કેમ લખાય! વારુ, સાડા અગિયાર વાગે અમને ઉપર જવાની મંજૂરી મળી! તેં અમારું પોળનું ઘર તો જોયું છે, અમને ચોથા માળની રૂમ મળી છે. જેના ઉપર ધાબું છે. તાપને કારણે ઘરનાં બધાં જ ધાબા ઉપર સૂએ છે. અમારા વરરાજા પણ લગ્ન થયું માટે જ ઘણાં વર્ષે આજ પહેલીવાર રૂમમાં સૂવા આવતા હતા!

ભૂઆં આ પોળનાં ઘરો! ધાબા પર જવાની નિસરણી આમ તો બહારથી છે પણ અમારી રૂમને અડીને છે. એટલે અમારી ધીમી વાતો પણ બહાર સાંભળી શકાય. આથી બધાં ઉપર ગયાં ત્યાં લગી અમારે ચૂપચાપ બેસી રહેવાનું. નણદી મઝાની છે. એ મારું બધું જ સંભાળે છે. તેણે પૂછેલું: "ભાભી તમારા બેને ધાબા ઉપર સૂવું હોય તો અમે બધાં આ તમારા રૂમ આગળની અડધી અગાસીમાં સૂઈ જઇશું." પણ ઉપરની અગાસી માટે બંધ થાય એવું બારણું નહિ અને આજુબાજુ ઊંચાં મકાનો હોવાથી મને ક્ષોભ થયો. એટલે મેં કહ્યું: "મને તો ખુલ્લામાં ફાવતું નથી. સહેજમાં શરદી થઈ જાય, અમે મુંબઇગરા ઓરડીમાં જ સારાં."

નણંદ સત્તર વર્ષની છે. પ્રિવિયસની પરીક્ષા આપી છે. બહુ સ્માર્ટ લાગે છે. લુચ્ચું હસીને તેણે વિદાય લીધી. મેં બારણાં બંધ કર્યાં. પતિદેવને ઓછી નવી ઓળખાણ હતી કે કંઇ નવું લાગે? સ્વાભાવિક

રીતે જ અગાઉ ઘણી વાર અમે મળતાં હતાં ને! પણ એ ત્રણ મિનિટ થઈને મેં બારણું ઉઘાડી નાખ્યું. એવી ગભરામણ મને થઈ ગઈ! રૂમ આટલી બધી ગરમ હશે તેનો મને ખ્યાલ જ નહિ. વરજી કહે: "આજે ગરમી જરા સવિશેષ છે અને તેં મુંબઈમાં આવો તાપ અનુભવેલો નહિ એટલે લાગે. બાકી બહાર તો પ્રમાણમાં ઠંડક છે ને?" મેં માથું ધુણાવે રાખ્યું.

અમારી રૂમ ચારે બાજુથી ખુલ્લી હોઈ દીવાલો તડકામાં આખો દિવસ તપેલી. વળી ધાબું પણ સારી રીતે તપેલું એટલે સીલીંગ ફેનની હવા એવી ગરમ આવે! વચમાં એક વાત કહું: પેલા ફિલસૂફ ભાઈની મુલાકાત વેળા તેમના ઘરનું ધાબું જોયું. ભીંત માફક આખું સફેદ રંગે ધોળાવી નાખ્યું છે. કાળાં ચશ્માં વગર તો અંજાઈ જવાય. પણ ખૂબીની વાત એ કે સફેદાઈને કારણે વિજ્ઞાનિક રેડિયેશનના સિદ્ધાંતે, ખરા બપોરે એ વાગે ઉઘાડા પગે તે પર ચાલી શકાય છે. ખરેખર જાદુ જેવું લાગે છે? હું પણ અમારા આ ઘરનું ધાબું આજકાલમાં ધોળાવી નાંખીશ. કહે છે કે આથી રૂમની ગરમી આઠથી બાર અંશ ઓછી થાય છે.

અમદાવાદી બુદ્ધિની બીજી એક વાત પણ ફિલસૂફભાઈ પાસે સાંભળી. એક જગાએ એલિસબ્રીજમાં જમવાનું હતું. મઝાનું સૂરતી જમણ. ચંદ્રવિલાસની જલેબી પણ ત્યાં તાવડે તળેલી મળી. જમણ ગમે તેટલુ સુંદર હોય પણ ભાત ના મળે તો સંતોષ કેમ થાય? પહેલી ઘાલમાં કોઠરી ખલાસ થઈ ગઈ. નવી કોઠરી કરવી પડે. યજમાને વાણિયા બુદ્ધિ વાપરી. ઘરનાં જેવાં એંશી નેવું જણાં જ બાકી હતાં ને? સોની અંદર હોય તો ભાતનો વાંધો નહિ. આ મંતવ્યને આધારે બીજી ઘાલ લગી ધીરજ રાખનારાઓને ખરેખર ભાત મળ્યો.

તને થશે કે પાછી ગાડી આડે પાટે ચઢી, તો ચાલો અનુસંધાન. રૂમના તાપની વાત કરતી હતી ને! બારણાં બંધ થતાં જાણે ભઠ્ઠી જેવુ

લાગ્યું. આમે પાછળ એક માત્ર નાનકડી બારી અને બાજુમાં તો પોળનાં ઘરોનું ભીડાણ. મેં કહ્યું : "મારાથી તો આ રૂમમાં ઘડીએ રહેવાશે નહિ." તેણે કહ્યું : "તું નાહી તો આવ, નીચે પાણી છે.' ધીમે રહી સાંકળ ઉઘાડી હું બિલાડીના પગે નીચે ગઈ. ઠંડા પાણીથી ખંખોળિયું ખાધું, સારું લાગ્યું, પણ જ્યાં ડિલ લૂછ્યું ત્યાં તો જાણે ફરીવાર પરસેવે નાહી લીધું! અલી આવું તારું અમદાવાદ?

નવાં કપડાં પહેરી ઉપર આવી. વરરાજા રાહ જોતો હતો. હું દાખલ થઈ ને તેણે બારણું બંધ કર્યું. પણ ત્યાં તો ફરી રેબઝેબ. મેં કહ્યું, "અલ્યા મારાથી અહીં નહિ રહેવાય." તે કહે; "ઊભી રહે હું કીમિયો કરું છું." તેમ કહી તે નીચે ગયો. થોડીવારમાં એક મોટી લાકડાની પેટી ઉચકી લાવ્યો. પેટી ભોંય મૂકતાં મોટો ધડાકો થયો. ઉપર કોઈ જાગ્યું લાગ્યું પણ પાછી શાન્તિ થઈ ગઈ. પેટી ઉઘાડી વરરાજાએ તેમાંથી દસબાર રતલનું બરફનું ગચિયું કાઢ્યું. તેને એક થાળીમાં મૂકી, સ્ટૂલ ઉપર ગોઠવી પાછળથી ટેબલફેન ચલાવ્યો, પછી તેણે પૂછ્યું : "બોલ હવે ?"

સંજ્ઞાથી મેં કહ્યું રાહ જોઈએ. દસ મિનિટ થઈ, કંઈ ફેર પડ્યો નહિ. રૂમમાં ભેજ વધ્યો અને હવા જરા મુંબઈ જેવી ભારે લાગી. પણ બાફ? ગજબનો બાફ. વિચાર કરને, એક માત્ર પાછળની નાનકડી બારીનું વેંટિલેશન. બારી શેની, નાનું જાળિયું કહે ને! આમ તો અસલી ઘરને ઠીકઠાક કરાવ્યું છે ને!

સ્વસ્થ થવા અડધો કલાક પ્રયત્ન કર્યો પણ મને જરાયે ચેન પડ્યું નહિ. જાણે શ્વાસ લેવાની મુશ્કેલી લાગે. નીચેના ડ્રોઇંગ રૂમમાંથી બારના ટકોરા સંભળાયા. "મારાથી મિનિટે રહેવાશે નહિ" બોલી મેં તો બારણાં ઉઘાડી નાંખ્યાં. ત્યાં તો ઉપરથી કોઈ સીડી ઊતરતું લાગ્યું : કોણ હશે? એજ મ્હારી વહાલી નણદી. તે કહે: "અમને ઊંઘવા દેવા છે કે નહિ! આટલી બધી ધમાચકડી તે હોય ભાભી!"

મેં કહ્યું: "આ તમે અંદર તો આવો જરા." તે અંદર આવી અને બોલી: "ભાભી જાણે ભઠ્ઠીમાં પુરાયા જેવું લાગે છે નહિ?"

મેં કહ્યું: "આ મકાનમાં રૂમ કદી ઠરતી જ નથી?"

"ના ભાભી, આ તો અમદાવાદની ગરમી, પણ ખુલ્લામાં અગાશીમાં આવો તો ફેર જણાશે. ઉપર તો જાણે મહાબળેશ્વર જોઈ લો!"

હું ઉપર ગઈ. દૂર એક ખૂણે સાસુ સસરા લગ્નના કામકાજને થાકે નિરાંતે ઊંઘતાં હતાં. આ ખૂણો નણંદ અને નાના દિયેર માટે હતો.

"જુઓ ભાભી, તમારી રૂમ હજી થોડા દિવસ ભઠ્ઠી જેવી જ રહેશે; અહીં સૂવું એ જ માત્ર માર્ગ છે. મમ્મી અને પપ્પા ખૂબ ઉદાર છે. તમે અહીં સૂઓ તેનો કોઈને કશો વાંધો નથી. તમે અને ભાઈ આ બાજુ સૂઓ."

"પણ બા અને સસરાજીની હાજરીમાં?"

"વાહરે વાહ! તમે મુંબઈગરાં આટલાં બધા જૂનવાણી? જુઓ અહીં તો ગરમીના માર્યાં બધાં ખુલ્લામાં ધાબા પર સાથે સૂએ છે. આટલા તાપમાં આમન્યા અને મર્યાદાના નિયમો આપોઆપ હળવા થઈ જાય છે! નહિ તો પછી જાઓ હતાં ત્યાં પાછાં."

"વાહરે મારી વહાલી નણદી!" અમે બેય એ ભઠ્ઠી તજીને ધાબે આવ્યાં. વરરાજા છાનામાના ગાદલાં ઉપર લઈ આવ્યા. બુધવારને બદલે ગુરુનું લગ્ન આવ્યું એટલે પહેલે જ દિવસે વળાવવાનો લહાવો પણ મળ્યો હતો, તે આમ ગુમાવવો પડ્યો, એટલે જીવ તો બળ્યો પણ ધાબા ઉપર એવો મઝાનો ઠંડો પવન આવે કે કલ્પના ના આવે કે નીચેની રૂમ આટલી બધી ગરમ હશે! અમારી પથારીઓ પણ કેટલી ગરમ હતી! હું તો શેતરંજી પર જ સૂતી.

ભલે અમદાવાદની હાલની ગરમી અંગે લોકો ફાવે તે ટીકા કરે. બપોરે ગરમ લૂ વાય, બહાર ન નીકળાય એ બધી વાત સાચી, પણ રાત તો અમદાવાદની જ, મુંબઈ કરતાં ઘણી જ મઝાની. કેવો ઠંડો

# ૨૭ : બે પ્રકારની ભોજનપત્રિકાઓ

**મા**પબ્બ'ચીને કારણે જિન્દગીમાં પહેલી જ વાર હજારો માણસોને એક સાથે જમતાં જોતા બાર વર્ષના બાબાથી અસલી સમૂહભોજનો અંગેની વાતો સાંભળવાની જિજ્ઞાસા રોકી શકાતી નથી. તે રાત્રે અગિયારે પેલું ભોજન પતાવી અમે ઘેર આવ્યા, ત્યારે તે ઝગમગ વાંચતો હતો. તેણે તુરત જ પૂછ્યું :

"સાંઠા સાતને બદલે તમે નવે પહોંચ્યા તે ભૂખ્યા તો નથી આવ્યા ને?"

"ઉલટું વધુ સારું થયું. અલબત્ત યજમાને ટીકા કરવાની તક ના છોડી કે 'બે જગાએ પતાવીને આવ્યા લાગો છો?' પણ પછી મને સાથે બેસાડીને જમાડ્યો."

"પોળમાં ગટરના ઢાંકણા પર બેસવાનું હતું આ વેળા?"

"હોય! આ તો મોટી પત્રિકાવાળો ભોજન સમારંભ. બત્તીઓથી અગણિત ઝગમગતા તેલના દીવાના પ્રકાશમાં, બત્તીઓથી ઓર લીલા બનાવેલા બાગમાં ગોળાકાર રીતે ગોઠવેલા પાટલા સુંદર દૃશ્ય પૂરું પાડતા મેં તને 'ઍસ્થેટિક ટેસ્ટ' શબ્દનો અર્થ સમજાવેલોને તેવું ખરેખર અહીં જોયું. દહીંવડાં ખાતાં તું યાદ આવેલો."

"પણ તેમાં તમે શું કરો? આ તો પેલી સિનેમામાં 'એ' ફિલ્મ આવે છે, તેવી પુખ્તવયના માટેની આ નિમંત્રણ પત્રિકા હતી ને?

મઝાનો પવન! રાતે તાપનું એવું સાટું વાળ્યું કે હું ક્યારે ઊંઘી ગઈ અને ક્યારે ગોદડું ઓઢ્યું તેની ખબર જ ના પડી! સવારે ઊઠી ત્યારે આંખો ઉઘડતી ન હતી! માનીશ સૂરજના તડકે મને ઉઠાડી હતી! ચારે બાજુ નજર ફેરવી તો આખીયે અગાસી પર હું માત્ર એકલી. હાય, હાય! તો તો સાસુ, સસરા, બધાંએ મને સૂતેલી જોઈ! કેટલા ક્ષોભથી હું નીચે ઉતરેલી. વરરાજા કહે બાએ હુકમ કરેલો કે "બિચારી થાકીપાકી છે, તો એને નિરાંતે ઊંઘવા દો–કોઈ ઉઠાડે નહિ."

તને વચન આપેલું તો આ રહ્યું મારી લગ્નની સોહાગરાતનું સંપૂર્ણ બ્યાન. અને હવે તું પણ વચને બંધાયેલી છું, તો પરણે ત્યારે પાળવું પડશે હોં કે. ઇચ્છું કે તારો અનુભવ મારા જેવો ના થાય!

ખૂબીની વાત એ લાગી કે મુંબઈ કરતાં જૂનવાણી લાગતાં વડીલો સાથે હું એક જ અગાસીમાં સૂઈ ગઈ છતાં તેઓ કેટલાં બધાં ઉદાર! અમદાવાદીઓ ખરેખર વિશાળહૃદયી અને વહેવારુ છે! અને વાત કહું નીતી, આજે પગે લાગવાની ઉઘરાણીમાં એક સોને સત્તર રૂપિયા અને ત્રણ નાયલોનની સાડીઓ એકઠી કરી છે. હવે તું બેંગલોરથી મને જરૂર જવાબ લખજે.

લી. તારી બહેનપણી

# ૨૭ : બે પ્રકારની ભોજનપત્રિકાઓ

**આ**પણ બંધીને કારણે જિન્દગીમાં પહેલી જ વાર હજારો માણસોને એક સાથે જમતાં જોતા બાર વર્ષના બાબાથી અસલી સમૂહભોજનો અંગેની વાતો સાંભળવાની જિજ્ઞાસા રોકી શકાતી નથી. તે રાત્રે અગિયારે પેલું ભોજન પતાવી અમે ઘેર આવ્યા, ત્યારે તે ઝગમગ વાંચતો હતો. તેણે તુરત જ પૂછ્યું :

"સાડા સાતને બદલે તમે નવે પહોંચ્યા તે ભૂખ્યા તો નથી આવ્યા ને?"

"ઉલટું વધુ સારું થયું. અલબત્ત યજમાને ટીકા કરવાની તક ના છોડી કે 'બે જગાએ પતાવીને આવ્યા લાગો છો?' પણ પછી મને સાથે બેસાડીને જમાડયો."

"પોળમાં ગટરના ઢાંકણા પર બેસવાનું હતું આ વેળા?"

"હોય! આ તો મોટી પત્રિકાવાળો ભોજન સમારંભ. બત્તીઓથી અગણિત ઝગમગતા તેલના દીવાના પ્રકાશમાં, બત્તીઓથી ઓર લીલા બનાવેલા બાગમાં ગોળાકાર રીતે ગોઠવેલા પાટલા સુંદર દૃશ્ય પૂરું પાડતા મેં તને 'એસ્થેટિક ટેસ્ટ' શબ્દનો અર્થ સમજાવેલોને તેવું ખરેખર અહીં જોયું. દહીંવડાં ખાતાં તું યાદ આવેલો."

"પણ તેમાં તમે શું કરો? આ તો પેલી સિનેમામાં 'એ' ફિલ્મ આવે છે, તેવી પુખ્તવયના માટેની આ નિમંત્રણ પત્રિકા હતી ને?

વારુ, પણ આ નાની, વિઝિટીંગ કાર્ડ જેવી પત્રિકા આવી છે, તે કોઈ જુદી જાતના જમણની છે?"

"હા, એ તેં ઠીક પૂછ્યું. એને ન્યાતની ટિકિટ કહેવાય."

"ન્યાત એટલે શું? જવાહરલાલજી જેને તોડવા માંગે છે તે?"

"હા. અસલ સરખા ધંધા કરતા હોય તેવા મિત્રો અને સગાં-વહાલાં, જેમ કાપડ મહાજન છે, તેવું મહાજન સ્થાપતાં. મૂળ ઉદ્દેશ આમ સારો, પણ વર્ષો જતાં તેમાં જડતા આવી અને હવે ન્યાત સંસ્થાઓથી હિત કરતાં અહિત વધી ગયું, એટલે જવાહરલાલ તેને તોડવાની વાત કરે છે."

"તે હવે તૂટી રહી છે?"

"ભઈ ન્યાત વિષે ફરી કોઈવાર નિરાંતે કહીશ. બાકી હાલ તો એટલું જ કે અનાજની માપબંધીથી જમણવાર બંધ થયાં એટલે ન્યાતો તૂટતી હતી, પરંતુ પાછાં જમણવાર ચાલુ થયાં અને તું બતાવે છે તેવી અસલી ટિકિટો નીકળવા માંડી એટલે ફરી પાછી તૂટતી ન્યાત પ્રથાનો પુનરુદ્ધાર થવાનો સંભવ ઊભો થયો લાગે છે."

"તે આ પત્રિકા અને તમે હમણાં જમી આવ્યા તે પત્રિકામાં ખાસ શું ફરક?"

"એ તેં ઠીક પૂછ્યું: એક તો તેં કહ્યું તેમ આ મોટી પત્રિકા માત્ર પુખ્ત વયના માટે જ. એમાં ઘણું ખરું પાટલા, સ્ટેઈનલેસની થાળીઓ, બત્રીસ વાનીઓ વગેરે હોય. વળી આ પત્રિકા સ્વાભાવિક રીતે જ બીજાને ઉપયોગી નહિ. જ્યારે આ ન્યાતની ટિકિટ તો 'યુ' સર્ટિફિકેટવાળી, એમાં છોકરાં તો ખાસ જઈ શકે."

"તો પછી નાનાં છોકરાંને લેવા મૂકવાની મુશ્કેલીનું શું?"

"ના કોઈ મુશ્કેલી નહિ. આ ટિકિટમાં તો એક મોટું અને તેની સાથે હોય તેટલાં છોકરાં જઈ શકે?"

"કોઈને ત્યાં ચાર હોય તો?"

"અરે પોતાનાં ચાર ઉપરાંત પાડોશીનાં પણ સાથે લઈ જઈ શકાય."

"એ તો બહુ સરસ. ત્યારે તો આ મોટી ખોટી અને ન્યાતની સારી, નહિ?"

"હા, એ રીતે સારી. પણ ત્યાં પાટલા થાળી, પંખા, એવું બધું નહિ મળે. પરમ દિવસે પેલી વાડીમાં આપણે જમ્યા હતા ને તેવું પતરાળાવાળું જમણ.'

"અને માત્ર બે શાક, વાલ, ફૂલવડી, રાયતું, મીઠાઈ અને દાળ-ભાત એટલું જ?"

"હા સ્તો!"

"પણ બહુ વસ્તુઓ કરતાં થોડી ચીજોમાં ખાવાની ખરેખર મઝા આવે છે. નહિ?"

"હા, પણ આ વખતે મળતું હતું તેવું છૂટથી બટાટા, રાયતું, ફૂલવડી વગેરે પહેલાં મળતું નહોતું."

"એટલે બટાટા ફરીવાર ન મળે?"

"ના, તે વેળા જમણવારમાં ગમે તે કારણે શાકમાં બહુ કરકસર કરે. બપોરથી જ શાક, રાયતું વગેરેને એક રૂમમાં પૂરી તાળાં વાસી દે. અને એક જ કમંડળમાં પાંચસો માણસોને રાયતું વહેંચી આપે એવા પેલા છબીલદાસ જેવાનો તે વખતે વટ હતો. તારા જેવાને તે રાયતું પીરસવાનું તો મળે જ નહિ."

"તે એટલામાં તો ભાણુંએ ના બગડે."

"હા, એવું જ પણ ત્યારે લોકશાહી ન હતી. એટલે રાયતાથી ભાણું બગડે તેટલાથી પણ જમનારાઓને સંતોષ રહેતો. એવા ખાસ પીરસનારાના પાગિયા બેસાડાતા."

"પાગિયા એટલે?"

"ન્યાતના જમણમાં રાતના દસવાગ્યા સુધી પીરસવાનું હોય એથી થાકી ના જાય એટલા માટે સૌથી પહેલાં બપોરે બે વાગે જમાડી લે તેવા કાર્યકર્તાઓના જમણને 'પાગિયા' કહેતા."

"ત્યારે તમે કહેતા હતા એમ પોળમાં ગાય કૂતરાં ફરતાં હોય ત્યાંજ બેસવાનું હતું ને?"

"હા, હજીએ ઘણી વાડીઓની નિશાળો બની ગઈ એટલે પોળમાં બેસાડે છે. આજે તો પતરાળાંના ભાવ સાત રૂપિયા હોવા છતાં બેસવા માટે પતરાળું આપે છે. બાકી અમારી વેળા દોઢ રૂપીએ હજાર મળતાં હતાં. છતાં તારા જેવો પતરાળા પર બેઠો હોય તો ઘોલઈયાની જેમ ઉઠાડીને પતરાળું કાઢી લે!"

"હા હા હા હા પણ પેલું ઘોલઈયા એટલે શું?"

"ઘોલઈયા એટલે મફતિયા. અમારા વખતમાં એવું હતું કે આ ટિકિટો છેને તે જમતી વેળા જોવા માગે."

"બસની ટિકિટો ચેક કરવા આવે છે તેમ?"

"હા."

"અને પછી ટિકિટ ના હોય તો આઠ આના દંડ?"

"ના, જમતાં જમતાં 'ઊઠ ઘોલઈયા' કહીને ઉઠાડી મૂકે."

"જાઓ જાઓ હવે ગપ્પાં? વગર નિમંત્રણે કોઈ જમવા આવતું હશે વળી?"

"હા, આ બન્ને પત્રિકાઓનો મુખ્ય ફેર એજ છે. આ ન્યાતની ટિકિટ ટ્રાન્સફરેબલ કહેવાય, પડોશીને પણ આપી શકાય."

"બેંકના બેરર ચેકની તમે વાત કરતા'તા તેવું?"

"હા, બરાબર સમજ્યો તું! ટિકિટનો 'બેરર' હોય તે જમે."

"ઓત્તારીની! પણ તે વેળા 'જમવા ના આવી શકો તેમ હો તો જવાબ લખજો.' એવું આ મોટી પત્રિકા જેવું હતું ખરું?"

"અરે એનાથી એ વધુ ચોક્કસ. આમાં તો ઘણા જવાબ

આવતા નથી, કારણકે છેલ્લી ઘડી લગી નિર્ણય કરી શકે નહિ. જ્યારે ન્યાતના જમણમાં સૌથી પહેલું તો ઓઠું જોઈને નક્કી કરે."

"ઓઠું શું વળી પાછું?"

"ઓઠું એટલે ન્યાતમાં બીજું કોઈ જમાડતું હોય એ દિવસ પસંદ કરે જેથી..."

"પોતાને ત્યાં ઓછાં જમનારાં આવે એમને?"

"હા, તે વખતે એવી રીતે જમણમાં કરકસર કરવાનો રિવાજ હતો. પાછા ટિકિટો પણ તે જ દિવસે સવારના વહેંચવા નીકળે અને સાથે ટીપ રાખે."

"ટીપ એટલે? જમવા ના આવે તેને ટીપ આપતા હતા?"

"ના, ટીપ એટલે યાદી. જેઓ ના પાડે તેનાં નામ પર ચોકડી મારે. લોકો પણ એવા ગણત્રીબાજ કે બન્ને જમણમાં જ્યાં સારું હોય ત્યાંની ટિકિટ રાખે અને બીજાની ટિકિટ પાછી વાળે, જેથી સપાડું ના ચઢે."

"સપાડું એટલે?"

"એટલે કે જેની ટિકિટ ના રાખી હોય તેને જમવા બોલાવવાની જવાબદારીમાંથી મુક્તિ. પછી ટીપવાળા માણસો ભેગા થઈને કેટલા જમનારા થયા તેનો સરવાળો કરીને તે જ મુજબ રસોઈની વ્યવસ્થા કરે જેથી બગાડ ના થાય!"

"એમ! આ પાટલા થાળીઓવાળામાં તો પોણા ભાગનું પડ્યું રહે છે. નહિ?"

"હા, હાલ દેખાવનું મહત્ત્વ છે ને ત્યારે જમાડવાનું મહત્ત્વ હતું. સાત સાત ગોરવ..."

"ગોરવ એટલે?"

"એટલે કન્યા પક્ષવાળા વરપક્ષને લગ્ન પછી સાત વખત જમવ

બોલાવે તે જમણવારોને ગૉરવના નામથી ઓળખતા. ગૉરવ એ ગૌરવ શબ્દનું કદાચ અપભ્રંશ હશે."

"સાવ ગપ્પાં. મને બનાવો છો તમે! એવા કરકસરીઆ ઝીણા લોકો સાત સાત વખત જમવા બોલાવતા હશે વળી?"

"હા, આપણી પેલી પોળનાં અમુક કુટુંબો હજી આબરૂને ખાતર સાત ગૉરવ દે. પણ પેંડા કે બરફીના નાના શીંગોડા જેટલા ટુકડા કરીને એકજ વાર આપે."

"એટલે કરકસર તો ખરીજ. એ ખરું! પણ ખરેખર સાતે દિવસ લગી રોજ જમવાનું? સાચેસાચ?"

"હાસ્તો, વળી અમારા જમાનામાં તો લગ્નગાળામાં બબ્બે મહિના લગી કોઈ દિવસ ઘેર રસોઈ જ નહિ. અને પોળમાં ગમે તેને ત્યાં જમણવાર હોય તોયે દાળ, ભાત, ફુલવડી તો જમણના પીરસણમાંથી બારોબાર ઘરમાં લઈ લેવાની છૂટ. પોળમાં જમણવાર હોય તો જેને નિમંત્રણ ના હોય, અથવા જમવા ના આવી શકે એવા માટે દાળના લોટા ભરાવી લેવાય!"

"હા હા હા હા, ગપ્પાં."

"ના, ના સાચે સાચ. એતો એવો રિવાજ પડી ગયેલો. ત્યારે આપણા ઓટલે કોઈ જમવા બેસે અને આપણને નિમંત્રણ ના હોય તો પછી એવું જ થાય ને!"

"એવું તે થતું હશે વળી? ખરો રિવાજ એ! અને તે વેળા બધાં ભેગાં બેસીને જમતાં હતાં?"

"ના, બિલકુલ નહિ. પણ રિવાજ ખોટો નહોતો, કારણ કે ઘરમાં રોજ સ્ત્રીઓ પુરુષોને જમાડીને પછી જમે. માટે આ ટિકિટવાળા ન્યાતના ભોજનમાં હંમેશાં પહેલી પંગત સ્ત્રીઓની અને પછીજ પુરુષોની ઉપરાંત સ્ત્રીઓને માથે પીરસવાનો બોજો પણ બિલકુલ નહિ, બધું કામ પુરુષોને જ કરવાનુંઃ ન્યાતના નેતાઓ હોય એ બધા પાટે બેસે."

"પાટે બેસે એટલે ?"

"એટલે એવું કે જમવાનું પોળમાં હોય ત્યારે ચોકી કરવા પંગતના બન્ને છેડે મોટી પાટો ગોઠવી માર્ગ બંધ કરવામાં આવતો. તે પાટો પર ન્યાતના શેઠ અને અન્ય ઘરડા કાકાઓ, લાકડીઓ લઈને બેસે. અને ગાય કૂતરા, તેમજ ઢેડિયા પડે, ત્યારે જમનારાઓનું રક્ષણ કરે."

"ઢેડિયા પડે એ શું વળી ?"

"હા, એનો તને ખ્યાલ ના આવે. ગાંધીજીએ જેને હરિજન નામ આપ્યું છે, તેઓમાંના ઘણા ખૂબ ગરીબ હોય છે. એટલે પહેલાનાં વખતમાં જ્યારે નાત જમી રહે ત્યારે પતરાળાંમાં જે કાંઈ વધ્યું હોય તે આ ગરીબ માણસો ખાવાના ઉપયોગમાં લઈ લેતા. વ્યવસ્થા એવી રહેતી કે અમુક પસંદ કરેલાઓને જ પતરાળાં લેવા દાખલ થવા દેતા અને તેઓને બદલામાં જમણથી બગડેલી પોળની જગા બીજી પંગત માટે સાફ કરી આપવી પડતી. આમ છતાં આ પતરાળાં લુંટવા માટે આ ગરીબોનો ભારે ધસારો રહેતો. અને ઘણીવાર જમનારાં ભાત ખાતાં હોય ત્યાં તો આ લોકો તૂટી પડતા. હું ધીમો જમનારો હોવાથી ઘણીવાર મારું ચાલુ ભાણું ઉઠાવી ગયાના પ્રસંગો બનતા. એટલે મારે ભાત ખાવો હોય તો પછીની પંગતમાં ફરીને બેસવું પડતું. વળી આ લૂંટ પ્રસંગે અમારા શણિયા બગડે એ તો વધારામાં."

"તે શણિયા વળી શું ?"

"તારા પ્રશ્નોથી થાક લાગે છે. શણિયા એટલે આવાં ન્યાતનાં જમણોમાં જમતી વેળા માત્ર રેશમી રંગીન ધોતિયાં પહેરવાં પડતાં. અને ભર શિયાળે ઉઘાડે શરીરે માત્ર શણિયું પહેરી સારંગપુરથી શાહપુર ત્યારે બસ નહીં હોવાથી ચાલતા જમવા જતા !"

"લાલ લીલાં ધોતિયાં ? હા હા હા."

"હા ખરેખર એ પિતામ્બર કહેવાતું."

"છે હાલ એકે એવું રંગીન ધોતિયું ઘરમાં ?"

"ના આજે તો નથી. ગાંધીજીની વિદેશી કાપડની હોળીમાં એ બધાંજ બળી ગયાં."

"તમે મને આજે ઠીક બનાવો છો ! કોઈ લાલ પીળાં ધોતિયાં તે પહેરતું હશે વળી ?"

"પૂછજે તારા શિક્ષકને !"

"એટલે પાછા એ મને બુધ્ધૂ બનાવે એમ ને ! હા હા હા હા. લાલ લીલાં ધોતિયાં..." અને હજી બાબો એ અસલી જમણોની વાતો માની-શકતો નથી.

# ૨૮: 'પુલેનેહરૂ' અને 'પુલેલિસ'

પ્રિયમિત્ર, તા. ૨-૧-૬૦

તમારા બન્ને પત્ર મળ્યા.

તમેય ખરા છો યાર! એક તો તમે ઇજનેર છો અને વળી અમારી મ્યુનિસિપલ પૂર્તિઓમાં પ્રસિદ્ધ થયલા નહેરૂપુલ અંગેના બધા લેખો તમે મારી પાસેથી મંગાવીને વાંચ્યા છે. એટલે હકીકતે તો તમને ત્યાં બેઠા બેઠા મારાથી પણ વિશેષ ખયાલ આવે. આમ છતાં તમે બીજા પત્રમાં ફરીવાર જણાવ્યું કે 'તમારી દષ્ટિએ મને એ પુલ અંગે લખજો' એટલે ના છૂટકે મને સૂઝે છે તે લખું છું.

આમ તો ખરેખર અમારું અસલનું ધૂળિયું પણ હવે તો 'સિમેન્ટિયું' અમદાવાદ ગર્વ લઈ શકે એવો આ પુલ બન્યો છે. અમદાવાદની ભૂગોળમાં એક જોવા લાયક સ્થળ તરીકે નહેરૂપુલનો ઉમેરો આવશ્યક ગણાય. વળી લાલ દરવાજાવાળી પેલી સીદી સૈયદની મસજીદની ઐતિહાસિક કોતરણીવાળી જાળીઓ જોવા આવનાર મુસાફર સહેલાણીઓને અનુકૂળ પડે એ માટે નહેરૂ પુલ ત્યાંથી જ શરૂ કરવામાં આવ્યો છે!

આ નહેરૂપુલ પોણોસો ફુટ પહોળો છે વગેરે માહિતી તમે પેલી પૂર્તિમાંથી વાંચેલી હોવાથી એ અંગે હું અત્રે નહિ લખું, પરંતુ એ સરદાર કે ગાંધી પુલ કરતાં બમણો અને એલિસબ્રિજ કરતાં ત્રણ ઘણો પહોળો હોઈ,

વાસ્તવિક રીતે એ પુલ જેવો લાગતોજ નથી. જૂનો એલિસપુલ તો હવે કેમ જાણે એક ગલીમાંથી પસાર થતા હોઈએ એટલો સાંકડો લાગે છે!

નહેરૂપુલ પર મૂકેલી નવી મરક્યુરી બત્તીઓને કારણે રાત્રે તો તે ઘણો જ સોહામણો લાગે છે. ગઈ કાલે એક મહેમાનને બતાવવા માટે રાત્રે ફરીવાર અમે ધક્કો ખાધેલો. તે મિત્ર પણ તમારી જેમ મુંબઈ નિવાસી છે અને કહેતા હતા કે "આ તમારો નહેરૂપુલ તો જાણે મરીન ડ્રાઈવ પરથી પસાર થતાં હોઈએ એવી ભ્રાંતિ ઊભી કરે છે, તો કવચિત ટ્રેન ઉપરના ઓવરબ્રિજ સેન્ડહર્સ્ટ બ્રિજ જેવો લાગે છે. નીચે નદી હશે એવું તો ખાસ વાહનમાંથી ઊતરીને પેરાપીટપરથી પુલની નીચે જોઈએ ત્યારે જ ખબર પડે. ઘડીમાં જાણે મહાલક્ષ્મીના રેઈસકોર્સની સડક પરથી પસાર થતા હોઈએ અને જરા દૂર દરિયો હશે એવું પણ લાગે છે."

અમને થાય છે કે સરદાર પુલ આગળ જ્યારે બંધ બંધાશે અને નદીના બંને કાંઠા ભરચક પાણી રહેશે ત્યારે અત્રેથી દરિયાકિનારા જેવું દૃશ્ય જરૂર ઉપસ્થિત થશે. બાકી તો હીરાના ચમકતા બે હાર જેવું અપૂર્વ સૌંદર્ય નહેરૂપુલને બક્ષતી મરક્યુરી બત્તીઓ પણ દરેક પૂર્ણિમાની રાત્રે ઓછામાં ઓછું નવથી અગિયાર બંધ કરવી જોઈએ તો ચાંદનીમાં નહેરૂ પુલનું સૌંદર્ય ઓર ખીલશે!

તમારી ઇજનેરી દૃષ્ટિએ શક્ય હશે કે કેમ તેની ખબર નથી, પરંતુ અમદાવાદના મે મહિનામાં જ્યારે પારો એકસો દસથી વીસ ચઢે છે, ત્યારે આ પુલના પ્રશંસકો ઘડીભર નિસાસા નાંખતા થઇ જશે! નહિ ઝાડ, નહિ છાંયો. એલિસબ્રિજ પર લાકડાંનાં પાટિયાંના રસ્તા છેઃ ઉપરાંત તેની લોખંડની તોતિંગ કમાનોનો છાંયો અને વિસામો રાહદારીઓને આશીર્વાદ હતો હજી પણ છે. તો ઉનાળાનો ખયાલ રાખી નહેરૂપુલની એક ફુટપાથ પર કંઈ નહિ તો માત્ર બે ફુટ પહોળાઈની લાંબી પટી જેવું એક સિમેન્ટનું છાપરું બનાવવું ઘટે જેથી રાહદારીઓ એ સાંકડી પટીના છાંયાનો લાભ લઈ

એ ધોમધખતા ભયંકર ઉનાળામાં રાહતથી પુલ ઓળંગી શકે. આવી પટીનો શેડ બનાવવાનું વાસ્તવિક ના હોય તો છેવટે પુલ પર ત્રણસો ત્રણસો ફુટને અંતરે બે કે ત્રણ સિમેન્ટનાં છાપરાં વિસામો લેવા પૂરતા પણ નહેરૂપુલ પર બનાવવા આવશ્યક લાગે છે.

વળી હાલ રાહદારીઓ ચોકમાં ચાલતા હોય તેમ પુલની વચમાં ચાલતા હોવાથી વાહન વડે અકસ્માત થવાના સંભવ પણ છે જ, તો પગથી અને વાહન માર્ગ વચમાં તારની-કે એવી કાંઇ વાડ પણ કરવી જોઇએ. વળી અત્યારથી જ પુલની પહોળાઇનો ગેરલાભ લઇને એક મોટરની સાઇડ કાપતી બીજી મોટરની સાઇડ ત્રીજી મોટર કાપે છે! અત્રે એટલી સીવીક સેન્સ—નાગરિક ફરજ—નો ખ્યાલ જણાતો નથી. તો પુલની વચમાં પણ માટીના ક્યારા કરીને મેંદી નંખાય તો ઉત્તમ. નહિ તો છેવટે એક ૭ ઇંચ ઊંચી દીવાલ બનાવીને પૂલને ડાબા જમણીમાં વહેંચી નાંખવાથી વાહનોના અકસ્માતમાંથી ઊગરી જવાશે. તેમજ ભીડ વખતે જરૂરી નિયમન પણ રહેશે. કારણ કે અમદાવાદ પાટનગર બનતું હોવાથી અને સચિવાલય એલિસબ્રિજમાં આવતું હોવાથી નહેરૂપુલ પર વાહનનો સારો એવો ભરાવો રહેશે!

નહેરૂપુલથી એક બાજુ ઘણી મોટી રાહત થઈ, તો બીજી બાજુ થોડું મન-દુ:ખ પણ થયું છે, જેની તમે કદર નહિ કરી શકો; વાત એમ છે કે નહેરૂ પુલ ચાલુ થતાં જ સત્તાવાળાઓએ પોણોસો વર્ષના પેલા ઘરડા એલિસપુલ પર યાંત્રિક વાહનો માટે પ્રતિબંધ મૂક્યો છે. અમને કેટલાકને એ ઘરડા પુલ માટે ભારે લાગણી છે. બિચારાએ આટલાં વર્ષો લગી સેવા આપી અમારો ભાર ઝીલ્યો છે! એને આમ કશીએ વિધિ વગર બંધ કરી દેવો એ અમારે મન એક પ્રકારની જાણે અવિનયી ને ક્રૂર મશ્કરી છે એવું મને લાગ્યું છે. જેમ નવા પુલ કે મકાનનું દબદબાભર્યું ઉદ્‌ઘાટન થાય છે, તેમ આ એલિસપુલની 'પોણોસો' વર્ષની સતત્ સેવાઓ જોતાં, એના 'બંધઘાટન' માટે પણ ભવ્ય

સમારંભની આવશ્યકતા હતી. શું એની સેવાઓ ભૂલી જઈને એ ઘરડા ઘોડાને વગર વિધિએ અવગણના કરીને પાંજરાપોળમાં મોકલી આપવો એ અમદાવાદીઓની કૃતજ્ઞતા ગણાય! આ તો ઘરમાં નવી આવી એટલે જૂનીની કિંમત ઊતરી ગઈ, જેવું થયું!

એલિસપુલની તાકાત સાબરમતિએ ઘણા ય ઘોડાપૂરથી માપી લીધી છે. તેના પરથી આજ લગી મોટી બસો જતી હતી તો ઓછામાં ઓછું દર શનિવારે સ્કુટરો અને નાની મોટરોને પોતાના પરથી પાર થવાનું માન એલિસપુલને મળવું જોઈએ. તમે નહિ માનો, પણ ગઈ કાલે સાંજે હું તે પર ખાસ ફરવા ગયેલો તો એલિસપુલ જાણે સાવ સ્મશાનવત્ લાગેલો! બાકી એ જ સાંજને સમયે પહેલાં એલિસપુલ ટ્રાફિકથી એવો ધમધમી ઊઠતો કે એ છેડે રસ્તો ઓળંગવો એ એક સાહસ ગણાતું. સાંજના સાતેક વાગે પુલ પર એકાદ મોટર બગડી હોય તો જોઈ લો: સેંકડો મોટરો, બસો, મોટરસાઈકલો, અને સંન્યાસઆશ્રમની કથામાંથી છૂટતાં હજારો નરનારીઓથી ભરેલી જાણે એક મોટી લાંબી પાલખી, શહેરના એ રાક્ષસી ખભા ઉપર ઉંચકાઈને, નદીનું સૌંદર્ય જોવા ઘડીભર ઊભી હોય એવું નમણું દૃશ્ય ખડું થતું! હાલ કેમ આ ટ્રાફિકની હડતાલને કારણે પોતાની પ્રિય બગીથી છૂટા પાડેલા ઘરડા ઘોડાની જેમ આજે એલિસ પુલ ભીની આંખે જાણે પોતાના હરીફ પુલ સામે પોતાની જુવાની સંભારતો જોઈ રહ્યો છે!

એલિસ તો તમને ખબર છે ને કે ઝૂલતો પૂલ છે. ઘોડાગાડી કે વાહનમાં પસાર થતાં પણ તે આપણને હળવી રીતે ઝુલાવતો હતો. હાલ તો તેની પશ્ચિમના આ છેડે મકાનોમાં રહેતાં અને સમીસાંજનાં ઝરૂખામાં બેસી હજારો લોકો અને વાહનોની હારમાળાને પસાર થતી નિહાળવાનો લહાવો ગુમાવનાર અમારાં પેલાં મિત્રોને પણ એલિસબ્રિજની આ એકલતા ખૂબ સાલે છે! અને ત્યાંથી હંમેશનું પસાર થવાનું નહેરૂપુલે બદલાયું હોવાથી અમારી જેમ, જેઓને જતાં આવતાં હાથ

ઊંચા કરી મિત્રોને સલામી ભરવાની ટેવ હતી, તેઓ ઉભયને પણ દેખીતો વસવસો ઉપસ્થિત થયો છે! આથી જ અમે ઇચ્છીએ છીએ કે ઓછામાં ઓછું અઠવાડિયે એક દિવસ વાર આ પુરાણા દોસ્ત પુલ પરથી વાહનો લઈ જવાની છૂટ રાખવી ઘટે. (અમને હવે જણાવતાં હર્ષ થાય છે કે આ લેખ છપાયાના ત્રણ મહિનામાં, મોટી બસો અને ટ્રકો સિવાયનાં વાહનો માટે એલિસપુલ ફરીવાર ચાલુ કરવામાં આવ્યો છે.)

તો પ્રિય મિત્ર, આમ એક બાજું નહેરૂપુલના જન્મથી ગર્વ અને હર્ષ અનુભવું છું, તો સાથે સાથે એક આપ્તજન સમા પેલા વડીલ બુઝર્ગ એલિસબ્રીજની જે અવગણના થઈ છે, તેથી દુઃખ પણ લાગે છે, એમ કહ્યા વગર રહી શકાતું નથી. તમે અમારા સુખદુઃખમાં ભાગ લો છો, તો તમારી સહાનુભૂતિની અપેક્ષાએ નવા સાથે અમારા જૂના પ્રિય પુલની વાત પણ લખી છે ને હર્ષથી પુલકિત બનતું મારું મન વિષાદની ઘેરી છાયામાં અટવાતું હોઈ આજે અહીંથી જ અટકું છું.

# ૨૯ : તેમને મુખે તેઓ !

**ગુજરાતમાં** ટ્રેનોમાં વધુ ગિરદી કેમ હોય છે તેનો થોડો ખ્યાલ એક કલકત્તાયાત્રીની વાત પરથી આવ્યો. એકવાર કલકત્તાથી ઊપડતી એક ટ્રેનમાં, સ્ત્રીઓના ડબ્બામાં બેઠેલા પુરુષોને ઉતારવામાં સફળતા નહિ મળતાં ગાર્ડને બોલાવવામાં આવ્યો. ગાર્ડની વિનંતી છતાં પેલા પુરુષોએ કહ્યું : "પુરુષોના ડબ્બામાંથી સ્ત્રીઓને ઉતારો તો જ અમે આ ડબ્બો ખાલી કરીશું." વળી તે પુરુષોના કુટુંબની બહેનોએ પણ આ મંતવ્યને ટેકો આપ્યો અને ગાર્ડ હાર્યો.

એ જ રીતે અમદાવાદ—મુંબઈ વચ્ચેની ટ્રેનોમાં પણ સ્ત્રીઓને સ્ત્રીઓના ડબ્બામાં જ બેસવાની ફરજ પાડવામાં આવે તો જરૂર ગિરદી ઓછી થાય. નહિ તો છેવટે બસમાં હોય છે તેમ, "સ્ત્રીઓ માટે જગા ખાલી કરવી," એવી શરતે પણ બહેનોના ડબ્બામાં ભાઈઓને બેસવાની છૂટ આપવી જોઈએ!

ગયે મંગળવારે ટ્રેનમાં મુસાફરી કરતાં અમને પણ થયું કે જો આ કમ્પાર્ટમેન્ટની બહેનો 'પોતાનાં' ડબ્બામાં જાય તો ઊભા રહેવાને બદલે અમને સૂવાની જગા મળે! પણ ગાડી ચાલી એટલે અમને બેસવાની જગા તો મળી ગઈ. અમારી બાજુના કમ્પાર્ટમેન્ટમાં બધી જ સુશિક્ષિત બહેનોની ટોળી હતી. તેઓની વાતો પરથી તેઓ કોઈ મહિલા પરિષદમાંથી પાછી ફરતી લાગતી હતી. અમારી નજર અમારા પુસ્તકમાં

હતી, પણ કાન પાછળના પેલા કંપાર્ટમેન્ટ તરફના મધુરા અવાજથી આકર્ષાયેલા હતા! આ સ્ત્રીઓની ટોળીને એવો ખ્યાલ નહિ હોય કે, બાજુના કંપાર્ટમેન્ટમાંના કોઈ ભાઈ તેમની વાતોમાં રસ લેતા હતા! ગમે તેમ પણ સ્ત્રીઓ પોતે પોતાના વિષે શું માને છે તે અંગેની એમની વાતોની અમારી કર્ણેન્દ્રિયોએ કરેલી ટેપરેકોર્ડ અત્રે વગાડીએ છીએ!...

એક બહેન : "કોઈ ના જડ્યું તે છેવટે પેલીને હેડમિસ્ટ્રેસ બનાવી? એના કરતાં તો કોઈ પુરુષની નિમણુંક કરી હોત તો સારું."

બીજી : "સાચું કહું, મને કદી કોઈ સ્ત્રીની નીચે કામ કરવું ફાવતું નથી. હેડ પુરુષ હોય તો કામ કરવાનું વધુ સરળ પડે છે, નહિ?"

ત્રીજી : "ખરી વાત છે. આપણે કોઈ નિર્ણય કરી શકતાં નથી. જાણે એક જાતની ઈન્ફિરિયોરિટી કોમ્પ્લેક્સ લઘુગ્રંથિથી આપણે નથી પીડાતાં? પોતાની જાતમાં જ જાણે શ્રદ્ધા નહિ. પુરુષો એકંદરે વિશાળ દૃષ્ટિવાળા હોય છે. જો કે સ્ત્રીઓમાં પણ કોઈ અપવાદ હોય પરંતુ..."

ચોથી : "આપણામાં નાના નાના ઝઘડા બહુ. ચાડી ચુગલી–કુથલી એવું પુરુષશિક્ષકોમાં ઓછું..."

પાંચમી : "એનું કારણ એ છે ને કે પુરુષોનું સામાન્ય વાચન ચિંતન વિશાળ હોય છે. બોલને આપણામાંથી અંગ્રેજી છાપું કોણ કોણ નિયમિત વાંચે છે?"

છઠ્ઠી : "મેં અંગ્રેજી છાપાની શરૂઆત તો કરી પણ બધી પરદેશી વાતો બહુ આવે છે. કેટલાક તો દેશ અને શહેરનાં નામ પણ કદી સાંભળ્યાં ના હોય પછી કંટાળો જ આવે ને! ના એમાં કોઈ આપઘાતના કે લોહીના વેપારના કેસ કે ન કોઈનાં છોકરાં ખોવાયાંની કે છોકરીઓ નાસી ગયાની વાત—"

પહેલી : "પણ તો પછી આપણું અંગ્રેજી ક્યાંથી સુધરે?

સાચું કહે, આપણે છોકરીઓને ભણાવીએ છીએ તે અંગ્રેજી તદ્દન સાચું હોય છે ?"

સાતમી : "એ વાત સાચી છે. મારો હસ્બંડ મારી જેમ ગ્રેજ્યુએટ નથી છતાં મારા અંગ્રેજીમાંથી ઘણી ભૂલો કાઢી શકે છે."

ત્રીજી : "ખરી વાત છે. પ્રેક્ટિસનો સવાલ છે. મેટ્રિક ભણેલો પુરુષ ઘણુંખરું નિયમિત અંગ્રેજી છાપાં અને અન્ય સાહિત્ય વાંચે એટલે આગળ હોય જ ને ! એ તો પુરુષ એટલે પુરુષ."

ચોથી : "બહુ બહુ તો સ્ત્રી કેરેક્ટરમાં પુરુષ કરતાં આગળ હોય, એ સિવાય એકે બાબતમાં આગળ નહિ !"

આઠમી : "એય ઠીક છે હવે. મુંબઈની પેલી મહિલા કોલેજની પ્રિન્સીપાલ સ્ત્રીને નાણાં ઉચાપત અંગે જેલ જોવી પડી હતી ને ! અને કેરેક્ટરની આપણે વાતો કરીએ છીએ, બાકી હાલની આપણી કપડાંની ફેશન પુરુષોને નીતિમાન બનાવવામાં કેવો ફાળો આપી રહી છે !"

પાંચમી : "એ વાત તો દેખીતી જ છે. મોડર્ન બ્લાઉઝમાં ઊંચેથી નીચાઈ માટે અને નીચેથી ઊંચાઈ માટે ક્યારેય આટલી હરીફાઈ થતી ન હતી !"

નવમી : "તદ્દન સાચી વાત છે. હું હમણાં બ્લાઉઝ માટે કાપડ લેવા એક પેલા જાણીતા સ્ટોરમાં ગઈ તો અલી, નાયલોન સિવાય કાપડ જ ના મળે. મેં કાપડિયાને પૂછ્યું કે બોડિસ આરપાર ના દેખાય એવું કોઈ કાપડ બતાવો. તો કાપડિયો કહે કે 'બેન, અમારે ફેશન પ્રમાણે ચાલવું રહ્યું. તમારા સિવાય કોઈ એવું જાડું કાપડ હવે માગતું નથી.' બોલો પછી બિચારા પુરુષોનો વાંક કાઢવો એ વ્યાજબી છે ?"

દસમી : "તો પછી તું પોતે એવાં અડધિયાં બ્લાઉઝ શા માટે પહેરે છે ?

નવમી : "લોકલાજેસ્તો ! જખ મારીને પહેરવું પડે, નહિ તો

પાછા આપણે જૂનવાણીમાં ખપી જઈએ. જેમ પુરુષોમાં ધોતિયાવાળા અને પાટલુનવાળા એમ બે વર્ગો છે તેમ સ્ત્રીઓમાં પણ આખાવાળાં અને અડધિયાંવાળાં. હું અડધિયાં ના પહેરું તો મારો હિસાબ દશ વર્ષ મોટીમાં ગણાય."

ચોથી: "તેં ઠીક હિસાબની વાત કાઢી. આપણને સ્ત્રીઓને હિસાબ તો ક્યારેય આવડે જ નહિ! અમારાં 'મહિલા મહેફિલ' નાં હિસાબના જમા-ઉધારનાં પાસાં ત્રણ વર્ષથી મળતાં ન હતાં. પછી આખરે થાકીને અમારી સેક્રેટરીના વરની મદદ લીધી. હજી હિસાબ તો બિચારા એમને જ માથે છે."

પાંચમી: "મને લાગે છે કે ભગવાને સ્ત્રીને માત્ર પાંચ દશ વર્ષનું રૂપ આપી છેતરીને બીજું ઘણું ઘણું લઈ લીધું છે. એણે સ્ત્રીને આકર્ષણ-સૌન્દર્ય આપ્યું તો સાથે છીછરાપણું, સંકુચિત માનસ, અને ઈર્ષાળુપણું પણ એટલી જ ઉદારતાથી આપ્યું છે! ક્યારેક સમોવડી સ્ત્રીની પ્રગતિ થાય તો આપણાથી ખમાઈ છે? આપણે તુરત જ એના દુર્ગુણોની યાદી બનાવી એને બિચારીને ઉતારી પાડવામાં શરાતન બતાવીશું. જ્યારે પુરુષો એકબીજાને આગળ વધવામાં મદદ કરશે."

અગિયારમી: "અલી, તું બહુ પુરુષઘેલી છું. તું જ્યારેય વાત કરે છે ત્યારે પુરુષોની શક્તિ, ડહાપણ, વિશાળ દૃષ્ટિ-વીઝન, ઉદારતા, નિર્ણયશક્તિ, સમતુલાપણું, તટસ્થતા વગેરેના ગુણગાનથી જ ઊંચી આવતી નથી! રિસેસમાં પણ તું પુરુષશિક્ષકોની ટોળીમાં જઈને ચા પીવાની. તો પછી તારે પુરુષ તરીકે જ જન્મ લેવો હતો ને!"

પાંચની: "ભગવાને મને જન્મ લેતાં અગાઉ પસંદગી આપી હોત તો હું જરૂર તેમ કરત. જો કે સ્ત્રી તરીકે હું ગર્વ લઉં છું. આમ તો બધાં માનવી છીએ ને! પણ મારે નિખાલસપણે કહેવું જોઈએ કે કંપની તરીકે પુરુષો ઉત્તમ. એમની વાતોમાં વિવિધતા, જ્ઞાન, નૂતન દૃષ્ટિ, અને પ્રમાણિકતા હોય છે. તેઓ ખરેખર તટસ્થ દૃષ્ટિએ

જીવનનાં મૂલ્યોની તુલના કરે છે. આપણે એટલે હું કે તમે બધાં નહિ, પણ સમગ્ર રીતે સ્ત્રીવર્ગની વાતો કૂવાનાં દેડકાં જેવી. સુશિક્ષિત હોય તોયે પોતાની કોઈ સહાધ્યાયીનીને ઉતારી પાડવામાં સંકોચ અનુભવે નહિ.'

બારમી : "તો અમસ્તા પુરુષો સ્ત્રીઓ પાછળ ગાંડાં કહાડતાં હશે! સ્ત્રીની બુદ્ધિચાતુરી ભલભલાને આકર્ષે છે..."

પાંચમી : "હું એવું નથી માનતી. પેલો ટુચકો વાંચ્યો છે ને! એક સ્ત્રીએ એક લગ્નસમારંભમાં પોતાના પુરુષમિત્રને પૂછ્યું કે, 'પેલી પચરંગી વસ્ત્રધારી સ્ત્રીમા તમને શું ગમે છે?' ને પેલા પુરુષે જવાબ આપ્યો : 'સ્ત્રી.' આમ સ્ત્રીનું મુખ્ય આકર્ષણ કુદરતે સર્જેલો સ્ત્રીનો દેહ છે, એ સત્ય આપણે કદી ભૂલવું જોઈએ નહિ. નહિ તો કોઈવાર ઠોકર વાગી જશે."

બીજી : "તમારી વાત સાચી છે. અને આપણે સ્ત્રીઓ, ભઈસાબ, બિકણ તે કેવી ગઝબની, રાત્રે હું પિયેરથી સાસરે આવું તો મારો નવ વર્ષનો ભાઈ મને મૂકવા આવે! આ ભાયડો સાથે ના હોય ત્યારે મને ખરેખર બીક લાગે છે."

ચોથી : "તારી વાત સાચી છે. ટ્રેનમાં મુસાફરી કરતાં એકવાર એક ગુંડા જેવો માણસ માત્ર બારીએથી દેખાયો તો હું ને મારી બેનપણી ડરી જ ગયાં. અમને એવો વિચાર ના આવ્યો કે આપણે સામનો કરી તેને ત્યાંથી જ ધક્કો મારી પાડી નાખીએ. વિચાર એટલો જ આવ્યો કે મુશ્કેલીમાં આવીએ તે પહેલાં બારીમાંથી પડતું મૂકવું. બીક તો જાણે સ્ત્રીના બંધારણનો એક ભાગ છે, નહિ?"

છઠ્ઠી : "તદ્દન સાચી વાત છે. હું મારા સાત વર્ષના ભત્રિજા સાથે રીક્ષામાં કાંકરિયા જતી હતી. કાંકરિયા ઉતર્યાં ત્યારે રીક્ષાવાળો જરા પીધેલો લાગ્યો. મેં પૈસા આપવા માંડ્યા તો લે નહિ. અને ચાળા કરવા લાગ્યો. હું ગભરાઇ દૂર ભાગી પણ મારા એ સાત વર્ષના

ભત્રિજાએ એનો હાથ ખેંચી એકાએક એવું તો જોરથી બચકું ભરી લીધું કે રીક્ષાવાળો ચીસ પાડી ઊઠ્યો. ત્યાં તો ટોળું ભેગું થઈ ગયું અને તે નાસી ગયો."

સાતમી : "અરે મારા ભાણા–ભાણીની વાત તો સાંભળ. બન્નેને 'ફ્લુ' થયેલો ને ડોકટરોના ઈન્જેક્શનોથી કંટાળી ગયેલી પાંચ વર્ષની ભાણી હવે ડોકટર જુએ ને રડવા માંડે છે. ભાણો પણ ડોકટર શબ્દ માત્રથી ચિઢાય. અરે ભઈ, ગયા રવિવારે એક આનંદમેળામાં તેને તેડીને હું ઘૂમતી હતી. ભાણો ભાણી કરતાં નાનો હોં. બે જ વર્ષનો. એવામાં અમારા પેલા મિત્ર ડૉકટર મળ્યા. મેં ગમ્મતમાં ઓળખાણ વિધિ કરતાં ભાણાને કહ્યું : "બાબા, આ ડૉકટર સાહેબ છે...' પણ ડોકટર શબ્દ સાંભળતાં જ ભાણાએ એકાએક એવો તમાચો એ ડોકટર સાહેબને લગાવી દીધો ! મેં એને તેડેલો એટલે બરાબર ડોકટરના ગાલની ઊંચાઈ અનુકૂળ હોઈ તમાચો પણ એવો વાગ્યો કે તેમના ગાલ પર સોળ દેખાય ! ડોકટરે ખેલદિલી બતાવીને વાળી લેતાં કહ્યું : 'છોકરી હોય તો રડે અને છોકરો તો આવું જ કરે ! આખરે તો તમે કહો છો તેમ આ પુરુષબચ્ચો છે ને !'

પહેલી : "એવી બાબતોમાં પુરુષો આગળ ખરા, બાકી પુરુષો કંજૂસ વિશેષ, નહિ ?"

ત્રીજી : "જા જા હવે, હું પોણાબસો કમાઉં છું પણ મહિને પચીસે છૂટતા નથી. મારો નાનો ભાઈ સોજ લાવતો થયો છે. ત્રણ પગાર થયા છતાં સૂટ પૂરા ખરીદાયા નથી; આજે મારી વર્ષગાંઠે પાંત્રીસની સાડી લાવ્યો અને મને કહે 'તું તો સાવ ચિંગુસ છું. તમે બૈરાં પૈસો ખર્ચી શકવાનાં નહિ !'

સાતમી : "એ તો તદ્દન ખરી વાત છે. આપણે સ્ત્રીઓ ભેગી

મળીને જો એક રૂપીઆનું ખર્ચ કરીએ તો આનો આનો ઉઘરાવી લઈએ. પુરુષોમાં એ પાંચ રૂપિયા લગી કોઈ આપે નહિ ને લેય નહિ. જો કે વારાફરતી ખર્ચી થાય એટલે સરવાળે તો સરખું થાય. પણ સ્ત્રીનો જીવ અધિરો અને સાંકડો. તો ખરો જ. ખરેખર આપણને જે બહારથી આપ્યું છે તેથી દસગણું પુરુષને ભગવાને અંદરથી આપ્યું છે...”

ત્યાં તો સ્ટેશન આવ્યું અને એ સ્ત્રીઓની ટોળી ઊતરી પડી. જગા ઘણી થઈ જ્યારે નહોતી ઈચ્છી ત્યારે !

# ૩૦ : રંગમંચનો વિનોદ

નાટક જોનારા અને કરનારા સૌને એ અનુભવ છે કે, ખુદ રમુજી નાટકના પોતાના વિનોદ કરતાં પણ તેમાં વળતા છબરડા સવિશેષ હાસ્ય ઉપજાવે છે. આવા છબરડાને આપણે નાટક તરીકે ઓળખીએ છીએ. તખ્તા પર આકસ્મિક ઉપસ્થિત થતા છબરડાના કેટલાંક સ્મરણો અત્રે અમે તાજાં કરીએ છીએ.

પ્રથમ સ્મરણ અગિયાર વર્ષની ઉંમરે અમે પોળમાં ભજવેલા પેલા નાટકનું થાય છે. રિવાજ પ્રમાણે પોળમાંથી ચાર પાટો ઉઘરાવીને ચોકઠામાં મંચ બનાવેલું અને તે એવી રીતે કે મ્યુનિસિપાલીટીનો વિજળીનો દીવો માત્ર અમારા મંચની સર્વ પ્રકાશ યોજના પૂરી પાડતો. પાછળ તો મકાનની ભીંત હતી અને આગળના મુખ્ય કે જે ગણાય તે એકનો એક પડદો જૂનાં ધોતિયાં સીવીને બનાવેલો. ભજવવાનું નાટક એટલે પેલો શિવાજી અને અફઝલખાંવાળા જાણીતા પ્રસંગનો સંવાદ. દાઢી મૂછો બાંધી અમે શિવાજી બનેલા પરંતુ સંવાદની છટામાં એકાએક અમારી મુછ પડી ગઈ જ્યારે દાઢી રહી ગયેલી; ને ત્યારથી વર્ષો લગી મિત્રો અમને 'વહોરાજી' કહી ચીઢવતા. પડી ગયેલી મુછો અમે ફરીથી લગાવી દીધી. પણ એ ત્રણ વાર પડી ગઈ. એટલે કંટાળીને અમે તેને ઝભ્ભામાં મૂકી દીધી ને સ્વસ્થતાથી નાટક હંકારે રાખેલું! પછી અમે પેલા સંતાડેલા વાઘનખ સાથે અફઝલખાંને ભેટવા અને

તેણે ચીસ પાડી. પરંતુ જેવા અમે છૂટા પડયા ત્યારે કોણજાણે કેમ પણ અમારી દાઢી અફઝલખાંની દાઢીને ચોંટી ગયેલી હતી અને આથી પ્રેક્ષકોમાં ભારે હાસ્ય ફેલાયેલું. છતાં સ્વસ્થ ચિત્તે અફઝલખાં મરી ગયો પણ પડદો કેમે કરે ખસતો નહોતો. અમે જોયું કે, પડદાની દોરી તૂટી ગઈ હતી. તેથી આખરે આ દાઢીમુછ વગરના શિવાજી મહારાજે જાતે પડદો ખેંચી બંધ કરેલો !

પોળના એવા એક અન્ય મેળાવડા વખતે રામ–ભરતવિદાયનો કરુણ પ્રસંગ ભજવવાનો હતો. અંતે રામ વનવાસ જતા હતા ત્યારે ભરત રામને પગે પડયો તે પડયો જ, ઊભો થયો જ નહિ ! વાત એમ હતી કે જેનાથી રંગમંચ બનાવેલું તે ચાર પાટમાંની પેલી નીચી પાટ તળેની ઈંટો ખસી ગઈ હતી અને એમ બે પાટ વચ્ચે જગા થતાં ધરતીએ કરેલા આ માર્ગમાં ભરતભાઈ ફસાઈ પડયા હતા. રામે તેને ખેંચી કાઢવા ઘણો પ્રયત્ન કર્યો પણ આખરે આપણા ભરતભાઈ પાટ નીચે થઈને ચાર પગે પ્રેક્ષકોની પાસેથી બહાર નીકળી શકયા હતા.

એ જ રીતે પ્રાથમિક શાળાના એક મેળાવડામાં અમે રાણા પ્રતાપનો પાઠ લીધેલો. સંવાદનો એ ભાગ આવ્યો કે જ્યારે ‘ શૂરવીર હોય તો આવી જા ’ કહેતા અમારે અટાપટા ખેલવા તલવારને મ્યાન-માંથી બહાર કાઢવાની હતી. સામાએ તલવાર કાઢી પણ અમારું મ્યાન એવું કાટ ખાઈ ગયેલું હતું કે ઘણું જોર કરવા છતાં તલવાર મ્યાન-માંથી બહાર નીકળી જ નહિ ! અમે ‘ આવી જા, આવી જા ’ બોલે રાખતા હતા પણ પ્રેક્ષકોનું હાસ્ય એટલું બધું વધી પડયું હતું કે તલવાર બહાર ખેંચવાનો પ્રયત્ન કરતાં કરતાં આખરે અમારે પડદા પાછળ દોડી જવું પડેલું.

મોટા થયા પછીના આપણી કહેવાતી અદ્યતન અર્વેર્તન રંગભૂમિના તખ્તાના વિનોદનાં પણ કંઈક સ્મરણો તાજાં થાય છે. વીસ વર્ષ પહેલાં રંગમડળે “ ધ્રુવસ્વામિનીદેવી ” નાટક સરસ રીતે ભજવેલું

ત્યારે તેમાં ધ્રુવસ્વામિનીનું પાત્ર લેનાર બહેને એવી શરત કરેલી કે અભિનય દરમિયાન કદી પણ કોઈ પુરુષપાત્ર સાથે અડકવાનો પ્રસંગ ઉપસ્થિત થવો જોઈએ નહિ. છેક લગી આ વસ્તુ સચવાઈ પરંતુ અંતે જ્યારે લગ્ન જાહેર કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે, નાટકમાં ભાગ લેનાર પેલા બુઝર્ગ વડીલને શું સૂઝયું કે ધ્રુવસ્વામિનીદેવી અને ચંદ્રગુપ્તના હાથ પકડી એકાએક હસ્તમેળાપ કરાવી દીધો. ને આ દૃશ્ય જોતાં વીંગમાં ઊભેલા સૌ કલાકારોથી હાસ્ય ખાળી શકાયું નહિ. પડદો પડતાં જ પેલા બહેને સુણાવી દીધું: "આજથી કદી પણ હું નાટકમાં ભાગ લેવાની નથી." જો કે પછી ધીમે ધીમે રંગભૂમિએ એવી પ્રગતિ સાધી કે તે બહેને નાટકમાં ઊતરવાનું ચાલુ રાખવા છતાં પેલી શરતનો આગ્રહ ક્યારે ય રાખ્યો નથી.

"આગગાડી" નાટક ભજવતી વેળા દારૂડિયા જહોનનું પાત્ર લેનાર ભાઈને દેખીતી રીતે જ જરા તોફાની અભિનય કરવાનો હતો. પરંતુ રિહર્સલ વખતે થતી તેની ઓવર એક્ટીંગ, 'રૂખી'નું પાત્ર લેનાર શ્રી. વિનોદિની બહેનને રુચતી નહિ. 'રૂખી'એ જહોનના આ વર્તન સામે કંઈ વાંધો ન લેતાં અમને સૌને એટલું જ કે "નાટકના દિવસે જોજો." અને નાટકની પહેલી રાત્રે દારૂડિયો જહોન રિવાજ પ્રમાણેના અટકચાળા કરતો જેવો રૂખી પાસે આવ્યો કે લાગ જોઈ ને 'મેર મુઆ નખોદિયા' કહેતાં રૂખીએ તેને એવો તો ધક્કો લગાવ્યો કે જહોન સાહેબ સ્ટેજ પરથી ગબડીને પ્રેક્ષકોની વચ્ચે પડ્યા. આમ રૂખીએ વેર વાળ્યું ત્યારે પ્રેક્ષકો તો ઠીક પણ અમે રંગમંચવાળા પણ પેટ ભરીને હસેલા.

કેટલીકવાર પ્રોમ્પટરને કારણે પણ તખ્તાનો વિનોદ ઉપસ્થિત થાય છે. થોડાં વર્ષો પહેલાં સ્વ. લેડી વિદ્યાબહેન નીલકંઠના મણિમહોત્સવ નિમિત્તે જોર્જ ફિફ્થ હોલમાં 'મિડસમર નાઈટ્સ ડ્રિમ'નો એક ટુકડો

ભજવવાનો હતો. તેમાં પ્રેમિકા સ્ત્રીનું પાત્ર પુરુષે ભજવવાનું હતું. આ પાત્ર પડછંદ એવા ડૉકટરે ભારે ખેલદિલીપૂર્વક લીધેલું. તેમના કપડાં માટે ઘણી તપાસ કરી પણ શહેરની કોઈ પણ બહેનનાં કપડાં તેમને ફીટ થયાં નહિ. આખરે જ્યારે ડ્રેસ રિહર્સલ વખતે દરજી પાસે ખાસ સિવડાવેલો ચણિયો–કબજો પહેરી જેવો તેમણે રંગમંચ પર પ્રવેશ કર્યો કે અમારા સૌનું પેટ હસીહસીને દુઃખી ગયેલું. બીજે દિવસે એ નાટક શરૂ થયું ત્યારે અમે પ્રોમ્પ્ટર હતા પરંતુ જેવી પેલી પડછંદ પ્રેમિકાએ પ્રવેશ કર્યો કે તુરતજ પ્રેક્ષકોના અટ્ટહાસ્ય સાથે અમે પણ કાબૂ ગુમાવ્યો. અમારાથી એટલે મોટેથી હસી પડયું કે ચાલુ નાટકે પ્રોમ્પટીંગ પડતું મૂકી અમે રંગમંચની બહાર દોડી ગયેલા. આજ પણ એ સદ્‌ગૃહસ્થ રસ્તામાં મળી જતાં, ફરી એ આખું દ્રશ્ય ખડું થતાં હસવું ખાળી શકાતું નથી.

અમારા મંડળના એક નાટક વેળા પ્રોમ્પટરને એક મોટા ટેબલ નીચે બેસવાનું હતું. તેથી ટેબલકલોથ પણ એવી રીતે ટેબલ પર પાથરેલું કે જેથી ટેબલના પાયા તેમજ પ્રોમ્પ્ટર પણ બરાબર ઢંકાઈ ગયેલો. નાટકની શરૂઆતની દશ મિનિટ પછી 'નોકર'ની એન્ટ્રી આવતી હતી. નોકરે દાખલ થઈને ફરનીચર લૂછવા માંડયું; પછી સ્વાભાવિક અભિનય કરતાં એકાએક પેલું ટેબલકલોથ ઉપાડી ઝાપટવા માંડયું કે તુરત જ ટેબલ નીચે પ્રોમ્પ્ટર સાહેબ દેખાયા ને પ્રેક્ષકોનું હાસ્ય તો માય નહિ! બિચારો પ્રોમ્પ્ટર શરમાતો લપાતો ચારે પગે પડદા પાછળ પેસી ગયો!

અવેતન રંગભૂમિની વિશેષતા એ છે કે જેમ કળાકારની કક્ષા ઊંચી તેમ તેની સ્મરણશક્તિની કક્ષા નીચી. આમ અમારા પેલા વિખ્યાત રમુજી નટ જયંતી પટેલને પ્રોમ્પ્ટરની સવિશેષ જરૂર પડે. આથી એક નાટકની જરૂર પડે. આથી એક નાટકની શરૂઆતમાં જ તેઓ માટે દરેક છેડે એક, એમ બબ્બે પ્રોમ્પ્ટરો રાખેલા. કલાકાર મહાશય તો

લગભગ શરૂઆતથી જ ભૂલ્યા પણ ગાંજ્યા જાય નહિ, એટલે બીજા અંકના ટુચકા પહેલામાં ફેંકવા માંડયા. અને બિચારા પ્રોમ્પ્ટરો પંદરમા પાનાથી એકતાલીસમા પાને ફેંકાયા. પાછા કલાકારભાઈએ તેઓને સોળમા પાને લાવી દીધેલા. એ જ નાટક બીજી વખત ભજવાયું ત્યારે કમનસીબે કલાકારભાઈ કંઈક રમુજી વાક્ય બોલે તે અગાઉ જ પ્રેક્ષકો હસવા લાગતા. કલાકારભાઈ મુંઝાયા પણ જ્યારે પ્રેક્ષકગણમાંથી કોઈ બોલ્યું કે "હવે પ્લેબેક બંધ કરો મહેરબાન,' ત્યારે જ તેઓને ખ્યાલ આવ્યો કે પોતાના પગની લાતથી એક માઈક પ્રોમ્પ્ટરની પાસે જતું હતું અને તેથી પ્રોમ્પ્ટરનાં વાક્યો અગાઉથી પ્રેક્ષકને પહોંચી હસાવી લેતાં હતાં !

તખ્તાના વિનોદની એક રસિક વાત દક્ષિણ હિન્દની મુસાફરીથી પાછા ફરેલા અમારા નાનાભાઈએ કહેલી. કેરાલાના એક ગામડામાં આપણી રામલીલા જેવી એક મંડળી નાટક કરવા આવેલી. તેઓની ભાષા તો નાનાભાઈને ના આવડે પરંતુ વિષય પૌરાણિક હોઈ સમજવામાં મુશ્કેલી પડતી નહિ. તેમના કહેવા પ્રમાણે વિશ્વામિત્ર અને મેનકાના પાત્રોનો અભિનય ઉચ્ચ કક્ષાનો હતો અને ગામડાના આ જૂનવાણી પ્રેક્ષકોને નાટકમાં ખૂબ રસ પડતો. આખરે પેલું દૃશ્ય આવ્યું જેમાં મેનકા બાળક શકુંતલાને વિશ્વામિત્રને સોંપે છે. દેખીતી રીતે જ મેનકાની ઘણી કાકલુદીઓ છતાં વિશ્વામિત્ર બાળકને સ્વીકારતા નથી અને થાકીને મેનકા શકુંતલાને લઈને પાછી જાય છે. ખરી મઝા અહીં આવે છે; પ્રેક્ષકોથી વિશ્વામિત્રનો આ અન્યાયી વર્તાવ સહન થતો નથી અને તેઓ એકાએક ઘાંટા પાડી જણાવે છે કે, 'વિશ્વામિત્રે બાળક લેવું જ પડશે, અમે આવો અન્યાય સહન નહિ કરીએ.' છતાં મેનકા બાળકને લઈને પડદા પાછળ જતી રહી. એટલે પ્રેક્ષકોનું એક ટોળું રંગમંચ પર દોડ્યું અને પડદા પાછળ જઈ બાળક સાથે મેનકાને હાજર કરી. કદાચ-ઇતિહાસમાં પહેલી જ વાર 'વિશ્વામિત્રે' ગભરાઈને શકુંત-

સાને લીધી ત્યારે જ ટોળું પાછું ફર્યું. અલબત્ત, નાટકને ત્યાં જ પૂરું કરવું પડ્યું. આખરે તો આ લોકશાહીનો જમાનો છે ને!

હમણાં એક નાટકની શરૂઆતમાં નાયિકાને પૂછે: "તું મારી સાથે ક્યારે લગ્ન કરીશ?" અને દૂરથી એક પ્રેક્ષક બોલે છે; "ત્રીજા અંકમાં સ્તો!"

આમ પ્રેક્ષકો પણ અવારનવાર તખ્તાનો વિનોદ પૂરો પાડવામાં પોતાનો ફાળો આપે છે.!

## ૩૧ : નળાખ્યાન

**અ**મદાવાદના ઇતિહાસમાં રોમાંચક પ્રકરણો પૂરો પાડતો ગુલબાઈનો ટેકરો હાલ તો જાણે યુનિવર્સિટીના ટાવરની તળેટીમાં દેખાય છે. અમદાવાદના આ છાપરા પર, એટલે કે આજુબાજુના ત્રીજા માળ જેટલી ઊંચી આ ટેકરી પર નવું મકાન બાંધી હરખાતા એક વડીલ મિત્ર મ્યુ. બાગમાં મળ્યા ત્યારે કહેઃ—

"ઘેર નહોતું જડતું તે આ બાગમાં જડયું."

"ગુલબાઈના ટેકરા પરથી કંઈ રગડીને અહીં લગી ખોવાઈ ગયું ?" અમે પૂછ્યું.

"કંઈ એવું જ."

"ચિન્તાજનક છે ?"

"એવું પણ ખરૂં."

"ઘડિયાળ કે ઘરેણું ?"

"સો નામ દઈશ તોયે ખરૂં નહિ પડે. કહું ? પાણી." એમની વાતનો સાર એ હતો કે એટલે ઊંચે ઘર બાંધીને એક પણ નળમાં પાણી આવતું નથી જે બાગમાં દેખાયું. વિજળીનો પંપ કેમ નથી નથી મૂક્યો તેવું પૂછતાં તેમણે જણાવ્યું કે "પંપ પણ મૂક્યો છે પણ તે ય બિચારો હવા ખેંચે છે."

બે દિવસ પછી તેમણે ફોનમાં જણાવ્યું કે "મ્યુ. ઑફિસરે

પાણી પહોંચાડવા યોજના કરી છે એટલે અમારે તેમની ચિન્તા કરવી નહિ."

આમ અમદાવાદમાં ઉનાળો આવ્યો એટલે પોળે પોળે અને ઘેર ઘેર "નળાખ્યાનો" શરૂ થઈ ગયાં છે. ગરીબાઈમાં નીતિનિયમો સાચવવાં મુશ્કેલ પડે છે તેમ પાણીની તંગીને કારણે પણ વિનય–વિવેકના નિયમનો જરા હળવાં કરવા પડે છે ! ને એમ પડોશીઓના છેલ્લા આઠ મહિનાથી સુંદર રીતે સંધાયેલા સંબંધો પાછા ઉનાળામાં ખરડાવા માંડે છે.

પાણી અંગેની તકરારો કે અવિનયી વર્તન માટે દેખીતી રીતે આપણે પડોશીઓ પ્રત્યે ઉદાર ન બનીએ તો જાતને જવાબદાર ગણીએ છીએ. પણ તેના મૂળમાં ઊતરીને જોઈએ તો તો ખરી રીતે આપણા એ વાંધાજનક વર્તન માટે પાણી પુરું પાડનાર સંસ્થા, માતા મ્યુનિસિપાલિટી જ જવાબદાર ગણાય !

પાણી પૂરું પાડવું એક વાત છે, પાણી પૂરું પૂરું પાડવું એ બીજી વાત છે. નળ ખુલ્લા મૂકવાથી પાણીનો બગાડ થાય છે એ વાત જેટલી સાચી છે, તેટલી સાચી એ વાત પણ છે કે ઘણી જગાએ ચકલી ચોવીસ કલાક ખુલ્લી રાખવા છતાં પાણીનું ટીપુંએ પડતું નથી. જેમકે અમે ત્રીસ વર્ષથી એલિસબ્રિજમાં સૌથી પ્રથમ બંધાયેલી સોસાયટીમાં પહેલે માળે રહીએ છીએ છતાં દર ઉનાળે રોજ 'નળાખ્યાન' રચાય છે !

શહેરની પોળોમાં જે નળાખ્યાનો ભજવાય છે તે તો નળની તંગીને કારણે—નળ એક, પાણી લેનાર અનેક. અમારે ત્યાં નળની તંગી નથી, નળ તો ઘરમાં આઠ આઠ છે પણ પાણી હોય તો આવેને ! ચોમાસામાં કેટલીક વાર નળ નીચે રહેનાર તરફથી બંધ કરવામાં આવે તો પાણી આવતું, પણ હવે તો એ પણ બંધ થાય છે, ને ઝઘડા ચાલુ થાય છે !

તમે શહેરની શેરીઓમાં સવારે ફરવા નીકળો તો ઠેર ઠેર 'રોમિયો જુલિયેટ'નાં દૃશ્યો હવે દેખાશે. પેલી પોળમાં જેવા પેલા 'રોમિયા'એ દાતણ કરવા પોતાનો નળ ખોલ્યો કે તુરત ઝરૂખામાં ઊભેલી 'જુલિયેટ' તાડૂકી :

"રાખો હવે, બહુ થયું, પહેલાં દિકરો ડોલ ભરી ગયો, પછી મા મોઢું ધોઈ ગઈ, અને હવે ડોસો ડાચું ધોવા નીકળ્યો છે...!"

રોમિયો : "ડોસો તારો બાપ–જીભ સમાલીને બોલ."

જુલિયેટ : "મારો બાપ તો ડોસો છે જ, પણ તારી સગલી મને શું કહી ગઈ તે ખબર છે? નળ બંધ કરીને પાણી આવવા દેવું છે કે ડોલ ઢોળું ઉપરથી?"

પડોશી : "લો આ પાછું રોમિયો જુલિયેટનું નાટક શરૂ થયું. અલ્યા ભાઈ આજે પૂનમ છે ને પાણી ઢોળવું હોય તો થોડીક હળદર કે કંકુ નાખીને જ ઢોળજો."

કોઈનું ઘર બળે તો કોઈને તાપણી થાય એમ આવા 'નળાખ્યાનો'માંથી લેખકોને તડાકા પડે છે. પેલી 'તલ્લાક' ફિલ્મમાં પણ મધ્યાન્તર લગી 'નળાખ્યાન' સુંદર રીતે બહેલાવ્યું છે; છૂટાછેડાની વાત તો કેટલી મોડી આવે છે! એ જ રીતે પેલી લેખિકાએ વડોદરા રેડિયો પરથી જાન્યુઆરીની ત્રીજીએ સ્ત્રીઓના કાર્યક્રમમાં એક આબાદ 'નળાખ્યાન' રજૂ કર્યું હતું. ચંદુલાલ અને કુંદનબહેનના પત્રો દ્વારા તેણે નળના પ્રશ્ન પર એવી ભારે રમુજ રેલાવી હતી! પોળોમાં થતી પાણીની તકરાર આકાશવાણી પર આવી હૂબહૂ અને વાસ્તવિક રીતે રજૂ થતી અમે પહેલીવાર સાંભળી.

પાછા મૂળ વાત પર આવીએ. આપણે પાણીને અંગે જે ગુસ્સો પાડોશીઓ પર ઠાલવીએ છીએ તે અંગે જવાબદાર, સંભળાવનાર કે સાંભળનાર નહિ, પણ મ્યુનિસિપાલિટી શા માટે ગણાય. ગુસ્સો એ ક્ષણિક છે અને જ્યારે તે આવે છે ત્યારે મ્યુનિસિપાલીટીના કોઈ પ્રતિનિધિ

હાજર હોતો નથી; નહિ તો જરૂર આપણે તે તેમના પર ઠાલવીએ! પણ તેઓ માત્ર ગુસ્સો પીગળી જાય અને પાણી ચાલુ હોય ત્યારે જ પધારે છે. સદ્‌ભાગ્યે મ્યુ. ના ઓફિસરો અમારા મિત્ર બન્યા છે એટલે તે દિવસે પાણીના ત્રાસથી અમે ખૂબ ચિઢાયેલા હતા અને દૂરથી દેખાતા પાણીના અધિકારીને ઘર તરફ આવતા જોઈ હિંસાથી તેમનું સ્વાગત કરવા કોઈ લાકડાનું શસ્ત્ર લેવા અમે ઘરમાં પેઠેલા પણ બહાર નીકળ્યા–હાથમાં ચાનો કપ લઈને!

અમે પૂછ્યું: "પાણીનું કંઈ આવતા પાંચ વર્ષમાં થાય એમ છે?"

અધિકારી: "હવે તમે પાણીની વાત છોડો કારણ કે અમે પાણીનો પ્રશ્ન મૂકી દઈને દૂધનો લીધો છે. દૂધ પૂરતું મળે છે ને અમારે વેચવા ઉલટો પ્રચાર કરવો પડે છે. તો એટલી વિનંતિ કે મ્યુ. પાણીને બદલે મ્યુ.નું દૂધ પીઓ."

અમે કહ્યું: "કબૂલ છે, પણ નળ મારફત જોઈએ."

તેમણે વાત ફેરવી કહ્યું: જુઓ હાલ મ્યુ. તમને ગટર આપવા તૈયારી કરી રહી છે. એ કામ પતે પછી પાણીનું ઉપાડીશું."

અમે કહ્યું: "ભલા માણસ, પહેલાં ગટર કે પહેલાં પાણી? તમારી ગટરમાં ઢોળીશું શું?"

"આ જુઓ, તમે પાણીની તંગીની વાત કરો છો અને તમારા ઘર આગળ તો પાણીની નદીઓ ચાલે છે!"

"ખરી વાત છે. અમારા પેલા પડોશીને કંપાઉન્ડમાં પાણી રાખવું ગમતું નથી એટલે નહાવાધોવાનું બધું પાણી રસ્તા ઉપર કાઢે છે. કહે છે ત્યાં જલદી સૂકાઈ જાય છે. વળી આ-પાણીના ખાબોચિયાં પરથી પસાર થતી મોટરો એ પાણીને બન્નેના કંપાઉન્ડોમાં સરખે ભાગે ઉછાળીને વહેંચી આપે છે! મેં આજ સવારે તે પડોશીને સમજાવેલા કે મ્યુ. અધિકારી આવવાના છે અને તમે રસ્તામાં પાણી છોડો છો

તે પરથી એવી છાપ પડશે કે 'આ લત્તામાં પાણીની છાકમછોળ છે.' ને એ જ છાપ આખરે તમને પડી."

પેલા ભાઈ વિદાય થતાં કહે : 'ચાલો જાઉં ત્યારે વટતું કરીશ."

અમે : "વારુ, બાકી મને તો એમ થાય છે કે અમદાવાદ મ્યુનિસિપાલિટીના વિસ્તારમાં માણસ કરતાં ઝાડ થઈને જન્મવું સારું."

"એટલે ?"

"એટલે કે મ્યુ.ના ભાગમાં ફૂલનો છોડ કે ઝાડ થઈને જન્મ્યો હોત તો પીવાના પાણીની તંગી પડત નહિ. મ્યુ. બાગ સારા રાખે છે, હોજફૂવારા અને લોન પણ મઝાના રાખે છે, છતાં માણસને પણ ફૂલઝાડ જેટલી જ પાણીની તરસ લાગે છે તે તેના ખ્યાલમાં લાગતું નથી !"

"તમને એમ લાગે છે કે મ્યુ. પૂરતી સેવા નથી આપતી ?"

"આપે છે સેવા, પણ સરકારની જેમ. ડેફિસીટ ફાઈનેનસીંગની નવી ફેશન પ્રમાણે, જરૂર કરતાં દશમા ભાગનું સોનું પણ ના હોય, છતાંયે જેમ સરકાર રાતપીળી નોટો છાપે છે તેમ આપણી મ્યુ. પણ છૂટથી નળનાં કનેકશનો આપે છે; ને વળી નવી નોટો છાપતાં જ જેમ ખીસાની સોની નોટોમાંથી પચાસ રૂપિયા કતરાઈ જાય છે તેમ તમે લોકો પણ એટલા જ પાણીના પૂરવઠામાંથી અનેક ભાગીદારો બનાવો છો. મને બીક છે કે સરકારની ફુગાવાની નીતિને કારણે આપણી દશા ફ્રાંસ જેવી થશે. ફ્રાન્સમાં જેમ હાલ સો ફ્રાંકની કિંમત એક ફ્રાંક બનાવવાની છે તેમ આપણી દસની નોટને એક રૂપિયાનીમાં ફેરવવાનો વખત ના આવે તો ભગવાનની કૃપા ! મ્યુ.એ પણ એવી નીતિ શરૂ કરી લાગે છે. દર નવા કનેકશને કરની આવક વધે એટલે છેવટે પાણી નહિ તો નળ તો આપીએ ! આમ દલા તરવાડીની જેમ "મ્યુ. રે...મ્યુ. નળ લઉં બે ચાર ?"...તો મ્યુ. કહે "લેને દશ બાર." એવી વાત છે."

અધિકારી : "મ્યુ.એ શું કરે? નળ ના આપે તોયે દુઃખ, આપે તોયે દુઃખ. મને ખબર છે કે તમે પાંચસો ફુટ દૂરથી પાઇપ વડે પાણી લાવો છો. જોઇએ કે મ્યુ.થી મોટા પાઇપ ક્યાં લગી ખેંચી શકાય એમ છે. વારુ, પણ જ્યારે તપાસ કરીને ફરી મળું ત્યારે આમ ચા તો મળશેને?"

"ના, હવે આમ ચા નહિ મળે."

"ત્યારે?"

"જુઓ, અમે રાતના સાડાનવ પછી અમુક મિત્રોને ત્યાં મળવા જઈએ ત્યારે સાથે થર્મોસમાં દૂધ ઘેરથી લઈ જઈએ છીએ. તેથી 'દૂધ મેળવી નાખ્યું છે' તેવા બહાને ચા ના ગુમાવીએ. એજ રીતે તમારે ચા પીવી હોય તો ઘેરથી પાણી લેતા આવજો, દૂધ, ચા, ખાંડ બધું અમારું પણ પાણી તમારું."

તેઓ વિદાય થયા અને અમે અમારું સંશોધન કાર્ય હાથ પર લીધું, કમાણીનો એક નૂસખો અમે શોધી કહાડયો છે.! નળની તકરારનું મૂળ એ હોય છે કે નીચેવાળા નળ ઉઘાડે એટલે ઉપરનાને પાણી બંધ થઈ જાય છે. અમે એવી અદ્‌ભુત શોધ કરી છે કે જેથી મેડા પર રહેનાર નળ બંધ કરે તો નીચેનું પાણી બંધ થઈ જાય! હાલ અમે આ શોધની પેટંટ લેવાની વિધિ ચલાવી રહ્યા છીએ. કોઈ પૂછે કે નીચે રહેનારના નળ પરનો કાબૂ ઉપરવાળાના હાથમાં કેવી રીતે આવે? આ યોજનામાં મૂળ નળ પહેલાં ઉપર જાય અને એ રીતે પાણી પહેલાં ઉપર ચઢીને પછી નીચે આવે એવું નથી. તેથી ઉપર કે નીચે ક્યાંય પાણી ના આવે. પણ અમારી યોજના અદ્દભુત છે. મેડા ઉપર રહેનાર દરેક જણ વર્ષોથી ઝંખતા હતા કે ક્યારે ઉપરવાળો નળ ખોલે અને નીચેવાળાનું પાણી બંધ થઈ જાય. એ સ્વપ્ન સાચું પડયું છે

માટે મેડાવાળા આનંદજો. નીચેવાળા તરફથી વેરવૃત્તિથી કે બદલો લેવાની નીતિ આપણી નથી પણ આપણે મેડાવાળા કેમ ઉદ્ધાર કરીએ તેનો દાખલો બેસાડવાની જ તક આ શોધથી આપણને મળશે.

આ શોધ દ્વારા પૂરતાં નાણાં કમાઈ જવાની અભિલાષા પૂરી કરવાની હોવાથી પેટંટ મળે ત્યાં લગી લાગતા વળગતા સૌને રાહ જોવી પડશે અને અમારે માટે તે દરમિયાન તો ઘરની પનિહારી કૂપાની છીદોણી પર સોનાનું બેડું ચઢાવી પાય એટલું જ પાણી પીવાનું રહ્યું !

# ૩૨ : પરીક્ષકોની પરીક્ષા

"હું આવ્યો છું અને તમારે માટે પણ લાવ્યો છું." કહેતાં પેલા ઓળખીતા સજ્જને મોટી બાટલી બતાવી.

"પધારો, બોણીના સોદાની જેમ તમે પણ આજ સવારના પહેલા મહેમાન છો. પણ આટલી મોટી બાટલીમાં કોઈ હોમિયોપેથી દવા હશે, પારદર્શક છે ને?"

"મહેરબાન, તમને પણ સંદેશો મોડો પહોંચશે એમ ધારેલું નહિ. તમે 'નળાખ્યાન' માં જણાવેલું તેથી બાટલીમાં જેની તમને તંગી છે તે, બે કપ મ્યુનિસિપાલીટીનું સ્વચ્છ લાવ્યો છું."

"ઓહો, તો તો જરૂર ચા મળશે. દરમિયાન બોલો શું કામ છે?"

"કશું નહિ. આ તો પસાર થતો હતો અને તમને ઝરૂખામાં જોયા એટલે જ. છાપું જોયું આજનું? દરેક જગ્યાએ કેટલી રૂશ્વતખોરી, લાંચ, લાગવગશાહી પેસી ગઈ છે. કોઈને મેરિટ–આવડતથી કામ લેવું નથી..."

અને ચા આવી ત્યાં લગી આ ભાઈએ જનતાના ચારિત્ર્ય પર લાંબું લચ ભાષણ એમના આ એકના એક શ્રોતાને આપી દીધું. અંતે

ઊઠતાં ઊઠતાં કહે: "પ્રજા ક્યારે સુધરશે ? હશે આપણે શું ! પણ વાત કહું, જરા આ ચબતરી રાખોને, તેના પર ચાર નંબરો લખ્યાં છે. તમારે તો કેટકેટલી ઓળખાણો......"

અને ભ્રમ ભાંગ્યો. અમને પણ ત્યારે જ ખબર પડી કે અમારા આટલા બધા મિત્રો અને સાળીઓ પરીક્ષકો છે અને ફલાણી ફલાણી પરીક્ષાના પેપરો ત્યાં આવ્યાં છે.

પેલા ભાઈ ઊપડે તેટલામાં તો બીજા એક ભાઈ ઘરમાં દાખલ થઈ ગયા. તેઓ કહે :

"હું, પેલા ભાઈ વિદાય થાય એની રાહ જોતો બહાર ઊભો હતો. જરા તમારું ખાનગી કામ હતું. જુઓને ફિલસુફભાઇ, આ છોકરાંઓની પરીક્ષા પતે કે તુરત આપણી વાલીઓની પરીક્ષા શરૂ થઈ જાય છે, નહિ ?"

અમે ન તો સંમતિ આપી કે ન તો વિરોધ કર્યો. તેઓએ પાછું અનુસંધાન કર્યું : "સાલું મને તો કશી ગમ જ નથી. પેલા મારા પાડોશીને ત્યાં સવારના બિસ્તરાપેટી સાથે વલસાડથી એક ભાઈ આવ્યા છે. તેમની સાથે વાતચીત કરતાં થયું કે હું તો સાવ બાઘો છું. મારા સુકેશે કહ્યું કે 'ભાઈ જરા મારો નંબર તમારા પેલા મિત્રને આપી આવજો' ત્યાં લગી મને કલ્પના નહિ કે કોણ શેના પરીક્ષક છે ને તેની કેવી રીતે ખબર પડતી હશે. પણ પેલા વલસાડવાળા ભાઈની વાત સાંભળો ત્યારે ખ્યાલ આવે કે વાલીઓ કેટલા બધા હોંશિયાર હોઈ શકે ! તેઓએ મને તેમની ડાયરી બતાવી તો તેમાં પચાસ એકઝામી-નરોનાં નામસરનામાં છે ને તેય છેક મેટ્રિકથી એમ. એ. લગીનાં !"

"પચાસ નામ ?" અમે અચંબાથી પૂછ્યું.

"અરે તમે ડાયરી જોઇ હોય તો વિગતો તો એવી છે કે એસ. એસ. સી. બોર્ડ અને યુનિવર્સિટીઓને, જાણે આ ભાઈ જ, કોને કોને નીમવા, એની સલાહ ના આપતા હોય એવું લાગે. તે કહે છે કે પોતે

આમ તો જૂનાગઢના વતની છે, પણ વર્ષોથી વલસાડ રહે છે. પરીક્ષા પતે કે તરત જ મિત્રોનાં, સગાનાં, પડોશીઓનાં છોકરાં છોકરીઓનાં સેંકડો નંબરો લઈને તેઓ મુસાફરીએ નીકળી પડે છે. પૂના, મુંબઈ, વડોદરા, આણંદ, અમદાવાદ અને સૌરાષ્ટ્ર બધે, આ ભાઈ ફરવાના અને એકઝામીનરોને ત્યાં પહોંચી જવાના. આ કાર્ય તેમણે જાણે એક ધંધા જેમ વિકસાવ્યું છે."

"એટલે ?" અમે પૂછ્યું.

"એટલે એમ કે જેના નંબરો લે તેની નંબર દીઠ ત્રીસ ચાલીસ ફી લે અને મુસાફરી ખર્ચ પણ જુદો. કહે છે કે કંઈક પરીક્ષકો કડક પણ હોય છે. પણ બધાનો વળ નીકળે છે. અને પરિણામ સંતોષકારક થાય છે."

અમે: "મને તો આ ધતિંગ લાગે છે. ઓળખીતા ગરજુ માણસોનાં નાણાં પડાવવાનો આ એક ધંધો છે. પરીક્ષાના નિયમો એવા કડક હોય છે અને દરેક પેપર પર એટલી બધી ચકાસણી હોય છે કે એક માર્ક પણ વધારે આપ્યો હોય તો પરીક્ષકને દંડ ભરવો પડે છે અને બીજે વર્ષ રદ થાય."

"તે તમે નહિ જ માનો એની મને ખાતરી હતી. પણ હવે મુદ્દા પર આવવા દો. તે ભાઈની યાદીમાં ખૂદ તમારું નામ પણ છે."

"મેં ના કહ્યું કે એ માણસ બનાવટ કરે છે. હું વળી ક્યારે પરીક્ષક થવાનો હતો ?"

"તે તમારું નામ પરીક્ષકની યાદીમાં નથીસ્તો; પણ વગવાળાની યાદીમાં છે. જુઓ તમે આટલા આટલાને દબાવીને કહી શકોને ?" કહેતાં તેમણે મારા મિત્રોની યાદી બતાવી અને "તમારે ચોક્કસ આટલું કરવાનું જ છે," એમ કહીને એ યાદી અમારા ખિસ્સામાં ખોસી નંબર લખેલી કાપલી આપી વિદાય થયા.

અમારા પૂજ્ય પિતાશ્રી પણ પરીક્ષક મોડરેટર વગેરે હતા. એટલે આવી મુશ્કેલીઓમાંથી માર્ગ કેમ કરવો તે અમે જાણતા હતા. તેઓ શરૂમાં માર્ક વધારવાનું કહેવા આવનાર મિત્રને પણ સખ્ત શબ્દોમાં ઝાટકી નાંખતા પરંતુ પાછળથી નીતિ પલટી નાખી કહે: 'જે આવે તેનો નંબર લેવો, તે જાય એટલે ફાડીને ફેંકી દેવો.' અમે પણ એવી નીતિ રાખી છે: ચર્ચા કરવી નહિ, આપે તે નંબર લેવો અને જાય એટલે રદ કરવો. નાપાસ થાય તો કોઈ કહેવા આવતું નથી, અને પાસ થાય અને જશ આપવા આવે તો મૂંગે મોઢે 'સહન' કરી લેવું.

પણ પેલા મુસાફરની વાત પરથી અમને કુતુહલ થયું અને અમારા કેટલાક પરીક્ષકમિત્રોની મુલાકાત લઈ તેઓનું અનુભવ નવનીત એકઠું કર્યું.

એક પરીક્ષક મિત્ર કહેઃ "મારે ત્યાં એક મહારાષ્ટ્રી ઓળખીતા મુંબઈથી ખબર આપ્યા વિના જ બિસ્તરપેટી સાથે એકાએક ઘેર આવી પહોંચ્યા. શરૂમાં કહે કે કોરટને કામે આવ્યો છું. પણ છેક રાત્રે કહ્યું: "મહારાષ્ટ્રી ગુજરાતી ભાઈ ભાઈ. તમારા છોકરાના નંબર મેંયે મારા મુંબઈના મિત્રને આપ્યા છે અને મારા છોકરાના પેપર તમારી પાસે આવ્યાં છે. તેના એક સેકશન ખરાબ ગયા છે. તે જરાક તમારે મદદ કરવાની છે." હું તો હબકી ગયો. ક્યાંથી એમને ખબર પડી કે મારા છોકરાનું પેપર અમુક પાસે છે અને તેમનું મારી પાસે. મારી તો બુદ્ધિ કામ કરતી નથી. મેં તેમને સાફ કહ્યું કે: "મારાથી કંઈ બનશે નહિ અને મારા છોકરા માટે કશી ભલામણ તમારે કરવી નહિ. ઊલટો અનર્થ થાય. કૃપા કરી આપ બીજે ઉતારો કરો."

અન્ય એક પરીક્ષક મિત્ર કહે: "હું તો ફિલસૂફભાઈ, એવો ત્રાસી ગયો છું! એક તો રોજના પચોતેર પેપર્સ મોકલવાના; રજીસ્ટર્ડ, ટપાલ, પારસલ, ફોર્મ બધી રીતે ઉપાધિ, મારું ઘર જાણે એક ફેક્ટરી

બની ગયું છે. આમ તો ઓરડો બંધ કરીને જ બેસું છું પણ બપોરે ભોજન માટે જરા 'મંગળા' ખુલ્યા કે મારા પેલા પડોશી કાકા ઓરડામાં ઘૂસી ગયા અને એકદમ અમુક નંબરનું પેપર કાઢી મને કહે કે 'તારે આને વધારે માર્ક આપવાના છે.' મેં કહ્યું. 'કાકા, પેપર ત્યાં જ મૂકી દો. અને આપણે બહાર બેસીને વાત કરીએ!' બહાર આવીને કાકા કહે: 'કંઈ લાખોના હીરા મોતીનાં ઘરાણાં ગંઠાવ્યાં તોયે એક નંગ ખોવાતું નથી અને તારૂં ત્રણ દમડીનું પેપર ખોવાઈ જશે? અલ્યા તને શી ખબર કે તું કેવી રીતે પાસ થયો હતો તે? તારી પરીક્ષા પછી આ જ કાકાએ તને સેંકડ કલાસ લાવવામાં મદદ કરી હતી. ભલા માણસ, છોકરાં તે બિચારાં શી પરીક્ષા આપતાં'તાં! ખરી પરીક્ષા તો પરીક્ષા બાદ વાલીઓને આપવાની હોય છે. અને આ હું કોના પેપરની વાત કરૂં છું, ખબર છે?' 'ના, કાકા.' 'તો સાંભળ, આ તો પેલા વડોદરાવાળા નાથાલાલ વીરચંદની છોડી બેઠી છે. જો એ બિચારી નાપાસ થાય તો એનો વિવાહ તૂટી જાય એવો ઘાટ છે. આજકાલના છોકરાના મિજાજ તું ક્યાં નથી જાણતો? આ તો દયાનું કામ છે ભલા—કોઈનું ભલું કરી છૂટીએ. તું આ સાલ એકઝા-મિનર થયો છું ત્યારે તો અમારા જેવા તારા ઓટલા ઘસે છે ને!' મેં કંઈ સામનો કર્યો નહિ. કાકા પાસેથી સોળ નંબરો નોંધી લીધા અને કાકા ગયા એટલે ચિઠ્ઠી બંબામાં નાંખી દીધી.

ત્રીજા મિત્રની વાત સાવ જુદી જ છે. અમને એક પત્ર બતાવતાં કહે:

"આ અહીંથી વાંચો."

એ પત્રમાં લખેલું કે, '૬૪૭ માંથી ૧૫૩ બાદ કરીએ તો શું રહે?' (૪૯૪ સીધો નહિ લખેલો.) આગળ લખેલું 'સૌ કુશળ છીએ સિવાય ભાણાભાઈ. તો એકહજાર છસો ચોરાશીને ઉલટાવજો. (એટલે કે ૪૮૬૧). ભાઈશ્રી સૌનું કલ્યાણ તમારા હાથમાં છે તો ચૂકશો નહિ. વગેરે વગેરે.

મિત્ર કહે : "કેમ જાણે મોટી હોંશિયારી કરી ના હોય! કોઈવાર આમ નિર્દોષને ફસાવી દે ને! હું આ કાગળ ફાડવા જતો હતો ને તમે આવ્યા એટલે બતાવ્યું પણ તમે કેમ આવેલા ?"

અમે : "કેમ તે તમારી પાસે અમુક નંબરનો ગુણાકાર કરાવવા! પણ તમારું મગજ આજે કામ આપે એમ ના લાગતું હોય તો આજે જવા દઈએ છીએ."

અમને જોતાં જ ચોથા મિત્ર કહે : "ફિલસુફભાઈ, નંબર આપવા આવ્યા હો તો ભાઈસાબ પહેલી જ વાત કરો."

"જુઓ ચિઠ્ઠી તો ખીસામાં તૈયાર છે પણ તમે આવું બોલો એટલે હિંમત કેમ ચાલે? બાકી ખરું કહું તો મારે તો તમારા જેવા પરીક્ષકોના વિવિધ અનુભવો જાણવા છે." –

"એમ ? તો તો સાંભળો, એક ભાઈ મારી પાસે સાટું કરવા આવ્યા હતા. કહે કે 'તમે ચાર નંબરો આપો અને સામે હુંએ તમને ચાર આપું. માર્ક કહેવા પડશે." શું લોકોની હિંમત હોય છે! નંબરોના પણ સાટાં ?"

પાંચમા એક મિત્ર કહે : "હું એક્ઝામિનર છુ તે મારી પત્નીથી પણ ખાનગી રાખેલું. આજે એક ઓળખીતા આવીને કહે કે 'બોલો, તમારી પાસે ફલાણા સેન્ટરના આટલાથી આટલા નંબર આવ્યા છે ને?' ત્યારે મારા અચંબાનો પાર ન રહ્યો. કેવી રીતે આ માહિતી બહાર જાય છે! પછી તે ભાઈ કહે કે 'જુઓ, ગરીબનું કામ છે. પાસ થાય તો તુરત નોકરી મળે એમ છે. થોડા જ માર્ક ઉમેરજો.' મેં સમજાવ્યું કે પેપર તપાસવાની એવી સરસ રીત અખત્યાર કરવામાં આવી છે કે ગમે તે તપાસનાર એક જ સરખા માર્ક આપે. ભાષાના પેપરો પણ ગણિત જેવા નિયમો અનુસાર તપાસવાના હોય છે. નમૂના-રૂપ બધા નિયમો આવ્યા છે અને ચેકીંગમાં કોઈનું ચાલે નહિ. પેપર

તપાસવા માટે ખરેખર આદર્શ તેટલીજ ઉદાર પદ્ધતિ રાખી છે. પણ પેલા ભાઈએ કંઈ માન્યું નહિ. ત્યારે મેં કહ્યું કે નિયમોમાં એક અપવાદ છે. જે વિદ્યાર્થી અમુક માર્ક મેળવે એનામાં એટલા જ બીજા ઉમેરી શકાય. એટલે જો તમે કહો છો તે એસ. એસ. સી. નો વિદ્યાર્થી 'અમુક' માર્ક મેળવશે તો તેટલાજ બીજા હું ઉમેરી આપીશ. ને તેઓ વિદાય થયા."

અમે પૂછ્યું: "તમે તદ્દન સાચું કહો છો કે અમુક માર્ક મળે તો સો ટકા ઉમેરી શકો?"

તેઓ કહે: "હા, એક વિદ્યાર્થીને પોતાના પેપરમાં માત્ર અડધો માર્ક મળે છે અને અમારા નિયમ પ્રમાણે અડધો હોય ત્યાં બીજો અડધો ઉમેરી આપવો પડે છે. એટલે મેં તેને સો ટકા માર્ક ઉમેરી આપ્યા ને? એમ જો તેમના પેલા વિદ્યાર્થીને માત્ર અડધો માર્ક મળશે તો તેટલા બીજા ઉમેરીશ.!"

છઠ્ઠા એક પરીક્ષકે જણાવ્યું કે, "એક ફઈબાએ માર્ક ઉમેરવા મને ખૂબ દબાણ કર્યું ત્યારે મેં જણાવ્યું કે એમ કરું તો મારી એક્ઝામિનરશીપ જ આવતે વર્ષે જાય.' તો ફઈબા કહે: 'તે આવતે વર્ષે તને કહેવા કોણ આવવાનું છે? આ વર્ષે જ કામ છે ને!'

આમ વિદ્યાર્થીઓની પરીક્ષા પછીનો સમય જાણે વાલીઓ અને પરીક્ષકોની પરીક્ષાનો બની જાય છે!

## ૩૩ : કન્યાને શું આવડે છે ?

પ્રિય ભાઈશ્રી,

આપણા શેઠ સાહેબની કન્યાના વિવાહનું કામ તમને સોંપ્યું ત્યારે ખ્યાલ નહિ કે, તમે આ કામ ઢીલમાં પાડશો ! હવે તો તમને સોંપ્યું છે એટલે વાતનું વતેસર ના થાય એટલા માટે તે તમારે હસ્તક જ પૂર્ણ કરવું રહ્યું. ભલા માણસ, અમારા વખતમાં તો મુંબઈના પેલા વરપક્ષનાને વગર કન્યાએ બાંધીને હું આવેલો—કન્યાનું નામ તો અત્રેથી જુદાં જુદાં ચાર કુટુંબો સાથે વાટાઘાટ પછી જ મેં પસંદ કરીને મોકલેલું. જ્યારે તમને તો એક ચોક્કસ કન્યાની બધી માહિતી સાથે જ મોકલ્યા હતા, છતાં તમે તો જાણે સરકારના અફસર હો તેમ વાતને તુમારની જેમ લાંબા પત્રવહેવારમાં ચઢાવી દીધી !

વારુ, હવે તમે જે પ્રશ્ન પૂછ્યા છે તેનો જવાબ આપું છું તો વધુ પ્રશ્નો ના પૂછતાં પાકું જ કરી કંકુના કરશો.

, તમે મંગાવો છો એટલે 'પ્રોફાઈલ' બતાવતો શેઠ સાહેબની દીકરીનો બીજો ફોટો આ સાથે મોકલ્યો છે. તમે લખો છો કે "અત્રે-વાળાના મત પ્રમાણે કન્યાનું મોઢું નમણું નથી, 'ઓવલ' ઈંડાકારને બદલે જરા ચોરસ છે; અને કપાળ પણ સવિશેષ મોટું છે." પરંતુ વાત એમ છે કે આપણો ભાવિ મૂરતિયો 'મોર્ડન આર્ટ'નો પૂજારી.

છે એટલે નારી–સૌન્દર્ય અંગેના તેના પોતાના પ્રચાર બાદ રૂપસૌંદર્યના જૂનાપુરાણા ખ્યાલ ઘણા જ બદલાઈ ગયા છે અને એ દ્રષ્ટિએ તમારા શબ્દોમાં ‘ ગાર્ડના ચોરસ ફાનસ જેવી ’ મુખાકૃતિવાળી શેઠ સાહેબની આ કન્યા નૂતન દ્રષ્ટિએ રૂપરૂપનો અંબાર ગણાય. અમારી દ્રષ્ટિની કદર કરી શકો તે માટે ત્યાં જહાંગીર આર્ટ ગેલેરીમાં હાલમાં ભરાયેલું મોર્ડન આર્ટનું પ્રદર્શન સામા પક્ષનાને લઈને જરૂર જોઈ આવજો, જેથી તેઓમાં સૌંદર્યની નૂતન દ્રષ્ટિ ખીલશે.

તમે લખો છો કે, ફિલ્મ શોખીન ભાવિ નણંદ કહે છે કે ‘ કન્યાનુ નાક નરગીસ જેવું નથી.’ તો આ ખાસ ‘ પ્રોફાઈલ ’ ફોટો બતાવી વર પક્ષનાનું ધ્યાન આટલી હકીકતો પર જરૂર દોરજો :

શેઠની કન્યાનું નાક નરગીસ જેવું નથી પણ નીમ્મી જેવું તો જરૂર છે ને! ઉપરાંત, વાળ વૈજયંતિમાલા જેવા, મોંફાટ માલા અને મધુબાલા જેવી, હોઠ હેલન જેવા, આંખો આશા પારેખ જેવી, કીકીઓ કલ્પના કાર્તિક જેવી, પાંપણો મીસ કંવલ જેવી, ગરદન ગીતાબાલી જેવી, ઊંચાઈ અનિતા ગુહા જેટલી, અને વજન વહીદા રહેમાન જેટલું છે. આથી વિશેષ શું જોઈએ? બાકી તો તમારી સમજાવવાની આવડત પર બધો આધાર રહેશે.

આપણે ચોખ્ખું કહ્યું કે કન્યા એક્સ્ટરનલ સ્ટુડંટ તરીકે લગભગ બી. એ. લગી પહોંચી છે, છતાં “તેને બીજું શું શું આવડે છે?” તેવું તમે વરપક્ષ તરફથી પુછાવો છો! તો જવાબમાં જણાવવાનું કે આપણી કન્યાને એક નહિ પણ અનેક કળાઓ આવડે છે. મોઢેથી જો તમને કહેવું ના ફાવે તો પછી આ પત્રનો નીચેનો પેરેગ્રાફ તે લોકોને વંચાવશો :

શેઠ સાહેબની કન્યાને શું આવડે છે તેના કરતાં શું નથી આવડતું એ જ પ્રશ્ન છે. રસોઈની બાબતમાં વાત કરીએ તો કન્યાને રસોઈયા

પાસે પુરીઓ વણાવડાવતાં તેમ જ ભાતભાતની રસોઈ બનાવડાવતાં આવડે છે. બાદ, શહેરમાં ઉત્તમ બનાવટનાં દૂધપાક–શિખંડ કે બાસુદી મંગાવડાવતાં આવડે છે. બેનને જે દૂધીનો હલવો મંગાવડાવતાં આવડે છે તેનો સ્વાદ અઠવાડિયા લગી જીભ પરથી ખસતો નથી. અમે તો આખા શહેરમાં ફર્યાં પણ હજી એ દુકાન જડતી નથી!

ઉપરાંત, ઘરનો લોટ આપી પેલી ગરીબ બાઈઓ પાસે પાતળા મઝાના ખાખરા બનાવડાવતાં, પાપડ વણાવડાવતાં અને જાતજાતના મસાલાઓ બનાવડાવતાં પણ આવડે છે. જરૂર પડે 'સંઘ'માં જાતે જઈને એવાં સુંદર અથાણાં બનાવડાવી આવે છે કે તમે ઘેર તો શું બનાવો!

અને ભરત–ગૂંથણની તો વાત ના પૂછો! શેઠની કન્યાને શું સાલ્લાનાં પોત ભરાવડાવતાં આવડે છે! કોણ જાણે ક્યાંથી ભરતકામની બાઈઓને શોધી કહાડે છે! બ્લાઉઝના ટુકડાઓ પર પણ એવી સુંદર ડિઝાઈનો ભરાવડાવે છે! અને સાલ્લાનાં પોતને છપાવડાવવામાં તો બેન સાહેબ એકા છે! ત્રણ–ત્રણ મહિને કપડું હાથમાં ના ઝાલે એ રંગરેજ પાસે તેઓ અઠવાડિયામાં તો આઠ પોત છપાવડાવી શકે છે!

ગુંથણની એમની ઝડપ પણ ગજબની છે. બજારમાંથી રંગબેરંગી ઊનના દડાઓ મંગાવડાવી નિર્વાસિત બહેનો પાસે એવાં સુંદર સ્વેટર તેઓ ભરાવડાવે છે કે તમે જોઈને દંગ થઈ જાઓ. હા, તેઓ પાસે જાતજાતના ગુંથવાના સરંજામ છે; પણ તેઓ પોતાનો સમય બગાડ-વામાં અને એ રીતે ગરીબ બહેનોની રોજી ઝૂંટવી લેવામાં માનતાં નથી. ખરીદવાની કળા તો બહેનની આગવી જ છે, પચાસ રૂપિયા પણ પાસે ના હોય છતાં પાંચસો રૂપિયાની ચીજો નામે લખાવીને ઘર ભેગી કરી શકે એવી કન્યાની જીભની મીઠાશ છે!

આ ઉપરાંત કન્યાને ઘર–શણગાર માટે આધુનિક ફરનીચર બના-

વડાવતાં, ફેન્સી પડદા અને ગલેફ સીવડાવતાં તથા દીવાલ પર ચિત્રો દોરાવડાવતાં પણ આવડે છે. પોતાને વાળ હોળાવડાવતાં, અંબોડે વેણી ગુંથાવડાવતાં તથા મેક-અપ કરાવડાવતાં પણ સુંદર આવડે છે. વળી બેનપણીઓ પાસે કબાટમાં સાડીઓ ગોઠવાવડાવતાં પણ એવું સુંદર આવડે છે કે પચાસ નંગ સમાય એવા કબાટમાં સો સાડીઓ સમાવડાવી આપશે!

અને હા, રંગોળીની વાત રહી ગઈ. દિવાળીમાં તેઓ બંગલાને આંગણે એટલો સુંદર ચોતરો બનાવડાવે છે! અને પછી ચિત્રકળાની જાણકાર બહેનપણીઓને એકઠી કરાવડાવી ને શું સુંદર રંગોળી પૂરાવડાવે છે! ધનતેરશની રાતના ત્રણ ત્રણ વાગ્યા લગી સૌને ઉજાગરા કરાવડાવી એવી રંગોળી પુરાવડાવતાં તેમને આવડે છે કે એમની રંગોળીનો જોટો આખા શહેરમાં નહિ મળે! કન્યાને સંગીતનો પણ ભારે શોખ છે. તેમને ગમે તેવા ત્રણ સ્પીડવાળા અટપટા ઓટોમેટિક રેડિયોગ્રામ પર એકસામટી બાર-બાર ફિલ્મી રેકર્ડો વગડાવતાં આવડે છે! સીલોન, વિવિધ ભારતી વગેરે કાર્યક્રમોની માહિતી તો જીભના ટેરવા પર. ઉપરાંત સંગીતના જલસાની ટિકિટો વેચાવડાવતા પણ તેઓને આવડે છે.

મને લાગે છે કે વસ્ત્રો ભરાવડાવવાની, સ્વેટરો ગુંથાવડાવવાની, પાપડ-સાળેવડા વણાવડાવાની, પાતરાં બનાવડાવવાની. રંગોળી પુરાવડાવવાની, વાળ હોળાવડાવવાની, ગરબા ગવડાવવાની વગેરે આટલી બધી કળાઓ તો શેઠ સાહેબની કન્યા જ સિદ્ધ કરી શકે. તો હવે બધું તુરત પાકું કરીને તાર કરશો, જેથી સૌ ત્યાં આવી કંકુના કરી નાખીએ.

# ૩૪ : રખે રંગતા વનસ્પતિ !

મેની નવમીએ પાર્લામેન્ટની રાજ્યસભામાં, ખોરાક અને ખેતીવાડી ખાતાના નાયબ પ્રધાન શ્રી. એ. એમ. થોમસે વનસ્પતિ ઘી અંગેની ચર્ચા વખતે જણાવેલું કે, સાચા ઘીથી જુદું પાડવા માટે, વનસ્પતિમાં નાખવાનો રંગ હજી શોધી શકાયો નથી. "અનુકૂળ રંગ મળતા નથી." એ એક જ જવાબ સરકાર તરફથી દશેક વર્ષથી અપાતો હોવાથી રાજ્યસભાના સભ્યો ખૂબ અકળાયા હતા. અને શ્રી. એન. એમ. લીંગમે એમ પૂછ્યું હતું કે "બનાવટી ચંદ્રો અને ગ્રહોના આ જમાનામાં શું તમને વનસ્પતિ ઘીમાં ભેળવવાનો રંગ મળતો નથી?" શ્રી. થોમસે કહ્યું કે "સરકાર આ પ્રશ્ન પર આંખમિચામણાં કરે છે એ આક્ષેપ પાયા વગરનો છે અને આ પ્રશ્ન સરકારની ગંભીર વિચારણા તળે છે. ડૉ. રાધાકૃષ્ણને જણાવ્યું કે, "પ્રશ્ન તમારી ગંભીર વિચારણા હેઠળ છે પરંતુ તમે તેનો છેડો લાવતા નથી એમ ને?" શ્રી. થોમસે જણાવ્યું કે "આવો રંગ શોધવાનું અમારે માટે અશક્ય નથી પરંતુ તે પ્રશ્ન સંશોધનનો છે." ત્યારે એક સભ્યે કહ્યું કે "ઘીની ભેળસેળના નિષ્ણાતોની મદદ શા માટે લેતા નથી?"

સદ્‌ભાગ્યે વનસ્પતિ ઘીને રંગવાની વાત, વાર્ષિક રંગોળીની જેમ આ વર્ષે પણ અહીંથી અટકી, તો જાય આવતા વર્ષે! અંગત રીતે અમે સરકારના મતના છીએ. ઘીમાં ભેળસેળ થાય છે તે સારું થતું

વડાવતાં, ફેન્સી પડદા અને ગલેફ સીવડાવતાં તથા દીવાલ પર ચિત્રો દોરાવડાવતાં પણ આવડે છે. પોતાને વાળ હોળાવડાવતાં, અંબોડે વેણી ગુંથાવડાવતાં તથા મેક-અપ કરાવડાવતાં પણ સુંદર આવડે છે. વળી બેનપણીઓ પાસે કબાટમાં સાડીઓ ગોઠવાવડાવતાં પણ એવું સુંદર આવડે છે કે પચાસ નંગ સમાય એવા કબાટમાં સો સાડીઓ સમાવડાવી આપશે!

અને હા, રંગોળીની વાત રહી ગઈ. દિવાળીમાં તેઓ બંગલાને આંગણે એટલો સુંદર ચોતરો બનાવડાવે છે! અને પછી ચિત્રકળાની જાણકાર બહેનપણીઓને એકઠી કરાવડાવી ને શું સુંદર રંગોળી પૂરાવડાવે છે! ધનતેરશની રાતના ત્રણ ત્રણ વાગ્યા લગી સૌને ઉજાગરા કરાવડાવી એવી રંગોળી પુરાવડાવતાં તેમને આવડે છે કે એમની રંગોળીનો જોટો આખા શહેરમાં નહિ મળે! કન્યાને સંગીતનો પણ ભારે શોખ છે. તેમને ગમે તેવા ત્રણ સ્પીડવાળા અટપટા ઓટોમેટિક રેડિયોગ્રામ પર એકસામટી બાર-બાર ફિલ્મી રેકર્ડો વગડાવતાં આવડે છે! સીલોન, વિવિધ ભારતી વગેરે કાર્યક્રમોની માહિતી તો જીભના ટેરવા પર. ઉપરાંત સંગીતના જલસાની ટિકિટો વેચાવડાવતા પણ તેઓને આવડે છે.

મને લાગે છે કે વસ્ત્રો ભરાવડાવવાની, સ્વેટરો ગુંથાવડાવવાની, પાપડ-સાળેવડા વણાવડાવાની, પાતરાં બનાવડાવવાની. રંગોળી પુરાવડાવવાની, વાળ હોળાવડાવવાની, ગરબા ગવડાવવાની વગેરે આટલી બધી કળાઓ તો શેઠ સાહેબની કન્યા જ સિદ્ધ કરી શકે. તો હવે બધું તુરત પાકું કરીને તાર કરશો, જેથી સૌ ત્યાં આવી કંકુના કરી નાખીએ.

# ૩૪ : રખે રંગતા વનસ્પતિ !

જુલાઈ નવમીએ પાર્લામેન્ટની રાજ્યસભામાં, ખોરાક અને ખેતીવાડી ખાતાના નાયબ પ્રધાન શ્રી. એ. એમ. થોમસે વનસ્પતિ ઘી અંગેની ચર્ચા વખતે જણાવેલું કે, સાચા ઘીથી જુદું પાડવા માટે, વનસ્પતિમાં નાખવાનો રંગ હજી શોધી શકાયો નથી. "અનુકૂળ રંગ મળતા નથી." એ એક જ જવાબ સરકાર તરફથી દશેક વર્ષથી અપાતો હોવાથી રાજ્યસભાના સભ્યો ખૂબ અકળાયા હતા. અને શ્રી. એન. એમ. લીંગમે એમ પૂછ્યું હતું કે "બનાવટી ચંદ્રો અને ગ્રહોના આ જમાનામાં શું તમને વનસ્પતિ ઘીમાં ભેળવવાનો રંગ મળતો નથી?" શ્રી. થોમસે કહ્યું કે "સરકાર આ પ્રશ્ન પર આંખમિચામણાં કરે છે એ આક્ષેપ પાયા વગરનો છે અને આ પ્રશ્ન સરકારની ગંભીર વિચારણા તળે છે. ડૉ. રાધાકૃષ્ણને જણાવ્યું કે, "પ્રશ્ન તમારી ગંભીર વિચારણા હેઠળ છે પરંતુ તમે તેનો છેડો લાવતા નથી એમ ને?" શ્રી. થોમસે જણાવ્યું કે "આવો રંગ શોધવાનું અમારે માટે અશક્ય નથી પરંતુ તે પ્રશ્ન સંશોધનનો છે." ત્યારે એક સભ્યે કહ્યું કે "ઘીની ભેળસેળના નિષ્ણાતોની મદદ શા માટે લેતા નથી?"

સદ્‌ભાગ્યે વનસ્પતિ ઘીને રંગવાની વાત, વાર્ષિક રંગોળીની જેમ આ વર્ષે પણ અહીંથી અટકી, તો જાય આવતા વર્ષે! અંગત રીતે અમે સરકારના મતના છીએ. ઘીમાં ભેળસેળ થાય છે તે સારું થતું

નથી પરંતુ તેટલા માટે વનસ્પતિ ઘીને રંગવું એ ઠીક નથી. અમે વનસ્પતિના, કુદરતી સાચા ઘીમાં ભળી ના જાય, એવા રંગમાં ફેરફાર કરવાના કટ્ટર વિરોધી છીએ. અને આથી અમે આજરોજ સરકારને નીચે પ્રમાણે અરજી કરી છે.

તા. ૧૦-૧૦-'૫૯.

માનનીય શ્રી. ખોરાક અને ખેતીવાડીખાતાના પ્રધાન જોગ,

નવી દિલ્હી.

માનવંતા સાહેબ,

વનસ્પતિ ઘીને રંગવાની વાતને આપે લોકસભાની રાજ્યસભામાં જે રીતે ટોલ્લે ચઢાવી ઉડાવી દીધી છે તે પ્રમાણે પ્રભુ વર્ષોવર્ષ આપની પાસે કરાવે. સાહેબ, રાજ્યસભાના સભ્યોને આમ જનતાનો સંપર્ક નથી, કેમ પોતાનું ભરણપોષણ કરે છે તેનો ખ્યાલ નથી, પાર્લામેન્ટના સભ્ય તરીકે પોતાનો માસિક પગાર અવારનવાર વધતો હોવાથી મત આપનારની આર્થિક સ્થિતિથી માહિતગાર નહિ હોઈ વનસ્પતિને રંગવાની વાહિયાત વાતો કરે છે. તો નીચેના મુદ્દા ધ્યાનમાં લઈને ખુલ્લેખુલ્લા નહિ તો આ ખેંચે રાખો છો તેમ ખાનગી રીતે પણ, વનસ્પતિને રંગવાના ખટપટિયાના ઇરાદા કદી બર આવવા દેશો નહિ.

(૧) સૌથી પ્રથમ તો ભારતને યોજનાઓ માટે નાણાંની જે તંગી છે તેમાં વનસ્પતિ પરની કરની કેટલી બધી આવક છે તેથી આપ સુવિદિત છો. જેને સાચું ઘી પોષાતું નથી તેઓ પણ, અન્ય કરો તેમજ વેચાણવેરા મારફત સાચા ઘી કરતાં પણ ઘણો વધુ કર વનસ્પતિ ઘી પર રાજીખુશીથી ભરીને પ્રાન્તના રાજ્ય તેમજ ભારત સરકારને યત્કિન્ચિત ફાળો આપે છે. તો ઓછામાં ઓછું સરકારની આવકની દ્રષ્ટિએ તેના ઉત્પાદનને હાનિ પહોંચે એવું કોઈ પગલું લેશો નહિ.

(૨) જો વનસ્પતિ ઘીને રંગવામાં આવશે તો તે સાચા ઘી સાથે સેળભેળમાં ખપમાં લાગશે નહિ અને પરિણામે ભેંશના ઘીના ભાવ મણે બસો રૂપિયાથી પણ ઉપર જશે. સાહેબ, અમે મધ્યમ વર્ગના માણસો જે સમજપૂર્વક સેળભેળવાળું સાચું ઘી આવી મોંઘવારીમાં દોઢસો રૂપિયે પણ, સાચું વાપર્યાના સંતોષથી, લઈએ છીએ તેઓને ભારે આર્થિક ભીંસ આવશે. સાહેબ, મધ્યમ વર્ગની સ્થિતિ એવી મધ્યમ છે કે ન તો તે બધું વનસ્પતિ વાપરી શકતો કે ન તો તે બધું ભેંશનું વાપરી શકતો. એ બિચારા પોતપોતાની સ્થિતિ પ્રમાણે બન્ને પ્રકારના ઘીની ઘેર બેસીને સેળભેળ આગળ બાંધી મૂકી લાખની રાખી શકે છે. આ સંજોગોમાં જો વનસ્પતિને રંગવામાં આવે તો અમારી આબરૂ ભારે ભયમાં આવી પડે. તો સાહેબ, અમારી બાંધી મૂકી લાખની રાખવામાં આટલાં વર્ષોથી રાખી છે તેવી સહાનૂભૂતિભરી નીતિને વળગી રહેશોજી.

(૩) સાહેબ, અમે એક વનસ્પતિનું કારખાનું જોવા ગયા ત્યારે તેના મેનેજરે અમને બતાવ્યું કે ઉત્પાદનમાંથી છૂટક વાપરનારાઓ માટે રતલી, દસ રતલી ડબ્બા તો અડધા માલના પણ નથી ભરાતાઃ મોટા ભાગનું ઉત્પાદન રેલ્વેના વેગનો ભરીને અમુક કેન્દ્રો પર જાય છે. આ કેન્દ્ર પર ભેંશના ઘી સાથે તેને વિધિપૂર્વક, બુદ્ધિપૂર્વક, ટેકિનશિયનોની સહાયથી, ભેળવવામાં આવે છે. અને તે એવી ખૂબીથી ભેળવવામાં છે કે અડધો મણ ભેંશના ઘીમાં તેટલું જ વનસ્પતિ ભેળવવાથી એક મણ "ભેંશનું ઘી" બની જાય છે. એ સત્ય છે કે ભેળસેળ કરવા માટે પૂરતા નિષ્ણાતો છે પણ તે છૂટું પાડનારા નિષ્ણાતો હાલ એક પણ મળી શકતો નથી. તો કૃપા કરીને મોટા પાયા પર ચાલતો આ ખાનગી સેકટરના ધંધા પર છે એવી કુંણી નજર રાખશોજી. જો વનસ્પતિને રંગવામાં આવે તો સ્વાભાવિક રીતે જ ગાયભેંશના ઘીની ભારે તંગી પડે. આજે વનસ્પતિ ન હોત તો જનતાને ભેંશનું ઘી આટલા

પૂરતા પ્રમાણમાં કેવી રીતે પૂરું પાડી શકાત એની કલ્પના પણ થઈ શકે એમ નથી. તો આ આશીર્વાદરૂપ વનસ્પતિને છંછેડશો નહિ.

(૪) સાહેબ, મોટી મોટી ચાની કંપનીઓ પણ બ્લેન્ડીંગનું નામ આપીને ચામાં સેળભેળ કર્યા પછી જ વેચે છે. એજ રીતે આપે ગરીબ વર્ગનો ખ્યાલ રાખીને ભેંશના ઘીમાં પણ અમુક ટકા વનસ્પતિ ભેળવવાની કાયદેસર છૂટ આપવી જોઈએ. કારણ દેખીતું એ છે કે સેળભેળવાળા ચોકખા ઘીના સ્વાદથી અમે વર્ષોથી એટલા બધા ટેવાઈ ગયા છીએ કે ભેંશનું સ્વચ્છ ઘી હવે અમને ભાવતું નથી !

(૫) સાહેબ, હમણાં હમણાંથી મહેમાનોનું જોર સમાજમાં ઘેરઘેર ઘણું વધી પડ્યું છે તેનો આપને દિલ્હીમાં પણ અનુભવ થતો હશે. મહેમાન આવે ત્યારે વનસ્પતિના ડબ્બા દેખીતી રીતે જ દેખાય નહિ એમ સંતાડી દેવા પડે છે. બાકી સ્વાદથી તો બે ઘી વચ્ચેનો ભેદ પારખી શકે એવો કોઈ ભારતી કે ભારતણ પાક્યાં નથી. એકવાર પિકનિકમાં અમારા એક મિત્ર ખાસ પોતાના ઘેરથી સાચી ચોખ્ખી ભેંશનું ઘી લાવેલા. પીરસવાનું અમે માથે લીધું અને બધાએ ખીચડીનું ઘી ખૂબ વખાણેલું. પિકનિક પત્યા બાદ પેલા મિત્રની ઘીની બરણી અકબંધ પાછી આપી અને તાજા તોડેલ વનસ્પતિનું ડબલું વાડમાંથી બતાવ્યું ત્યારે, ઘી પારખવાની ખૂમારી રાખનારના મોઢા, ફોટો પાડવા જેવાં બની ગયાં હતાં ! ટૂંકમાં વનસ્પતિ આજ યજમાનની આબરૂ અને ધન બન્નેય સાચવે છે. તો કૃપા કરીને દ્રૌપદી જેવી કફોડી દશા જેની છે તેવી જનતાના ચીર આપ કૃષ્ણ બનીને પૂરશોજી. સાહેબ મધ્યમ વર્ગ માટે પ્રશ્ન સેળભેળનો નથી, તંદુરસ્તીનો નથી (આ મોંઘવારીમાં બે ચાર વર્ષ વત્તું ઓછું જીવ્યા તો શું ?) રંગના સંશોધનનો નથી, ભેંશના ઘીને સ્વૈચ્છ રાખવાનો નથી; પ્રશ્ન છે જનતા જનાર્દનની આબરૂનો. બાકી જેના પર નોટો છાપનારાની કૃપા છે તે વર્ગ તો માખણમાંથી પણ ઘી બનાવી લે છે. તો એ વર્ગની ચિન્તા કરશો નહિજી.

(૬) આપ લોકસભાના સભ્યોના પ્રશ્નોની ઝડીઓની ચિન્તા કરશો નહિ. તેઓની પાછળ ગાયભેંશના ઘીના આંગળીના વેઢે ગણાય તેટલા ઉત્પાદકો છે; તો આપની પાછળ વનસ્પતિ ઘીના કરોડપતિ ઉત્પાદકોની ફોજ છે. આપને વિદિત હશે કે મોટર માટે આઠ દશ વર્ષ ચાલે તેવી પ્લેટીનમ બેટરીની શોધ થઈ છે છતાં બેટરીના ઉત્પાદકો તેના પેટંટો ખરીદી લે છે અને બે વર્ષ ચાલની બેટરી બે મહિનામાં જ કેવી રીતે ઊતરી જાય તેના સંશોધનમાં લાખો રૂપિયા ખર્ચી રહ્યા છે! અને હવે તેઓ તેમાં સફળ પણ થવા લાગે છે. અસલ મોટરની બેટરીઓ ત્રણ સાડાત્રણ વર્ષ ચાલતી હતી. તેમાંથી સુધારી હવે માંડ સાડા ત્રણ મહિના ચાલે તેવી બેટરીઓની શોધ કરી છે! ઉપરાંત મોટરોના અમુક કંજુસ માલિકો પોતાની મોટરને હેન્ડલ મારીને બેટરીના ઉદ્યોગને હાનિ પહોંચાડી રહ્યા હતા. આથી બેટરી અને મોટર ઉત્પાદકોએ, વૈદ્ય ગાંધીનું સહિયારું કરીને નવી મોટરોમાંથી હેન્ડલ જ કાઢી નાંખ્યા છે! કહેવાય છે કે હેન્ડલ વગરની મોટરની શોધ (!) ને કારણે બેટરીઓનું વેચાણ સો ટકા વધી શક્યું છે!

એજ રીતે સાહેબ જ્યારે જ્યારે વનસ્પતિ ઘીને લાયક રંગ શોધવાનું કાવતરું સફળ થયું લાગે છે ત્યારે ત્યારે ઉત્પાદકો તરફથી રંગનું પેટંટ ખરીદી લેવા માટે ઘટતું થતું રહ્યું હોય છે. માટે સાહેબ, આપ બેફિકર રહેશો કે વનસ્પતિ ઘી અને ભેંશના ઘીની આધુનિક સારસ ભેલડીને કોઈ કેમિસ્ટ છૂટી પાડી શકશે નહિ.

અંતે આપના પાર્લામેન્ટના જવાબો માટે આપને અભિનંદન આપીએ છીએ, તેમજ વનસ્પતિ ઘીમાં રંગ નાખવાથી ગરીબ જનતાને કેવા માનસિક આઘાત લાગે, કેવી આર્થિક ભીંસ પડે,- વગેરે પ્રશ્નોની આપ આમ જે આડકતરી રીતે કદર કરો છો તેની કદર કરવાની હું તક લઉં છું. એ જ દા. પોતે.—ફિલસૂફ

# ૩૫ : મીણબત્તીના પ્રકાશમાં

આજ અમે એક અવનવો અનુભવ આદરી રહ્યા છીએ. અમારી જેમ જેઓને 'લખ'વા લાગ્યો હોય છે તેઓમાં અન્ય કંઈક સામ્ય હશે પણ લખવાના સમય અંગે કંઇ સામ્ય હોતું નથી. અમારા એક કવિ મિત્રને સવારે સાડા ચાર કવિત્વ સ્ફૂરે છે તો શ્રી જય-ભિખ્ખુ જેવા નવલ કે લઘુકથાકારો પોતાની શબ્દરૂપી ઈંટોની ઈમારત સવારના આઠથી અગિયારમાં ચણે છે. પેલા વિવેચક મિત્ર બપોરની ચા પછી ડાબા હાથમાં સિગારેટ રાખી જમણા હાથે કંઈક લેખકોને આકાશપાતાળ બતાવે છે. તો અમારા જેવાને દિવસના તેજમાં લખી જ કેમ શકાય તે સમજાતું નથી. અમે અલબત્ત રાત્રે લખીએ છીએ એનો અર્થ એ નથી કે મધરાત પછી શરૂઆત થાય છે. નવ કે દસે બેસીએ તો કોઈવાર મધરાત વટાવી પણ જવાય. બાકી અપવાદ રૂપ એકવાર પોણાબારે, મિત્રો વિદાય થયા પછી બીજે જ દિવસે સુપ્રત કરવાનું એક નાટક, શરૂ કરી સવારે ચારે પતાવી સવારની અગિયાર લગીની એવી મઝાની ઊંઘ માણેલી!

શરૂમાં કહ્યું તે અનોખો અનુભવ અમે એ આદરી રહ્યા છીએ કે સાધારણ રીતે ચાલીસ મીણબત્તીઓના વીજળીપ્રકાશથી ટેવાયેલા અમે હાલ માત્ર એક જ મીણબત્તીના તેજમાં આ લખી રહ્યા છીએ

અને કૃપા કરી કોઈ પૂછે નહિ કે એમ કરવાની શી જરૂર પડી. કારણ કે તો પછી શા માટે છાપાવાળા છેક ગુરુવારને બદલે મંગળવારથી જ લખાણનો તગાદો કરતા નથી? શા માટે મિત્રોને, આપણે આવું કંઈ લખવાનું મથાળું ઘૂંટતા હોઈએ ત્યારે જ, પધારવાનું સુઝે છે? એક સામટા ચાર શનિવારનું લવાજમ આપી દઈએ તો લખવાની ટેવ જ જતી રહે એવી શંકા શા માટે થાય છે? વગેરે ખુલાસા સાંભળી તમારાથી કંટાળી જવાશે!

ખુલાસા માટે પણ પ્રશ્ન એ છે કે વીજળીની ઘડિયાળનો ખાસ ઉપયોગ શું? વીજળીની ઘડિયાળનો ખાસ ઉપયોગ એ કે વીજળી કેટલા વાગે બંધ પડી ગઇ તેની બરાબર સાક્ષી પૂરે છે. હાલ બુધવારે રાત્રે સાત ઉપર બત્રીસ મિનિટ અને ચોત્રીસ સેંકડે ઘરની વીજળી બંધ પડી ગઈ છે. ફ્યુઝ ખોલતાં પહેલાં જ દિલાસો મળી ગયો કે પડોશીઓને ત્યાં દૂર દૂર લગી પણ વીજળીની બત્તીઓ બંધ છે. આનું નામ બત્તીઓ બંધ છે. આનું નામ જ લોકશાહી સમાજવાદ—ગરીબ કે શ્રીમંત સૌને ત્યાં એક સરખો અંધકાર. સાધારણ રીતે જ્યારે ય આમ બધે અંધકાર છવાય છે ત્યારે પાંચ દસ મિનિટમાં વીજળી ચાલુ થઈ જ જાય છે. પણ હાલ તો ખાસ્સો કલાક થયો અને બિચારી એકની એક બેટરીનો પાવર પૂરો પણ થવા આવ્યો છતાં વીજળીબાઇ રિસામણાં છોડતાં નથી!

તો પછી ફાનસ સળગાવવું હતું મીણબત્તી શા માટે? ખરી વાત છે, પણ છ છ મહિના લગી ફાનસ તૈયાર રાખ્યું છતાં એની દુશ્મન બેન વીજળી એને જશ અપાવે? આટલા વખત પછી આ અવાવરુ ફાનસમાંથી બધું યે કેરોસીન ઊડી ગયું હતું!

પણ મીણબત્તીનો અનુભવ ખરેખર કરવા જેવો છે. કોડિયાંના તેજથી વાંચીને ગ્રેજ્યુએટ થયેલા કાકા—દાદાઓની જે આજ લગી દયા ખાધી તે બદલ અમે પસ્તાઈએ છીએ.! આ એક માત્ર મીણબત્તીનું

તો એવું મઝાનું તેજ આવે છે કે આવતે બુધવારે રાત્રે પણ અમે મીણબત્તીનો જ પ્રયોગ ચાલુ રાખીશું અને એનું તેજ કેવું એસ્થેટિક કલાત્મક રીતે પડે છે! ભીંતો પર ચારે બાજુ કેવા વિશાળ પડછાયા દેખાય છે! અને પેલું સળગતી હોળીના ભડકામાંથી આપણા ઘરમાં પડે છે તેવું, ટગમગતું તેજ, વીજળીના રોજીન્દા જીવ વગરના સ્થિર તેજ કરતાં કેવું ચેતનવંતુ લાગે છે! ઉપરાંત વીજળીના તેજમાં તો આ ચાલુ લખાણે કંઈકવાર ફૂદાં અને તીતીઘોડા આ કલમ પર સવારી કરે છે. કંઈ નહિ તો ચોમાસામાં જીવડાના ત્રાસથી ઉગરવા પૂરતું મીણબત્તી આશીર્વાદરૂપ લાગે છે! વળી એનું તેજ આજુબાજુના કોઈને અડચણ કર્યા વિના બરાબર કેવું માપસર કાગળ પર પડશે! ઊભા રહો, આ લાલ મીણબત્તી તો ઝબકી અને પૂરી થઈ ગઈ. હવે બીજી સળગાવી લઈએ ત્યાં લગીમાં પ્રાર્થના કરીએ કે વીજળીદેવી ઝબકે નહિ! ચાલો આ લીલી સળગી છે તો હવે જરા પાણી પી આવીએ.

આ નાનકડા મધ્યાંતરમાં અમે પાણીઆરામાં જઈ પાણી પી આવ્યા અને આવા સંજોગોમાં તમે કર્યું હોય તેમ અમે પણ સ્વીચ તો દબાવી જ હતી. ને બત્તી નહિ થવા છતાં અમે સ્વીચ "ઓફ" કરી ન હતી; પાણી પીને પાછા આવતી વેળા જ "ઓફ" કરી હતી. એમ તો અમે નીચે એક ભાઈને મૂકવા જતાં પણ સ્વીચ "ઓન" કરી નીસરણી ઊતરેલા અને ટુવે સ્વીચ હોવા છતાં અમે પાછા ઉપર આવ્યા ત્યારે જ સ્વીચ "ઓફ" કરી હતી. ઘરમાં ઘડીવાર વીજળી ઊડી જાય કે તરત જ આપણને સ્વીચ ઓન-ઓફ કરવાની ટેવ જતી કરવી કેમ પોષાય? ઊલટું એમ કરવાથી તો બત્તી ચાલુ બંધ થાય છે એવો ભ્રમ પેદા થવાથી અંધારામાં પણ કામ પતાવવાની હિંમત આવે છે. આમ બત્તી આપણું કહ્યું ના માને માટે સ્વીચ પણ નહિ જ માને, એવી માનસિક લઘુગ્રંથિ ઉપસ્થિત જ થવા દેવી નહિ, એવું આધુનિક માનસશાસ્ત્રીઓનું મંતવ્ય વ્યવહારુ લાગે છે.

હાલ અમારા ઘરમાં બધું મળીને ચાર ચાર મીણબત્તીઓ સળગી

રહી છે. સદ્‌ભાગ્યે ગાંધીની દુકાન ખુલ્લી હતી એટલે ફરી ત્રણવાર વીજળી કંપનીને વગર નોટીસે પાવર બંધ કરવાની તક મળે એટલી સંખ્યામાં રંગબેરંગી મીણબત્તીઓ લઈ આવવાની સમયસૂચકતા જૂનિયરે વાપરી દીધી. આ જાતની મીણબત્તીઓની ટેવ એવી છે કે જ્યારે ફરી વીજળી ઊડી જશે ત્યારે આ બારે મીણબત્તીઓ સંઘબળથી એક બીજાને એવી તો વળગી રહેશે કે જાણે એકજ મોટી મીણબત્તી ના હોય ! અને એનું સંઘબળ એવું પાકું હોય છે કે તમે એ બધીને છૂટી પાડવા પ્રયત્ન કરશો તો, આપણને વળગેલા મંકોડાની જેમ ટુકડે ટુકડા થઈ જશે પણ એક આખી છૂટી પડશે નહિ! આથી અમે આ મીણબત્તીઓની મંડળીને, એકસો સુંવાળીસમી કલમનો ભંગ કરવાની તક મળે જ નહિ એ ઇરાદે, પ્રત્યેકને એક બીજાથી અલગ પાડી દીધી છે!

અમે હાલ અમારી મીણબત્તી મીણના ટપકે ટેબલ પર ચોંટાડી પાછળ અરીસો મૂકીને બેવડા તેજનો લાભ આપી રહ્યા છીએ. જ્યારે બાબાએ પોતાની મીણબત્તીને સ્ટીલની એક મોટી રકાબીમાં ગોઠવી છે; એનો લાભ એ છે કે રકાબી લઇ ઘરમાં ગમે ત્યાં ફરી શકે છે. તેણે પોતાની શોધની કદર કરાવવા રકાબી જાણે આરતીની જેમ અમારી આગળ ધરી તો અમે પણ બે હાથે આરતી લઈ એ રકાબીમાં એક મોટી આની (નયાદસ) પૈસા મૂકી.

વીજળી કંપની પણ કેમ જાણે આજે પોતાની કારકિર્દીમાં નવો વિક્રમ નોંધાવતી હોય તેમ સવા બે કલાક થયા અને આ બિચારી લીલી મીણબત્તીનો આવરદા પૂરો થવા આવ્યો છે તોએ, હજી બત્તીઓ થતી નથી! મુશ્કેલી માત્ર એક પંખાની લાગે છે, કારણ કે આખી રાત પંખો ચાલુ રાખવાની કુટેવ વીજળી કંપનીએ પાડી છે!

વીજળી બંધ થયાના બનાવના કંઈક સ્મરણો સૌના અનુભવમાં હોય છે જ. થોડા મહિના પર એક નયન મનોહર રંગોળીના સુશોભન-

અમે ટાઉનહોલથી અડધો માઈલ જ દૂર હોઈ, તેમજ અમારે કામ ધંધે જવાના માર્ગ પર જ ટાઉનહોલ ગોઠવાયેલો હોઈ, તે પરના રંગ-બેરંગી પોસ્ટરની અવગણના અમારાથી થઈ શકતી નથી. પરિણામે મન પર ગમે તેટલો કાબૂ રાખવા છતાં એક છેલ્લી ઘડીએ, સાંસ્કારિક પ્રવૃત્તિને ટેકો આપવા ટેવાયેલુ અમારું મગજ, પેલા દબાયેલા મન પર સ્વારી કરીને ટાઉનહોલ ખેંચી જાય છે. ટાઉનહોલથી બે–ત્રણ માઈલ દૂર રહેતા કેટલાક અમારા બિરાદરો, મિત્રોની પણ આ જ દશા છે.

આપ કહેશો કે નાટ્ય, નૃત્ય, રાસ, ગરબા જેવાં સાંસ્કારિક કાર્યક્રમોમાં આપ ટિકિટ લઈ સહકાર આપો તેમાં તો ખુશી થવા જેવું છે, ફરિયાદ કરવા જેવું શું છે? તો તેના જવાબમાં જણાવવાનું કે અમારે કશી ફરિયાદ નથી, અમે ખુશી જ છીએ. દુઃખ માત્ર એટલું છે કે અમુક અગવડોને કારણે અમે, ટાઉનહોલના બધા જ કાર્યક્રમોનો ઇચ્છા છતાં, લાભ લઈ શકતા નથી. તો નીચેની બાબતો પર ધ્યાન આપી ઘટતું કરવા વિનંતિ છે.

(૧) ટાઉનહોલના કેટલાક શાસ્ત્રીય સંગીતના કાર્યક્રમો મધરાતની પેલી બાજુ લગી ચાલતા હોઈ, અને શાસ્ત્રીય સંગીતનો રસ અમે હજી સંપૂર્ણ રીતે કેળવ્યો, કલ્ટીવેટ નહિ કર્યો હોઈ, નિદ્રાદેવીના હુમલાથી બચવા દર દોઢ કલાકે ચા પીવા અમારે ઘેર પાછું આવવું પડે છે. એ વિધિમાં કાર્યક્રમનો કેટલોક રસિક ભાગ ચૂકી જવાય છે. અલબત્ત ત્યાં ચાઘર હોય છે, પણ ઘરની ચા અને તે બાદ થોડીવાર પલંગનો આરામ જાદુઈ હોઈ ચાઘરનો લાભ ખપતો નથી. ઉપરાંત નાટકો અને અન્ય મેળાવડાઓ આપેલા સમય કરતાં મોડા શરૂ થઈ વધુ મોડા પૂર્ણાહુતિ પામતા ટેવાયેલા હોવાથી નોકરને વહેલી વિદાય આપી હોઈ જાતે પથારી કરી સૂઈ જતાં બીજો કલાક થાય છે. આમ ઉજાગરાની માત્રા વધી જાય છે અને પાછું બીજી જ રાત્રે વધુ રસિક કાર્યક્રમ તો જોવાનો લમણે લખાયેલો હોય છે! માટે આપને વિનતિ કરવાની કે આપ

ટાઉનહૉલ પાસે રાત્રે સૂઈ શકાય એવી સંપૂર્ણ સગવડવાળી ડોમીટરીઝ બાંધો. તેમાં રાતવાસો કરવા માટેનું યોગ્ય ભાડું સાંસ્કારિક કાર્યક્રમના અમારા જેવા રસિયાઓ જરૂર આપશે.

(૨) હાલ સપ્ટેમ્બરથી ડિસેમ્બર ત્રણ મહિના લગી લાગલાગટ આપના ટાઉનહૉલમાં સંગીત અને અન્ય રંજન કાર્યક્રમોની મહેફિલો ચાલ્યા જ કરવાની છે, જે આપના 'ટાઉનહૉલ' નોંધણી રજીસ્ટર પરથી જોઈ શકશો. તો આવી ડોમીટરીઝ બાંધી પ્રેક્ષક દીઠ બે રૂપિયા લેશો તો આપને આઠ–દસની એક રૂમ દીઠ માસિક એકસોવીસ રૂપિયાની આવક સહેજે થશે. રીક્ષા, ટેક્સીના ખર્ચા અને ઉજાગરાથી ઉગરવા અમારા જેવા સંસ્કારપ્રેમીઓ જાન્યુઆરી લગીનું બુકીંગ તો આજથી કરવા લાઈનમાં ઊભા રહેશે.

(૩) કેટલીક વાર પ્રેક્ષકો તેમજ સંચાલકો, સાંસ્કારિક કાર્યક્રમોમાં (કશું બોલતાં નહિ પણ માત્ર) રડતાં જ શીખેલાં બાળકોને નહિ લાવવા ઇચ્છે છે. તો નગરપાલિકાબહેન આપ તો અમારી માતા હોઈ અમારી એ સૂચનોને વધાવી લેશો કે ટાઉનહૉલ પાસે પેલા પુસ્તકાલયના મકાનમાં એક ઘોડિયાંખાતાની વ્યવસ્થા રાખો. અમારી જાણ પ્રમાણે રાતને સમયે પુસ્તકાલયનો કશો ઉપયોગ થતો નથી. એટલે આ સૂચના અવ્યવહારુ નથી. હે નગરપાલિકા માતા, શું નાનાં બાળકોવાળી જનેતાઓને સાંસ્કારિક કાર્યક્રમ જોવાનો અધિકાર નથી? બલકે આખા દિવસના ઘરકામના ઢસરડા બાદ આ ગૃહિણીઓને ખાસ આવા કાર્યક્રમોમાં હાજર રહેવાની ફરજ પાડવી ઘટે.

(૪) અમારી અંગત વિનંતિ એ છે કે અમને વારંવાર ટાઉનહૉલ જતાં ઘણી મુશ્કેલી પડે છે. તો એક 'આજીવન પ્રેક્ષક કુટુંબ' તરીકે ટાઉનહૉલ પાસે એક સારું ઘર મેળવી આપો જેથી શરુમાં વર્ણવેલી અમારી ઘણી અગવડો દૂર થઈ જશે. આથી દિવસે કુટુંબીજનોએ સૌ સૌની ફરજો બજાવવી અને રોજ રાત પડે ટાઉનહૉલમાં

જે કંઈ સાંસ્કારિક કાર્યક્રમ હોય તેમાં હાજરી આપવી એવી મુરાદ બર આવશે !

બેનશ્રી નગરપાલિકા, અમે આપને આથી ખાતરી આપીએ છીએ કે જેમ આપ ટાઉનહૉલ ભાડે આપવા અગાઉથી ડિપૉઝીટ લઈ નોંધ કરો છો તે મુજબ આપ જો ત્રણ મહિનાની સિઝન ટિકિટો પણ વેચો તો અમે તથા અમારા મિત્રો તે ખરીદવા તૈયાર છીએ. કાર્યક્રમ નાટક હોય કે નૃત્ય, સિતાર હોય કે કુસ્તી, રાસ હોય કે ગરબા, શાસ્ત્રીય સંગીત હોય કે જાદુના ખેલ, અમારે તો રોજ રાત્રે બાગમાં બેસતા હોઈએ એમ ટાઉનહૉલમાં બેસવું છે. શરત એક માત્ર છે કે નાટક પૃથ્વીરાજનું હોય કે રાણા પ્રતાપનું, પણ ક્યારેય કોઈ સંચાલક ટાઉનહૉલના પંખા બંધ કરાવી શકે નહિ. હાલ હૉલ "હોટેર કંડિશન્ડ" તો છે તેવી જ રીતે "કુલેર કંડિશન્ડ" કરાવો ત્યારે પંખા બંધ કરવાની પરવાનગી ભલે આપો. જો આપ હાલ આવી સળંગ ત્રણ મહિનાની ટાઉનહૉલની ગમે તે કાર્યક્રમ માટેની ટિકિટ વેચતાં હો તો અમારે માટે પેલી પંખા નીચેની ખુરશીઓ ઈ ૨૬, ૨૭, ૨૮ અને ૨૯ નોંધી લેશોજી.

(૫) અંતે આપને મોટરમાલિક મિત્રો તરફથી એક અભિનંદનનો સંદેશો પહોંચાડવાનો રહે છે. બેટરી બનાવવાની કંપનીઓના હિતમાં નવી મોટરોવાળાએ હવેથી, હેન્ડલ વડે મોટર સ્ટાર્ટ કરવાની સગવડ કરી નાખી છે. આથી સાઠ મૉડેલવાળાને પણ ધક્કા મારવાનો અવસર સાંપડે છે. કેટલીકવાર તો લિફ્ટ લેનાર પાસેથી કેમ જાણે બદલો લેવાના પ્રસંગો સાંપડે છે. અને તેમાંય લિફ્ટ આપનાર યુવક મોટરમાં બેસી રહે અને લિફ્ટ લેનારી યુવતીઓ પાસે ધક્કા મારાવવા પડે આવો પ્રસંગ, રમુજી દેખાવા છતાં, શિવલરસ તો ના જ ગણાય. આવા અળખામણા પ્રસંગોથી જાતે ચલાવવા મોટરીસ્ટોને ઉગારી લેવાને ઈરાદે આપે ટાઉનહૉલથી રેલ્વેના પેલા અંડરબ્રિજ લગી જે ઢાળ બનાવ્યો છે તે માટે આપને મુબારકબાદી આપવાની આ તક અમે લઈએ છીએ.

આ વખતની ભારે વર્ષામાં ભલભલી મોટરો ઠરી જતી હતી છતાં આપના આ આશીર્વાદરૂપી ઢાળને પ્રતાપે તે સહેલાઈથી સ્ટાર્ટ થઈ જતી હતી. તો શહેરમાં અન્ય રંજનના સ્થાન પર તેમજ નવા સ્ટેડિયમ પાસે મોટર સ્ટાર્ટ કરવાના આવા ઢાળની વ્યવસ્થા કરવા વિનંતિ છે.

ફરી એકવાર ટાઉનહૉલની પાસે સારું ઘર મેળવી આપવા અને આપને આર્થિક લાભ લેવો હોય તો, સાંસ્કારિક કાર્યક્રમાં રસ ધરાવતા પ્રેક્ષક કુટુંબો માટે, પાસે જ નદીના કિનારા પર આઠ માળના બ્લોક્સ બાંધી આપવા આથી વિનતી કરીએ છીએ.

# ૩૭ : વજિયંતિમાલાનાં નૃત્યો

કંઈક લોકો સટ્ટામાં, પાણીમાં કે પત્તાંમાં ખુવાર થઈ જાય છે તેમ અમને બીક છે કે અમે 'સંસ્કાર' માં ખુવાર થઈ જઈશું. કેમ જાણે અમે સંસ્કાર વિહોણા હોઈએ એમ ભર પટે અમારા પર 'સંસ્કાર' રેડવામાં આવે છે અને તેમાય ઓકટોબરથી તે ફેબ્રુઆરી લગી તો 'સંસ્કાર કાર્યક્રમો'થી જાણે બોમ્બમારો કરવામાં આવે છે! સિગારેટ, શેર કે 'શરબત' થી તો બચ્યાં છીએ પણ અમારા મનની પરિસ્થિતિ જોતાં લાગે છે કે આ 'સંસ્કાર કાર્યક્રમો' અમને ખુવાર કરશે! કેટલીક વાર મન કઠણ કરીને છેક છેલ્લા દહાડા લગી અમે એવાં નૃત્ય નાટ્ય કે સંગીત આક્રમણોથી બચી શકીએ છીએ. પરંતુ છેલ્લી ઘડીએ કોઈ શુભેચ્છા વડે અમારી વિકેટ ખરી પડે છે!

એજ પ્રમાણે છેલ્લા દહાડા લગી અમે પંચવટીમાં યોજાયેલ તા. ૯–૨–૬૦ ના વૈજયંતિમાલાના નૃત્યના કાર્યક્રમ તરફ આંખમીચામણાં કરે રાખ્યાં. પરંતુ બપોરે ત્રણ જણાએ એવા મેંણાં માર્યાં કે અમને ઘડીભર થઇ ગયું કે આ કાર્યક્રમ જોવામાં ભલે પુણ્ય ના હોય પણ નહિ જોવામાં પાપ જરૂર છે. આમ તો ટિકીટો ભારે એટલે કે ત્રીસ, વીસ, અને દસની હોઇ મન પર કાબૂ રાખવાનુ કઠણ ન હતું. વળી આવા સંસ્કાર કાર્યક્રમોની ટિકિટો વગર પૂછે લઈ લેતા અમારા પેલા મિત્રોએ પણ અમ દંપતીને બચાવ્યાં હતાં! પણ નસીબ બે ડગલાં આગળ નીકળ્યું. ગૃહરાણી કહેઃ 'ચાલો, આ

ટપાલમાં રૂપિયા ચાલીસનો રેડિયો કોન્ટ્રેક્ટ આવી પહોંચ્યો છે, તો આપણે પણ વૈજયંતિ જોઈએ.' અને એમ શ્રીમતીજીએ રેડિયોની ગાય દોહીને લાયન્સ ક્લબની સિંહણને દૂધ પાયું! અને મોડા જાગ્યા એટલે છેક ખૂણાની બેઠકો મળેલી.

બિચારી વૈજયંતિમાલાને ખબર નહિ હોય કે તેના આગમને, મિત્રોને તેમજ પાટનગરની વસ્તીને પણ, બે ભાગમાં વહેંચી નાખી હતી; ટિકિટ ખરીદી શકે એવા અને ના ખરીદી શકે એવા. જો કે નીચલા વર્ગોની ટિકિટ કરતાં ઉપલા વર્ગની સસ્તી છે એ વિધાન બાબાને સમજાતું ન હતું, તેથી એણે પૂછ્યું: "ત્રીસ રૂપિયાની ટિકિટ માત્ર પંદર આનામાં કેવી રીતે મળે? ટિકિટ લેતી વખતે દસદસની ત્રણ નોટો તો આપવી જ પડે ને?' આથી અમે તેને આવકવેરાના કોઠા બતાવી સમજાવ્યું કે આ નૃત્યકાર્યક્રમનાં નાણાં ધર્માદામાં ચેરીટીમાં વાપરવાનાં હોવાથી આવકવેરામાં માફી મળે છે અને એ માફીને કારણે કોઈ સામાન્ય માણસને ત્રીસની ટિકિટના પૂરા ત્રીસ આપવા પડે, થોડો કર ભરતો હોય તો પચીસે પરવડે, એક મોટરવાળાને વીસ રૂપિયે પરવડે, બે મોટરવાળાને દસ રૂપિયે પરવડે અને તે પ્રમાણે કરોડાધિપતિને આ ત્રીસ રૂપિયાની ટિકિટ માત્ર પંદર આને પરવડે છે; કારણ કે ઉપરની ભારે આવકમાં સૌથી વધુ કર રૂપિયે સાડા પંદર આના લગભગ લેવાય છે. આથી વૈજયંતિમાલાના આ કાર્યક્રમની અઢીસોથી વધુ રકમ ભરી પહોંચ મેળવે તો ત્રીસની ટિકિટમાં રૂપિયે સાડા પંદર આના સરકારના અને બે પૈસા પોતાના ખર્ચાય છે.

આ ભાવી પાટનગરમાં નેતાઓ તો આવે ત્યારે ખરા, પણ અભિનેતાઓનાં પુણ્ય પગલાં શરૂ થઈ ગયાં! પરિણામે આજ લગીમાં પાંસઠ હજાર જેવડા વકરાવાળો રંજનકાર્યક્રમ આ પ્રથમ હતો. અને આંકડો અહીંથી અટક્યો નથી; અગાઉ થોડા દિવસથી સાડી બ્લાઉઝ બજારને પણ સારો તડાકો પડ્યો હતો. આખરે તો વૈજયંતિમાલાને જોવા જવાનું હતું ને!

કરીને વાતાવરણ એવું ડહોળી નાખેલું કે ઉપરાઉપરી માંગ વધી. પેલી મેચમાં મુંબઈમાં એક ઓળખીતાનું બાયનોક્યુલર એમ ફરતું ફરતું એટલું આગળ વધી ગયું કે તે હજી આજ લગી ફરે છે! અમે કોઈને ના કહી શકતા ન હતા. એટલે અમારે થોડા કાર્યક્રમનો ભોગ આપવો પડેલો. પેલા મુંબઈગરાની જેમ ખોવાઈ ના જાય એ બીકે વૈજયંતિમાલા કરતાં બાયનોક્યુલર વાપરનારનું આકર્ષણ વધી ગયું હતું! અને એક આંખ વૈજયંતિ પર તો બીજી દુરબીન પર રહેતી.

અને આ દૂરબીન ઓછું સ્થિર રહે છે! એટલે ભાષણોના કાર્યક્રમ વખતે વૈજયંતિ પરથી તે તેની દાદીમા તરફ ફર્યું! દાદીમા પણ એટલાં જ ગોરાં અને જાજરમાન લાગતાં હતાં. તેના પિતા પણ દેખાયા. પછી દૃષ્ટિ પડી પેલી મદ્રાસી ગીતો ગાનારી બહેન પર, જેટલી રૂપાળી વૈજયંતિમાલા છે તેટલી રૂપાળી છે તે ગાયિકા, પરંતુ પહેલી પ્રાચીન કલાની દૃષ્ટિએ તો બીજી મોડર્ન આર્ટની દૃષ્ટિએ!

નરી આંખે નહોતું દેખાતું તે પણ આ દુરબીને બતાવ્યું; નાકની ડાબી બાજુ હીરાની ચૂની, જમણી બાજુ હીરાની વાળી અને વચમાં હોઠ પર પણ હીરાની વાળી લટકતી હતી: જો કે ત્રણે એકબીજાથી જોડાયેલ અને સ્પ્રીંગથી પહેરેલ લાગતી હતી. ઉપરાંત માથામાં ખોસેલી અર્ધ ચંદ્રાકાર હીરાની પીનો, મોતીનાં એરિંગ અને હાર તથા કમરપટો એ બધું જવાહીર બાજુ પર બેઠેલા પેલા ઝવેરીના અંદાજે પાંચ લાખથીયે વધુ કિંમતનું હશે.

આમ સ્વચ્છ વાતાવરણમાં ખૂદ વૈજયંતિના વસ્ત્રાભૂષણ સાથે હરીફાઈમાં ઊતરેલી ગુજરાતણોને દીપાવતી મધુર ચાંદનીમાં, આવો કાર્યક્રમ માણવાની તક પૂરી પાડવા બદલ એ ત્રણેક હજાર નાગરિક—નાગરિકાઓ પેલી 'સિંહ મંડળી' ના ઋણી ગણાય.!

# ૩૮ : મોટરનું એ ટચૂકડું દર્પણ

દરેક મોટરમાં આગળની બેઠકની સામે ઉંચે એક નાનકડો અરીસો હોય છે. વાહન અંગેના નિયમન અનુસાર આ અરીસો રાખવાનું ફરજિયાત હોય છે અને તેનો મુખ્ય હેતુ તો એ કે મોટર હાંકનાર પોતાની પાછળ આવતાં વાહનો જોઈ શકે. આથી જરૂર પડે પાછળના વાહનને આગળ જવા દઈ શકાય અથવા રોકતી વેળા કે વળાંક લેતી વખતે યોગ્ય સંજ્ઞા બતાવી શકાય. મોટર અંગેનાં પુસ્તકોનાં કે સરકારી નિયમનોમાં આથી કોઈ વિશેષ ઉપયોગ આ નાનકડા અરીસા માટે જણાવવામાં આવતો નથી.

પરંતુ અમારા અંગત અનુભવે તો આ નાનકડો અરીસો મોટર જાતે હાંકનારની કારકિર્દીમાં જાણે એક અનોખું પાત્ર ભજવ્યા કરે છે!

આ દર્પણ ઊંચે નીચે તેમજ આજુબાજુ સહેલાઈથી ફરી શકે છે તેથી પસંદ કરેલી દિશા દૃશ્યમાન બની શકે છે. દેખીતી રીતે જ અમારી અંગત ઉંચાઈ અને બેસવાની રીતને ધ્યાનમાં લઈને અમે અમારા વાહનનો અરીસો એ રીતે ગોઠવીએ છીએ કે જેથી છેક પાછળની વિશાળ બારીના કાચમાંથી પાછળથી આવતાં વાહનો સરળ રીતે દેખાય. વાહન અમે જાતે જ ચલાવતા હોવાથી એક વાર ચોક્કસ દિશામાં ગોઠવેલા આ દર્પણને અડકવાની અમારે જરૂર રહેતી નથી. થોડાં વર્ષો

ઝગારા મારે છે તે બધી તો મોટરની બહાર જ હોય છે ને! આ પ્રસંગે અમે ચૂપચાપ ગાડી ચલાવતા હતા કે જેથી આ વિવાહિત યુગલને વિક્ષેપ ના પડે. તેઓ પણ અમારી આ નીતિની મૂકપણે કદર કરતાં હતાં. ને તેમની જ વાતોમાં મગ્ન હતાં. ગાડીમાં તો સ્વાભાવિક અંધારૂં હતું જ ને અમે જઈ રહ્યા હતા તે રસ્તો પણ અંધારો હતો. તેવામાં અમારે વળાંક લેવાનો આવ્યો એટલે અમે મોટી બત્તીઓ કરી તો સામેથી આવતી મોટરે પણ જવાબમાં પોતાની બત્તીથી અમને આંજ્યા. દરમિયાન અમારી નજર પાછળના વાહન જોવા પેલા અરીસામાં પડી તો અમે શું જોયું? સામાવાળાની બત્તીના તેજમાં અમારી પાછળની બેઠકમાં જાણે એક એવું દ્રશ્ય દેખાઈ ગયું કે જે જોવા માટે માત્ર ફિલ્મ સેન્સર બોર્ડના સભ્યો જ અધિકારી ગણાય! પછી પેલા યુગલને બાગ આગળ ઉતાર્યું ત્યાં લગી અવારનવાર પેલા અરીસામાં અમારી નજર અનિવાર્યપણે ખેંચાતી અને એ અરીસાએ પણ પોતાની ફરજ બજાવેલી! જો કે આ દર્પણે ખાધેલી ચાડી અંગે પેલા યુગલને કશી જ ખબર પડી નહતી.

પરંતુ આ પ્રસંગ પરથી જેઓ મોટર જાતે નથી ચલાવતા તેઓને ખ્યાલ આવશે કે આ નાનકડો અરીસો જેટલો ઉપયોગી છે તેટલો જ અડચણકર્તા અને ભયંકર પણ બની શકે છે.! હાંકનાર આ દર્પણ દ્વારા આવાં કૌતુકો જોવા ટેવાયેલો કે ઘવાયેલો ના હોય તો, આ દર્પણ મદદરૂપ થવાને બદલે અકસ્માત જ કરાવી બેસેને!

અમારો એક મિત્ર કહે છે કે કેટલીકવાર મોટરમાં દૂર દૂર ફરવા ગયા હોઈએ ત્યારે એવાં દ્રશ્યો જોવા મળે છે કે મોટરનું મોઢું સીધું રાખીએ તો તક ગુમાવવાની થાય: એવી વખતે મોટર ઊભી રાખીને આ નાનકડા દર્પણનો ઉપયોગ ડહાપણભર્યો ગણાય!

કેટલીકવાર ઊતાવળ હોય અથવા જનતા ધારે એનાથી ઊલટી દિશાએ જવાનું હોય ત્યારે વચમાં આવતાં બસ સ્ટેન્ડ પર ઊભા રહીએ

ત્યારે પણ સુશિક્ષિત ઊંચી થાય છે, અને ના ઊભા રહીએ તો અવિનય થાય છે. આવે વખતે આ નાનકડો અરીસો સારી સેવા આપે છે, તમે બસ સ્ટેન્ડની સામે જોયા વિના જ આગળ જઈને ઊભા રહો ને પછી પેલા અરીસામાંથી જુઓ. જો કોઈ તમારી સામે ટીકી ટીકીને ના જોતું હોય તો આગળ વધી શકો અને કોઈ ખાસ ઓળખીતા હોય તો પોતાની મેળે જ આવશે. એવાને પરિસ્થિતિથી વાકેફ કરી શકાય કે તમારે અહીં નજીક માત્ર વાળ કપાવવા જવાનું છે, અથવા તો આજે ઊંધી દિશામાં જવાનું છે, એટલે અનુકૂળ હોય તો લાભ લે.

એક સેલ્ફ ડ્રાઈવ કરતા મિત્રને મુનશી જેવો અનુભવ થયો હતો. જરા વિષયાંતર જઈ વાત કરીએ તો હમણાંથી મુનશી દંપતી અને ખાસ કરીને શ્રીમતી લીલાવતી મુનશી સાહિત્ય તેમજ ફિલ્મમાંના સુરુચિનો ભંગ કરતા પ્રસંગો કે દ્રશ્યોની સામે જેહાદ ચલાવતાં લાગે છે. અમને સમજ નથી પડતી કે ' મારી કામચલાઉ ધર્મપત્ની ' ' બ્રહ્મચર્યાશ્રમ ' ' કાકાની શશી ' વગેરેના લેખક એ પોતાના પતિ જ છે, એ હકીકતની અવગણના લીલાબેને કરવાની છે ? અંગત રીતે અમે તો મુનશીનાં લખાણોના પ્રશંસક અને ભગત છીએ. એટલે મૂળ વાત પર આવીએ.

તે મિત્રના કહેવા પ્રમાણે "ગયે રવિવારે એક યુવતી અને તેના બે વર્ષના બાબાને મેં લિફ્ટ આપી. તેઓ આગળની બેઠકમાં મારી સાથે જ બેઠાં. થોડીવાર પછી બાબાને રમાડતાં પેલી યુવતી કહે 'જો આમાં બીજો દેખાય છે. ' અને એમ બાબાને પેલા દર્પણમાં રસ પડચો. બાબો બેઠક પર ઊભો થઈ ગયો અને દર્પણને પકડીને ધાંટાધાંટ કરવા લાગ્યો. આથી દર્પણ વળ્યું મારી તરફ, એટલે બાબો કહે :

" એય, આમાં તો મામા દેખાય, એ મામા, મામા " પછી મારા સામું જુએ અને દર્પણમાં જુએ. એનું સમતોલપણું રહે નહિ, એટ

દહાડે મેં શું કહેલું તેનું મને પોતાનેજ સ્મરણ નહોતું રહેતું. એટલે બાળકો જ પાછળની વાતનો સાર કહી જતાં અને હું અનુસંધાન કરીને આગળ વધતો. પરીક્ષા હોવાથી એક સાંજે કસરત પતતાં મારે વાંચવા ઘેર ચાલ્યા જવાનું હતું પણ વાર્તારસિયાં બાળકોએ મને પકડી રાખ્યો, એટલું જ નહિ, પણ હું છટકવા ગયો તો તેમણે મને સંખ્યાબળે ઘેરી લીધો. ખેંચતાણમાં મારું ખમીસ જરા ફાટયું. પછી તો પૂછવું જ શું? છોકરાંઓએ મસ્તીમાં આવીને મારું આખું ખમીસ ફાડીને જ ઉતારી લીધું! ખમીસનાં ચીંથરાં થઈ ગયાં. આથી બાળકોને પાછળથી ક્ષોભ થયો, પણ તેમના પ્રેમના પ્રતીક રૂપે એ ચીંથરાં વર્ષો સુધી મેં સાચવી રાખેલાં. એ પણ મારો એક પ્રિય યાદગાર દિવસ!

એ જ રીતે કોલેજમાં દાખલ થયાનો પહેલો દિવસ, પાઠક સાહેબના 'પ્રસ્થાન'માં મારી પહેલી વાર્તા છપાઈ એ દિવસ, જેલજીવન દરમિયાન બદલી થતાં કુટુમ્બ તેમજ બહારની દુનિયા એકાએક જોવા મળી તે દિવસ, લગ્ન કરવાનો નિર્ણય કર્યો એ દિવસ, પિતૃપદ પ્રાપ્ત થયું તે દિવસ—આ બધા મારા યાદગાર દિવસો છે.

એમાં ધારાસણાના મીઠાના અગર પર અમે પાડેલી ધાડનો દિવસ કદાચ મારો સૌથી વધારે યાદગાર દિવસ છે. રાજકારણ એ ખટપટનો વિષય છે અને એનાથી વિદ્યાર્થીઓ દૂર રહે એ જરૂર ઇચ્છનીય છે. પણ અપવાદરૂપે તેમાં માભોમને કાજે ઝંપલાવવું પડે તો એ પણ ફરજરૂપ લેખાય. એવા પ્રસંગો તો દુનિયાના દરેક દેશના સ્વાતંત્ર્ય-સંગ્રામના ઇતિહાસમાં મળી આવે છે.

ભારતને વહેલી તકે બ્રિટીશરોની ધુસરી હેઠળથી મુક્ત કરવું હતું. ગાંધીજીએ દાંડીકૂચ આદરી અને શાળા તેમજ મહાશાળાઓમાંથી વિદ્યાર્થીઓને આ લડતમાં ભાગ લેવાની મંજૂરી આપી. હું ત્યારે પ્રિવિયસની પરીક્ષામાં પાસ થઈ ચૂક્યો હતો. હવે એક બાજુ કોલેજ-

જીવનનું અને ડીગ્રીનું આકર્ષણ હતું, જ્યારે બીજી બાજુ ગાંધીજીની હાકલ હતી. પણ જેમની ખાસ બીક હતી તે મારા પિતાજીએ જ—સરકારી નોકર હોવા છતાં—મને કહ્યું કે "આવી હાકલ વખતે દેશમાંથી એકેક જણે તો નીકળવું જ જોઈએ." એટલે અન્ય મિત્રો સાથે હોવાથી મેં પણ સત્યાગ્રહમાં ઝંપલાવ્યું.

આ લડતમાં પડવા માટે એક મુદ્દાએ ખાસ અસર કરેલી. ઇતિહાસમાં અમે ભણેલા કે દરેક દેશ સ્વતંત્રતા માટે લડ્યો હતો. અમેરિકાના સ્વાતંત્ર્યસંગ્રામે પણ ઊંડી છાપ પાડેલી. "બસ, બ્રિટીશરોને કાઢો!" એ એક જ વિચાર ત્યારે અગ્રસ્થાને હતો.

અત્રે જણાવવું જોઈએ કે અમારે માટે એટલે કે વિદ્યાર્થીઓ માટે આ લડત "રાજકારણ" નહોતી પણ "પરદેશીઓ" સામેની લડત હતી અને અમે તો સૈનિક માત્ર હતા. રાજકારણમાં ભાગ લેવો અને સૈનિક બનવું એ બે જુદી જ વસ્તુઓ છે. સૈનિક તો ઉપરી કહે તેમ કરે; એને વિચાર કરવાનો હોતો નથી.

આ સત્યાગ્રહ વેળા મને અમદાવાદ ઉપરાંત સ્વ. ઝવેરચંદ મેઘાણી સાથે ધોલેરા તેમ જ વિરમગામના નિમક-સત્યાગ્રહમાં જવાની તક મળેલી. ધોલેરાથી મીઠું લઈને નાસતાં અમારી પાછળ માઈલો સુધી પોલીસ દોડેલી. આવી દોડમાં પોલીસોને હરાવવાની ખૂબ મઝા પડતી. વિરમગામમાં મીઠાની પોટલી દબાવી સ્ટેશને બેસી રહેવાનું હતું. સામેથી ઘોડેસ્વારો દોડતા આવે તોય અમારે ચસકવાનું નહિ! અમે માથું નીચું નમાવી આંખો મીંચી દેતા અને અમને કશી જ ઈજા પહોંચાડ્યા વગર ઘોડાઓ દરેક વખતે અમને કૂદી જતા!

આ પ્રમાણપત્રને લીધે મારી પસંદગી ત્રીસની સાલના ધારાસણાના વિખ્યાત હલ્લા માટે થઈ ત્યારે કસરતની ટેવને લીધે સારી રીતે ફૂલેલી મારી છાતી ઓર ફૂલી! વાત એમ હતી કે ગાંધીજીની શરુતી ટુકડી પકડાઈ ગયા પછી ધરપકડોની નીતિ બંધ કરીને સરકારે લાઠીમાર

શરુ કરેલો. સ્પેશિયલ ટ્રેન ભરીને ઊપડતી અમારી ટુકડીઓ આ લાઠીમાર સામે સત્યાગ્રહ કરવા ખાસ ઊપડતી હતી.

ઘરનાં સૌ મને સ્ટેશને વળાવવા આવેલાં. મારી ઉંમર અઢાર વર્ષની હતી ને ગણવેશ ખાદીની ખાખી ચડ્ડીનો તથા ખમીસનો હતો. ઉપરાંત એક જોડી કપડાં અને શેતરંજી વગેરેનો એક બગલથેલો.

મારાં સ્વર્ગસ્થ પૂજ્ય બાની સ્વાભાવિક ઇચ્છા એવી કે ભલે હું કૉલેજ છોડું, લડતમાં પડું, પણ લડતમાંયે ઑફિસમાંનું કારકૂની કામ કે ઇસ્પીતાલનું કામ કરું. શહેર મારે છોડવું નહિ અને ખાસ કરીને લાઠીમાર કે ગોળીબાર હોય ત્યાં તો મારે ન જ જવું. વિરમગામથી પાછા આવીને બાને મેં વચન પણ આપેલું. પરંતુ ધારાસણા માટેના સ્વયંસેવકોની પસંદગીમાં મારું પણ નામ આવ્યું એટલે મેં વચનભંગ કર્યો. બા ઘણું રડેલી પણ ખૂબીની વાત એ હતી કે સ્ટેશને વિદાય આપતાં તેણે મને ચાંલ્લો કર્યો ત્યારે તે નહોતી રડી. અને એ ન રડી એટલે જ મારાથી રડી જવાયેલું! બાકી એ સમયે એવી વિદાયવેળાએ રડવું એ સત્યાગ્રહીઓ માટે નાનમ અને શરમની વાત હતી.

ટ્રેનમાં તો મઝા પડી. રાત્રે ઊંઘ પણ સારી આવી. ડુંગરી સ્ટેશને અમને સવારે ઉતારવામાં આવ્યા. અનેક શહેરોમાંથી સંખ્યાબંધ ટુકડીઓ ત્યાં આવી હતી. ઉત્સાહ ગજબનો હતો. ઢીલો માણસ પણ આ બધું વાતાવરણ જોઈને મજબૂત બની જાય. ધારાસણા ત્યાંથી થોડેક દૂર હતું અને અમારે માટે હુમલાની તારીખ બીજી સવારની નક્કી થઈ હતી.

સાંજ લગી ડુંગરીના તંબુઓમાં રહેવાનું હતું. સાધારણ રીતે ત્રીસના સત્યાગ્રહ વખતે બહુ ચીવટપૂર્વક સાદાઈ પળાવવામાં આવતી. વિરમગામમાં ભાખરી અને છાશ અપાતાં. અને ધોલેરામાં તો બે દિવસ ચણા તથા ગોળ ઉપર જ ગુજારેલા. પણ અહીં ડુંગરીમાં ખોરા-

ક્ની તંગીને કારણે પહેલી જ વાર પાંઉ અને માખણ આપવામાં આવેલાં! વળી દૂધની તંગી હોવાથી ચા પણ આપવામાં આવેલી! નૈતિક દૃષ્ટિએ આ ખોરાક અન્ય સત્યાગ્રહીઓ માટે અયોગ્ય હોવા છતાં અંગત દૃષ્ટિએ મને એ ચા, પાંઉ અને માખણ મિજબાની જેવાં લાગેલાં!

સાંજે પાંચ વાગ્યે અમને ધારાસણાના ખાસ તંબુઓમાં લઈ જવામાં આવ્યા. ત્યાં ડુંગરી કરતાં વધારે સારી સગવડ હતી. જમવામાં ખીચડી, કઢી અને કસ્તુરી મળ્યાં પછી શું જોઈએ? જમી પરવારીને શેતરંજી પર બગલથેલાનું ઓશીકું બનાવીને અમે થોડાક મિત્રો ગપ્પાં મારતા હતા. ખીચડી ખૂબ ખવાઈ ગઈ હોવાથી નવ વાગતાંમાં તો ઝોકાં આવવા માંડ્યાં. પણ ત્યાં તો ઘંટારવ થયો. ધીમે ધીમે ટુકડીના નાયકો પોતપોતાના તંબુમાં આવવા લાગ્યા. અમારા તંબુના એંશી જણને સંબોધતાં અમારા નાયકે ગંભીરતાપૂર્વક કહ્યું :

"બધા પોતપોતાનો સામાન લઈને ઊભા થઇ જાઓ! મીઠાના અગર પર આપણી ટુકડીએ સવારે આઠ વાગ્યે હુમલો કરવાનો છે, તેની સૂચના આપવા આપણા વડા નાયક હમણાં આવે છે."

પહેલી જ વાર મારા તેમજ સૌના મુખ પર પ્રસંગનું ગાંભીર્ય દેખાયું. સામાન તૈયાર કરીને અમે ચારની હારમાં ખડા થઈ ગયા. વડા નાયકનું આગમન થતાં તેને સલામી આપી. તેણે અમને સૂચનાઓ આપતાં કહ્યું.

"જુઓ ભાઇઓ! આ તમારા જીવનની મહાન કસોટીનો અવસર છે, જેને બીક લાગતી હોય તે અત્યારથી ખસી જઈ શકે છે. તમે સૌ સ્વેચ્છાએ માભોમના મુક્તિસંગ્રામમાં આવ્યા છો. પૂજ્ય બાપુજીના આશીર્વાદ છે. હવે સાંભળોઃ સૌથી પ્રથમ દરેક જણ આવા કોરા કાર્ડના બે કકડાઓ પર પોતપોતાનાં પૂરાં સરનામાં લખે. પરણેલા

આટલું લખતાં તો મુજ સરખા અઢાર વર્ષના છોકરાનાં ગાત્રો ઢીલાં થઈ ગયાં. મૃત્યુ વિશે આટલી ગંભીરતાથી વિચાર કરવાનો મારે માટે આ પહેલો જ પ્રસંગ હતો. એટલામાં અંધારામાં દૂરથી બે વ્યક્તિઓ આવતી જણાઈ. મેં મારા એક ઊંઘતા મિત્રને જગાડ્યો ને કહ્યું : 'જો અલ્યા ! પોલીસો આવે છે, હમણાં ગોળીબાર થશે !' પેલો અધુરો પત્ર મેં બગલથેલામાં મૂકી દીધો. હું અને પેલો મારો મિત્ર તંબુના ખૂણામાં સંતાયા. પેલી બે વ્યક્તિઓ પાસે આવી અને અમે બન્ને ધ્રૂજવા માંડ્યા. મારાથી એકાએક બોલી જવાયું : 'કોણ છો?'

'અમે છીએ,'

'અમે એટલે કોણ?' મારા મિત્રે ઘાંટો પાડ્યો.

પણ ત્યાં તો પાસે આવતાં પેલા બે જણ બત્તીને અજવાળે દેખાયા—એ હતા પેલા જ બે ભાઈઓ, જે ગોળીબારથી પાછા ચાલ્યા ગયા હતા !

સ્વાભાવિક રીતે જાગતા હતા તેઓ બધા જ પેલા બે ભાઈઓને ઘેરી વળ્યા. અભિનંદનોનો વરસાદ વરસ્યો. પહેલી જ વાર છાવણીની ગંભીરતા એક પ્રકારના હળવા વાતાવરણમાં પલટાઈ ગઇ. પેલા બે ભાઈઓએ જણાવ્યું કે તેમનાથી પણ ઘણા નબળા મનના માણસો છાવણીમાં રહ્યા હતા ત્યારે પોતે પાછા કેમ જાય? અમુક ભાઈઓને સમજાવીને ધારાસણા લગી લાવવામાં પણ તેમનો જ ફાળો હતો એટલે એમના પોતાનાથી કેમ ખસી જવાય? ઉપરવાળો સૌનું રક્ષણ કરશે.

અને હું પણ પહેલીવાર હસ્યો. પછી બધા ટોળે વળી ગપ્પાં મારવા લાગ્યા. એક જણે છુપાવેલો પાંઉ કાઢ્યો અને કકડા કરીને વહેંચ્યા. મેં ખિસ્સામાંથી સોપારીના કકડા કાઢીને તેની આ છેલ્લી લહાણી કરી નાખી. હું જિંદગીમાં આ પહેલી જ વાર આખી રાત મટકું માર્યા વગર જાગ્યો હતો.

કુકડા બોલ્યા અને જોતજોતામાં અજવાળું થઈ ગયું, ઊંઘતા

હતા તે સૌને ઉઠાડવામાં આવ્યા. પછી પરવારીને અમે દૂધ પી લીધું અને બગલથેલા લઈ તૈયાર થઈ ગયા.

નાયક આવી ગયા. ઉત્સાહ ઘણો હતો. બીક ભાગી ગઈ હતી. જાણે કદી અમે પાછા જ ન આવવાના હોઈએ તેમ વડા નાયકે બગલથેલા ઉતરાવીને વીસ વીસના ઢગલા કરાવી દીધા. અને અમારી એંશીની ટુકડીએ 'સર જાવે તો જાવે પર આઝાદી ઘર આવે!' એ ગીતના સૂરે ધારાસણાના અગરને રસ્તે કૂચ આદરી.

થોડી જ વારમાં ટેકરીઓ જેવા લાગતા એ મીઠાના અગરો આગળ અમે આવી પહોંચ્યા. પોલીસ બંદૂકો તાકીને ઊભી હતી. ગુંડાઓ લાઠીઓ લઈ ઊભા હતા.

અમને દસ દસની ટુકડીમાં વહેંચી નાખવામાં આવ્યા. અગરના મેદાનમાં દાખલ થવા માટે તારની કાંટાળી વાડ તોડવા એ વચ્ચે એકેક પકડ આપવામાં આવ્યું. દૃશ્ય જેટલું ભવ્ય હતું એટલું જ બિહામણું પણ હતું. ચારે બાજુથી હજારો સત્યાગ્રહીઓ રામધૂન બોલતા આગળ વધતા હતા. અમારી ટુકડીઓ પાછળ હતી.

એકાએક હોહા થવા માંડી. આગળ પહોંચેલી ટુકડીએ તાર કાપ્યા કે તરત ગુંડાઓ લાઠીઓ લઈને એ સત્યાગ્રહી પર તૂટી પડ્યા. કંઈકના હાથપગ તૂટ્યા. હવામાં ગોળીબાર શરૂ થયા. અમારા નાયકે ગોળીબારથી બચવા અમને સૂઈ જવાનો હુકમ કર્યો. અમે બધા એકાએક એ ગંદી કાદવવાળી ભોંય પર સૂઈ ગયા.

થોડી વારે લાઠીમાર અટકી ગયો અને ગોળીબારના અવાજો બંધ થયા. 'રેડ ક્રોસ' ના માણસોએ ઘાયલ માણસોને એકદમ ઉપાડવા માંડ્યા. ગુંડાઓએ શરૂઆતમાં તો 'રેડ ક્રોસ' ના ત્રણ જણને લાઠીઓ ફટકારી ભોંય ભેગા કરી દીધા. પણ પછી સ્મશાનશાંતિ છવાઈ ગઈ. અમે બધા ફરી ઊભા થઈને આગળ વધવા માંડ્યા. હિંમત તો નહોતી પણ આબરુ જાણે આગળ ખેંચી જતી હતી! ત્યાં તો સંખ્યાબંધ

સ્નાન વગર અમને નવાં કપડાં પહેરી લેવાની સંજ્ઞા થઈ. ને છેલ્લે હુકમ આવ્યો :

"તમે નીચે જઈને ગાડી કહાડો હું નોકરને સૂચના આપી તમારી પાછળ આ આવી."

તેઓ નીચે આવતાં અમે ડ્રાઇવરની રાહે પૂછ્યું : "કઈ બાજુ શેઠાણીની સવારી ઊપડે છે?"

શ્રીમતીજી : "એટલીએ સમજ પડી નહિ! આપણે સ્ટેશને જવાનું છે. ગઈ કાલે મુંબઈથી દિયરજીનું કાર્ડ તો હતું કે 'હું કાલે સવારે કદાચ આવીશ પણ સ્ટેશને કોઈ આવશો નહિ.' એટલે આપણે કોઈને કહ્યા વિના તેમને સરપ્રાઈઝ આપવા સ્ટેશને જઈએ છીએ."

થોડીવાર મૂંગા મૂંગા અમે વાહન હંકારે રાખ્યું. પછી જવાહર પુલ આગળ અડધે રસ્તે અમે પૂછ્યું :

"આટલી વહેલી સવારે કોનો ફોન હતો?"

"છન્નુ નંબરનો સ્તો. સવારે વહેલા ઉઠાડવાની નવી સર્વિસનો મેં આજે બરાબર લાભ ઉઠાવ્યો. નહિ તો મને એટલી બધી ઊંઘ આવતી હતી કે દિયરજીને સરપ્રાઈઝ આપવાની તક મળત નહિ!"

"સત્યાનાશ જાય મારી ઊંઘ બગાડનાર એ નવી ફોન સર્વિસનું." એટલું વાક્ય મનમાં ગણગણીને અમે પ્રગટ બોલ્યા : "જોજે, દિયરજીને સરપ્રાઈઝ આપતાં તને જ સરપ્રાઈઝ ના મળે."

"તમને તો જ્યાં ને ત્યાં ટોકણી પુરાવવાની ખોટી ટેવ છે." ને સ્ટેશને પહોંચ્યા ત્યાં લગી અમે વધુ ટોકણી પુરાવવાનું મુલતવી રાખ્યું!

સ્ટેશને પહોંચ્યા ત્યાં જ જણાયું કે ગુજરાત મેલ આવી ગયો હતો અને ઉતારુઓ બહાર નીકળી રહ્યાં હતાં...અમને સૂચના મળી : "વાત કહું, મેલ આવી ગયો લાગે છે તો તમે અહીં બહાર જ રહીને બરાબર ચોકી રાખો અને હું સ્ટેશનની અંદર જઉં છું."

આખુંયે સ્ટેશન ખાલી થયું ત્યાં લગી અમે ત્રણે ઝાંપા ઉપર સતત ચોકી કરી, પણ છોટેભાઈ પકડાયા નહિ. આખરે 'છેલ્લા ઉતારુ' તરીકે શ્રીમતીજી ઝાંપામાંથી બહાર આવતાં જણાયાં. ટિકિટચેકર સાથે તેમણે થોડી વાતચીત કરી અને હસીને આગળ વધ્યાં. પાસે આવીને કહે: "તમે અપશુકન કર્યાં તે આવું જ થાય ને!"

"પણ છોટેભાઈએ કાર્ડમાં સ્પષ્ટ લખ્યું છે કે આવવાનું નક્કી નથી. છતાં તેં નાહકનો ધક્કો ખાધો અને ખવડાવ્યો!"

"હવે મહિને એકાદ દહાડો સવારે છએ ઊઠવું પડ્યું એમાં મોઢું શેના બગાડો છો? હું રોજ ઊઠું છું ને!"

અમે ઘેર પાછા જવા ઉપડ્યા અને ઘેર પહોંચ્યા ત્યાં લગી અમારું મોઢું બગડેલું જ રહ્યું!

અમે ગાડીનાં બારણાં બંધ કરતા હતા ત્યાં તો રિવાજ પ્રમાણે અમારાથી અગાઉ મેડે ચઢી ગયેલાં શ્રીમતીજી ઝરૂખામાંથી બોલ્યાં: "દિયરજી તો આ આવીને બેઠા, તમે આવી જ ચોકી કરીને?"

દિયરજી કહે: "તમે ને ભાભી સ્ટેશને પહોંચ્યાં તે અગાઉ હું ટેક્ષી લઈને ઘેર જવા ઊપડી ગયો હતો. બહાર નજર નાખી ત્યારે ઘરની ગાડી દેખાઈ ન હતી. તેથી હું ખુશ થયો અને મારે મન હું તમને વહેલી સવારે સરપ્રાઈઝ આપું."

આમ શ્રીમતીજી સાથે કોઈને સ્ટેશને લેવા ગયા હોઈએ અને મહેમાન તે અગાઉ ક્રૉસ થઈ ઘેર પહોંચી ગયા હોય એવા આમને સામને સરપ્રાઈઝ લેવા-આપવાનો આ કંઈ પહેલો પ્રસંગ ન હતો! આવું તો સંસારની શરૂઆતથી ચાલ્યા જ કરે છે!

ગયા મહિનાની પંદરમીએ શ્રીમતીજીની પેલી બેનપણી મુંબઈ જવાની હતી. તેણે પૂછેલું કે 'તમે સ્ટેશને આવવાના છો?' તો શ્રીમતીજીએ કહેલું કે 'આજે ફાવે તેમ નથી અને છ કલાક સાથે ગાળ્યા,

"એ તો સૌરાષ્ટ્રમાં જવાના છે, ગુજરાતમાં માંડી વાળ્યું."

સંપેતરું કીમતી હતું. ભારે ઘરેણાં હતાં. એટલે શ્રીમતીજીની સલાહે, એ જોખમ ઘેર પાછું લઈ જવા કરતાં બીજી ટ્રેન લગી રાહ જોવી, એમ નક્કી થયું. અંતે કલાક રોકાઈને અંદરથી બળતા પણ ઉપરથી હસતા મોઢે પેલા ભાઈને વિદાય આપી તેમજ સંપેતરું સોંપી, અમે 'શિડ્યુલ' કરતાં માત્ર અઢી કલાક મોડા પહોંચ્યા !

ગયા રવિવારે રાત્રે એક મિત્ર દંપતીને સ્ટેશને લેવા-મૂકવાનો મિશ્ર પ્રસંગ હતો. તે મિત્ર જોડું દિલ્હી મેલમાં અમદાવાદ સ્ટેશને ઊતરી પોણા કલાક બાદ ગુજરાત મેલ મારફત પૂના જવાનું હતું. તેઓને માટે પૂરી, બટાટા, દૂધ, વગેરે નાસ્તો પણ અમે લીધેલો. પ્લૅટફૉર્મ પાસ લેવાનું અમે માથે લીધું, ત્યારે શ્રીમતી કહે: "પાસ લેવા જ હોય તો પછી હું જ લઈ આવું, તમે લાઈનમાં ઊભા રહેશો તે ક્યારે પત્તો ખાશે ?" કહેતાં તેઓ પાસ લેવા ગયાં અને તરત પાસ લેતાં કે 'તમે આવો પાછળ' એવો ઈશારો કરતાં સ્ટેશનમાં ખોવાઈ ગયાં ! પાસ આપનાર કારકુન 'એ બહેન, અરે ઓ બહેન,' એમ બૂમો મારતો સંભળાયો અને અમને લાગ્યું કે આ પરચુરણ લેવાનું રહી ગયું હશે તો જતી વખતે પૂછી લઈશું, એમ વિચારી અમે પણ સ્ટેશનમાં દાખલ થયા.

"દિલ્હી મેલ આવવાની તૈયારીમાં છે." એવી સૂચના ધ્વનિવર્ધક યંત્રો પર સંભળાતી હતી. તો સામેથી તેના ઉતારુઓ ગુજરાત મેલમાં જગ્યા મેળવવા જાણે વિઘ્નદોડની હરીફાઈ કરતાં દેખાતા હતા. એટલે કે લાઉડસ્પીકરમાંથી બોલનારને માહિતી ન હતી કે ટ્રેન ક્યારનીએ આવી ગયેલી છે. અમે આ નાની લાઈનના પ્લૅટફૉર્મ પર પહોંચ્યા, પણ ન તો પેલાં મહેમાનો કે ન તો 'યજમાન,' એકેયનો મેળાપ સાધી શક્યા ! આખરે ગુજરાત મેલ ઉપર પાછા આવ્યા તો મહેમાનોને ડબ્બામાં ગોઠવાયેલા અને શ્રીમતીજીને ટિફિન કૅરીઅર છોડીને નાસ્તો પાથરતાં જોયાં. તેઓ કહે:

"આપણા લગ્ન બાદ તમે આ કેટલામી વાર ખોવાઈ ગયા?"

અમે કહ્યું: "ખોટો રૂપિયો ખોવાઈને પણ ક્યાં જવાનો હતો?" ને મિત્ર દંપતી પણ હસ્યાં. મિત્ર કહે:

"તમે જમ્યા વગર નીકળ્યાં છો ને?"

"હા, આજે બહારથી આવતાં મોડું થયું એટલે જમવાનું તમને વિદાય આપ્યા બાદ રાખ્યું છે."

મિત્ર: "તો આજે જમી લો મહેરબાન. અમારે બન્નેને રવિવાર છે. દૂધ લઈશું, બસ?"

આમ મહેમાનદેવને ધરાવીને અમારે બેને જ તેમના ડબ્બામાં ભોજન પતાવવું પડેલું. વાવે તેવું લણે તેમ રાંધે તેવું જમે!

મહેમાનોને વિદાય આપી બહાર નીકળતાં અમે શ્રીમતીજીને પૂછ્યું: "પાસ લેતી વખતે કંઈ પરચુરણ પાછું લેવાનું તમે ચૂકી ગયાં છો?" તો આ જવાબ મળ્યો: "આ નયા પૈસાની હજી સમજ પડતી નથી એટલે શી ખબર! પણ ચાલોને એ પાસવાળા કારકુનને પૂછતાં જઈએ."

પાસ કારકુને તરત જ બહેનને ઓળખ્યા અને કહે: આઠ પૈસા લાવો બહેન, હવે કોઈ દિવસ અગાઉ પૈસા લીધા સિવાય કોઈ બહેનને પાસ નહિ આપું!"

"પણ મેં તમને પહેલાં બે આની આપી છે, મીસ્ટર."

"તેની કોણ ના પાડે છે! પણ બે આનીના બાર પૈસા, બીજા આઠ નયા પૈસા ખૂટે ને? તમે તો બેઆની ફેંકી દોડ્યાં."

અમે તરત આઠ નયા પૈસા આપી પ્રકરણ અટકાવી દીધું. ઘેર પાછાં ફરતાં શ્રીમતીજી પૂછે: "તમે શેના વધારાના પૈસા આપ્યા?"

"પાસની કિંમત દશ નયા પૈસા થઈ છે તેની તને ખબર લાગતી નથી!"

શ્રીમતીજી: "એમ, ક્યારથી એવું થયું? હું તો કદી પણ પાસ લેતી નથી એટલે મને ક્યાંથી ખ્યાલ આવે? મેં તો માત્ર તમારા પાસના બે આના આપ્યા હતા. પણ તેણે બે પાસ કેમ આપ્યા તેનો

મહેમાનોને પકડીને નીસરણીઓ મારફત નીચે લાવવામાં આવ્યા. આમાં રખેને કોઈ એકાદ એ દિવસ ઘરકામ કરી ગયેલી જાણીતી વ્યક્તિઓ હોય તો એની ચકાસણી કરવા અમે આ બન્ને મહેમાનોને બેટરીના તેજમાં બરાબર પારખ્યા. કોઈ ઓળખીતા તો ન હતા પણ 'બે મરણિયા બારને ભારે' એવા બન્નેય સશક્ત જુવાનો તો જરૂર હતા. તેઓએ હથિયારો, કાં તો તેમના મદદનીશોને આપી દીધાં હોય, દૂર ફેંકી દીધાં હોય, પણ કંપાઉન્ડમાંથી તો ચંપનો માત્ર જડેલી.

વીજળીના દીવાના ઝગમગતા પ્રકાશમાં આ મહેમાનોને પકડતા જોવાનો આ આખોયે તમાશો ટિકિટ ખર્ચીને પણ જોવા જેવો હતો! ખાસ તો એટલા માટે કે ગીરમાં સિંહ બતાવે છે તેમ આ દૃશ્ય પ્રેક્ષકો માટે સલામતીથી જોવાની સગવડ હતી. અને ન હતી કોઈ ચોરી થઈ, ન હતી કોઈના દેહને કશી હાની થઈ. માત્ર એક બારીની આંકડી તૂટી હતી અને તેના એક સળિયા પર પા ઈંચ ઊંડો કરવતીનો કાપો પ્રસંગના સ્મરણરૂપ રહ્યો છે. પંચકેસ વગેરેમાં સાડાત્રણ થઈ ગયેલા એટલે બીજે દિવસે રાત્રે અમારા સૌની એક પરિષદ ભરાઈ હતી અને એમાં જે વિચારાયેલું એ ચોરીના પ્રસંગ કરતાં ઓછું રસિક નથી.

અમને લાગ્યું કે ચોરીના સમાચાર આપતાં છાપાવાળા સાથે સાથે એવું જાહેર કરે છે કે 'ઘર માલિક દોઢ મહિનાથી આબુ રહે છે.' એ માહિતી બહાર આપવી જોઈએ નહિ; કારણ કે છાપું આવા 'મહેમાનો' પણ વાંચે છે ને? એજ રીતે કેટલાક ડોકટરો જાહેર ખબર આપે છે કે 'આટલા દિવસ તેઓ બહારગામ છે માટે મળી શકશે નહિ." એ માહિતી પણ આવા મહેમાનોને માટે આડકતરું નિમંત્રણ ગણાય. એટલે અમે ઠરાવ કર્યો છે કે ઊલટું 'ઉનાળાની આ રજાઓમાં અમે બહારગામ ગયા નથી.' એવી ગેરમાર્ગે દોરતી જાહેર ખબરો, બહારગામ જનારાએ છપાવવી તે ઈષ્ટ છે.

બીજું પાંચ પાંચ ચોરીઓ છતાં ખાસ ચોરી જેવું થયું નથી તો હવે આ ઘર પર એવું પાટિયું લગાવી દેવું કે: 'અત્રે પાંચ પાંચ વેળા ચોરી કરનારા નિષ્ફળ ગયા છે. તો આપને બીજે નસીબ અજમાવવા વિનંતિ છે.' અને અંધારામાં મહેમાનોને વાંચવાની મુશ્કેલી ના પડે માટે, મોટરો પર લગાવવામાં આવે છે એવા આપોઆપ ઝગકતા પ્લાસ્ટિકના અક્ષરથી આવું પાટિયું બનાવવું.

ત્રીજો વિચાર બહેનોને એ આવ્યો કે આપણે ચોકી માટે આલ-સેશિયન કૂતરો રાખવો. પરંતુ એ ઠરાવ એટલા માટે ફાઇલ થયો કે આલસેશિયન સાચાખોટા મહેમાનો વચ્ચેનો ભેદ સમજ્યા વગર ભસવા માંડે છે અને વરસનો આવો એકાદ પ્રસંગ ટાળવા માટે ઘરનાંને રોજના ઉજાગરા થાય. વળી કૂતરું પાળવું એ બાળક ઊછેરવા કરતાં પણ કઠિન હોય છે. ઉપરાંત ઘરની મહિલા મંડળની કેટલીક બહેનપણીઓ સાંકળે બાંધેલા કૂતરાથી પણ એટલી બધી ફફડે છે, ડરે છે, કે તેઓ ઘેર આવતી જ બંધ થઈ જાય.

આથી એક બહેનનો સુધારો સ્વીકારમાં આવ્યો કે આપણે પારસી પડોશીના પેલા મોટા આલસેશિયન કૂતરાના ભસવાનું ટેપરેકોર્ડીંગ કરી લેવું, આપણે તો કૂતરા કરતાં તેના ભસવાના અવાજનું જ કામ છે ને? એટલે રાત્રે સૂતાં પહેલાં એ ટેઇપ વગાડવી. જરૂર પડે એટલે બેઠેલા નોકરને બટન દાબવાથી ટેઇપ ચાલે એવી વ્યવસ્થા કરી આપવી. ઘણુંખરું ભસવાના અવાજથી જ, જે હશે તે ભાગી જશે. છેલ્લો વિચાર એવો છે કે મકાનની પાછા બાજુ પર એક તૈયાર સીડી મૂકી રાખવી જેના સાતમે પગથિયે પગ પડે કે તુરત ચડનારને વીજળીનો આંચકો લાગે અને સાથે સાથે ઘરના કોલબેલ વાગવા માંડે.

પણ આ બધું તો ચોરીના પ્રસંગના ચાર દહાડા લગી યાદ રહે છે! જેમ દરેક જાતે મોટર હાંકનાર, સવારના રસ્તામાં મોટરનો ગંભીર અકસ્માત જોઇને પોતાની ઝડપ દસ માઈલની કરે છે; પણ તે જ સાંજે ફરવા નીકળે છે ત્યારે કોઈ સાઈડ કાપે એ ખમી શકતો નથી અને પાછો ત્રીસ માઈલની ઝડપે પહોંચી જાય છે, એમ અમે પણ દર ચોરીના પ્રસંગે કરેલા આવા ઠરાવો વળી પાછા નવા અવ-સર લગી તેની ફાઇલમાં મૂકી બધું ભૂલી જઈશું!

# ૪૨ : નવા બૂટ

**પરમ** દિવસે મનુભાઈએ પૂછેલું કે "જીવનમાં તમારી મહેચ્છા શી છે?" ત્યારે અમે ટૂંકમાં જવાબ આપેલો કે "સારા થવાની."

અનુભવે અમને લાગ્યું છે કે આ સંસારમાં સૌથી કઠિન કોઇ ધ્યેય હોય તો તે "સારા થવાનું" છે. ફિલસૂફનું નામ ધારણ કર્યા બાદ નામને અનુરૂપ નીતિ અમે અપનાવી છે. કોઈનું ભલું ના થાય તો કંઈ નહિ, પણ કોઈનું બૂરું તો ના થાય એની ચીવટ રાખવી, કોઈનો જીવ ન દુભાવવો વગેરે. આ અંગેની ઘણી ચીવટ છતાં પણ કેટલીકવાર કોઈના વખાણ કરવા જતાં અનર્થ થઈ ખોટું લાગી જાય છે. ગમતમાં બોલેલાં વાક્યો ગંભીરતાપૂર્વક લેવાઈ જાય છે; ઈરાદા વગરની નિર્દોષ નોંધો કટાક્ષોમાં ગણાઈ જાય છે અને નિખાલસપણે કરેલી કોઈ વાતો અંગે કેટલીકવાર મહિનાઓ પછી કોઈ ધ્યાન દોરે છે કે તે વખતે કોઈ ગંભીર ગુનો કર્યો હતો! આવા અનુભવોથી ખ્યાલ આવે છે કે માનવીને કેટલો બધો પામર બનાવવામાં આવ્યો છે! કેટલી બધી બાબતો પર આપણો કોઇ જ કાબૂ હોતો નથી અને આમ સંસારમાંથી હંમેશની વિદાય લીધા પછી પણ "એ ભાઈ સારા હતા" એવી કોઈ ખાત્રી મળે તેમ નથી. છતાં પણ "કર્મણ્યે વાધિકારસ્તે..." ફળની આશા રાખ્યા વિના 'સારા' થવાના ધ્યેયને વળગી રહી, અમારી જેમ ક્યારેય કદર કરવાનો એકે અવસર જતો નહિ કરવાની ટેવવાળા, અમારા પેલા મિત્રે અમારા બૂટ સામું જોઇને કહ્યું :

"તમારા આ નવા બૂટથી વટ પડે છે."

અમે જાણતા હતા કે સારું કહેવાની એક તક જતી ના કરે એવા આ ભાઈનું વાક્ય માત્ર ઔપચારિક હતું; એમની ટેવનો એક ભાગ માત્ર હતું. છતાં આટલી નાનકડી ખુશામતથી અમે પણ ઉગરી શક્યા નહિ. અમારા બૂટ નવા હતા પણ ખાસ કીમતી કે રૂપાળા ન હતા. ને આ નવા બૂટથી કેવો વટ પડતો હતો તે અમારું મન જાણતું હતું.! બૂટ લીધાને માત્ર બે જ કલાક થયા હતા ત્યાં તો અમારા જમણા પગના અંગુઠા ઉપર, સાચા પોખરાજ જેવો મજાનો ફોલ્લો ઊઠયો હતો ને ડાબો પગ તો જાણે પ્લાસ્ટર ઓફ પેરિસમાં મૂક્યો હોય એવી રીતે જકડાઈ ગયો હતો. આવી પરિસ્થિતિમાં અમે જરા લંગડાતા ચાલતા હોઈએ ત્યારે 'નવા બૂટમાં વટ પડે છે' એ વાક્યમાં કદરદાની છે કે કટાક્ષ એ કેમ કળી શકાય?

સાચે જ પેલી અંગ્રેજી કહેવત "એઝ કમ્ફરટેબલ એઝ એન ઓલ્ડ શુ," પ્રમાણે આજ લગી ક્યારેય અમે નવા બૂટના ત્રાસમાંથી ઉગર્યા નથી.

અમારા કમનસીબે અમને ચંપલથી ચાલવું ફાવતું નથી. વળી અમને એવો પૂર્વગ્રહ બંધાઈ ગયો છે કે ચંપલથી પગ સુરક્ષિત રહેતા નથી, ગંદા થાય છે અને ફાટી જાય છે; અને આવા ચોમાસામાં પહેરણ પર મોડર્ન આર્ટની ભાત પાડે છે. ઉપરાંત બંધનરહિત પગના આંગળાં બતકના પંજા જેમ પહોળાં થતાં જાય છે. આથી અમે માનીએ છીએ કે પગના સુંદર આકારના રક્ષણ માટે બહેનોએ પણ બૂટ જ પહેરવા જોઈએ. ઓછામાં ઓછું–પગની આંગળીઓ–પંજો પહોળો થતો અટકે એવી ચંપલ પસંદ કરવી જોઈએ.

બાળપણમાં અમારા શુભનસીબે પગને ચંપલ કે બૂટ કશાના બંધનમાં નાંખવાનો રિવાજ નહતો. છેક સારંગપુરથી શાહપુર, બે માઈલ

લગી ઉઘાડે પગે અને ઉઘાડે ડીલે, માત્ર શણિયું પહેરી અમે લગ્નના જમણોમાં જતા. શિયાળામાં પાણી છાંટેલા રસ્તા પર પગ ફળી પડતા ત્યારે જમણવારની રસોઈ માટે જમીનમાં ખોદેલા ચૂલા આગળ પગ શેકી આવતા. અને ઉનાળામાં એક ઘરના છાંયડેથી બીજા છાંયડા વચ્ચે દોડી દોડીને આવી મુસાફરી કરતા.

વડીલબંધુના લગ્નમાં ના છૂટકે બૂટ લેવા પડેલા. દેખાવથી અંજાઈને, અન્ય મિત્રોની અદેખાઈનો દિલાસો લઈને આ ઘરના લગ્નપ્રસંગે પહેલી જ વાર એ બૂટ પહેરી અમે વરઘોડાના સાજનમાં ચાલવા માંડયું. પણ વરઘોડો પોળની બહાર નીકળ્યો ત્યાં લગીમાં તો અમારા જેવા અન્ય મિત્રો સાથે, અમે પણ બેય બૂટની દોરીઓ વચમાંથી બાંધી બૂટ હાથમાં લટકતા રાખીને ચાલતા હતા.

ત્યારથી મોટા થયા થયા લગી, ડંખે નહિ એવા બૂટ મેળવવામાં અમે નિષ્ફળ ગયેલા. વચમાં મોજાં જેવી પાતળી મોજડીનો પ્રયોગ કરેલો પણ તેનું આયુષ મોજાં જેટલું જ રહેતું. અને ત્યારે અમે મરીંફી ગાડી વાપરતા હોઈ કેટલીએ વાર કિક મારતી વેળા, મોટરસાઈકલ તો સ્ટાર્ટ થતી નહિ પરંતુ મોજડી એકની બે બની જતી!

આખરે થોડાં વર્ષ પર જયંતિલાલ નામના એક મિત્રે અમને તેમના મોચી પાસે, ડંખે નહિ એવા બૂટ સીવડાવી આપ્યા. અને ત્યારથી અમે બૂટ ઉપર ચડી ગયા. જોકે એનો અર્થ એવો નથી કે અમને બૂટ ડંખતા નથી. અલબત્ત અમે વર્ષના અગિયાર મહિનામાં નવા બૂટના છોતરાં ઉખાડી નાખીએ છીએ પરંતુ પહેલો મહિનો તો તે અમારાં છોતરાં ઉખાડે છે!

બૂટની અમારી આપવીતી સંકોચ સાથે જણાવીએ તો અમારી એક નંબરની જોડ ફાટવા આવે અને બીજીનો વારો આવે તે અગાઉ અમે નવી જોડી ખરીદીએ છીએ. જીવનમાં આ અમારે માટે ઘણો

કપરો પ્રસંગ છે. અમારો આખો મહિનો આ નવા બૂટને જૂના, વપરાયેલા બનાવવામાં જાય છે. આ વિધિ દરમિયાન અમે અમારી સાથે વાહનમાં જ પેલી જૂની પ્રિય જોડી રાખીએ છીએ અને નવા બૂટ પહેરે પાંચેક મિનિટ બાદ પાછા જૂના પહેરી લઈએ છીએ. દિવસે દિવસે નવા બૂટના વપરાશના સમયમાં પાંચ–પાંચ મિનિટ ઉમેરાતી જાય છે અને અઠવાડિયા બાદ રોજનો એક કલાક તે પહેરવાની હિંમત આવે જાય છે. અલબત્ત કોઈ વરઘોડામાં કે જ્યાંથી વચમાંથી બૂટ બદલવાની શક્યતા ના હોય ત્યારે અમે જૂની જોડી જ વાપરીએ છીએ. આમ ડંખ–ફોલ્લા થાય, ફોલ્લા ફૂટે વગેરે પ્રકારના ઓપરેશનો બાદ પચીસથી પાંત્રીસ દિવસે નવા 'કમ્ફરટેબલ ઓલ્ડ શુ' અર્થાત પગના મિત્ર બની જાય છે અને તે દિવસથી તે જોડીને ભવિષ્યને માટે અલાયદી મૂકી દેવામાં આવે છે. આમ સારું એવું કષ્ટ વેઠીને બબ્બે ભરોસાપાત્ર જોડી તૈયાર રાખવામાં આવે છે!

દેખીતી રીતે જ નવાં જોડ ખરીદનારનો 'હર્ષ' બને તેટલો દૂર ઠેલાય એ વિચારે ચાલુ જોડને અમે ભારે કરકસરપૂર્વક વાપરીએ છીએ. દૃષ્ટિ આર્થિક નથી કારણ કે જે બૂટ અમે ખરીદીએ છીએ એ જ બૂટવાળાને અમે ઓફર આપી છે કે અમારી જોડ વાપરીને અમને ડંખે નહિ તેવી 'જૂની' કરીને આપે તો એ વપરાયેલા બૂટની કિંમતમાં પાંચ રૂપિયા વધારો કરી ખરીદવા અમે તૈયાર છીએ.' જવાબમાં બૂટ વેચનાર સમજાવે છે કે: "આ તો પ્રસૂતિની પીડા જેવું છે 'પુત્રની મા' કહેવડાવવું હોય તો રાજાની રાણીને પણ જાતે જ પીડા સહન કરવી પડે છે ને! તમારા બૂટ તમારા પગને અનુકૂળ કરવા હોય તો અન્ય કોઈ પહેરી આપે તો ન ચાલે; કારણ કે તમને એ બંધ બેસે જ નહિ." સમજ્યા મારા ભાઈ, માલિકે જ પીડા વહોરાવી રહી. ટૂંકમાં પેલા અલ્લાઉદ્દીનના જાદૂઈ ફાનસની જેમ કોઈ "ઓલ્ડ શુ ફોર ન્યુ" આપવા ખુશી નથી!

બૂટ સીવનારે એક બીજું પણ રહસ્ય ઉકેલ્યું. અમારા બે પંજા સરખા નથી જમણો મોટો છે! અમને આ હકીકત રુચની ન હતી ત્યારે તેણે દિલાસો આપતાં કહ્યું કે ભાગ્યે જ કોઇના બન્નેય પંજા બિલકુલ સરખા હોય છે. વળી એના કહેવા પ્રમાણે અમે તો નસીબદાર છીએ કે મહિને પણ નવી જોડને નાથીએ છીએ. બાકી ઘણાને તો ચાર જોડે એકાદ જ ન ડંખતી ખપતી નીકળે છે.

તો તો રશિયાના લોકોનું શું થતું હશે: રશિયામાં બૂટની મોંઘવારી અને અછતનો ખ્યાલ આપતા પેલા વિખ્યાત પત્રકાર જોન ગંથર લખે છે કે: "મોસ્કો શહેરના કોઈ ભરચક લત્તામાંના ધોરીમાર્ગ પર અમેરિકન અભિનેત્રી મેરિલન મનરો, માત્ર બૂટ પહેરીને, બિલકુલ નવસ્ત્રી દશામાં ચાલી જતી હોય તો યે મોસ્કોવાસીઓની પહેલી નજર મેરિલિનના બૂટ પર પડશે." જ્યાં બૂટની આટલી હદની તંગી હોય ત્યાં જેઓને ચારમાંથી ત્રણ ત્રણ જોડીઓ ડંખને કારણે નકામી જાય તેવાઓની શી દશા થાય!

એમ અમારા પગ નાના મોટા છે તેનો વસવસો પેલા મોચી ભાઈ આગળ રજૂ કર્યો તો તેણે પોતાની ફિલસૂફી રજૂ કરી:

"જુઓ ભાઈ, જગતમાં ભગવાને ક્યારેય બે ચીજો સરખી બનાવી જ નથી. બે ચીજો સરખી હોય તો એ જોડી શોભે જ નહિ. દંપતીમાં પણ પતિ પત્ની મોટાં નાનાં જ શોભે, બેય સરખાં શોભે? લો જુઓ આ બૂટની જોડી" કહેતાં એણે એક સફેદ મોજડીની જોડ અમારી આગળ ધરી.

અમે પૂછ્યું: "આ શું ખરેખર મોજડીની જોડ છે? મોજડી તો બેય સાવ સરખી હોય, ડાબો જમણો પણ પહેર્યા પછી જ નક્કી થાય છે ને! જ્યારે આ જોડામાંથી ડાબું નંગ ઘણું મોટું છે."

## લેખ પ્રસિદ્ધિની ઉપલબ્ધ તારીખો

| લેખનંબર | પ્રસિદ્ધિની તારીખ | લેખનંબર | પ્રસિદ્ધિની તારીખ |
|---|---|---|---|
| ૧ | ૧૨–૨–૫૯ | ૨૨ | ૧૨–૭–૫૭ |
| ૨ | ૧૯–૯–૫૫ | ૨૩ | ૨૧–૯–૫૭ |
| ૩ | ૧–૧૨–૫૬ | ૨૪ | ૨–૪–૫૫ |
| ૪ | ૨૦–૮–૫૫ | ૨૫ | ૧૯૫૭ |
| ૫ | ૧–૮–૫૩ | ૨૬ | ૧૭–૫–૫૮ |
| ૬ | ૧૯–૧–૫૭ | ૨૭ | ૬–૨–૬૦ |
| ૭ | ૨૯–૬–૫૭ | ૨૮ | ૨–૧–૬૦ |
| ૮ | ૧૯૫૩ | ૨૯ | (૧૯૬૦) |
| ૯ | ‘કુમાર’ અંક ૪૦૦ | ૩૦ | ૨૯–૭–૫૯ |
| ૧૦ | ૨૧–૧૨–૫૭ | ૩૧ | ૨૯–૩–૫૯ |
| ૧૧ | ૧૪–૧૨–૫૭ | ૩૨ | ૧૧–૪–૫૯ |
| ૧૨ | ૬–૮–૫૬ | ૩૩ | ૭–૬–૬૦ |
| ૧૩ | ૨૪–૭–૫૮ | ૩૪ | ૧૦–૧૦–૫૯ |
| ૧૪ | ૫–૭–૫૮ | ૩૫ | ૧૩–૯–૫૮ |
| ૧૫ | ૨૦–૯–૫૮ | ૩૬ | ૧૭–૧૦–૫૯ |
| ૧૬ | ૨૪–૧–૫૯ | ૩૭ | ૧૩–૨–૬૦ |
| ૧૭ | ૩૧–૧–૫૯ | ૩૮ | ૨–૪–૬૦ |
| ૧૮ | ૭–૨–૫૯ | ૩૯ | ૧૦–૫–૫૮ |
| ૧૯ | ૧૧–૭–૫૯ | ૪૦ | ૨૦–૧૦–૫૯ |
| ૨૦ | ૨૩–૬–૫૬ | ૪૧ | ૨૫–૭–૫૯ |
| ૨૧ | ૨૩–૭–૫૭ | ૪૨ | ૧–૮–૫૯ |